# યોગદ્રષ્ટિ સમુચ્ચય.

:: ભાષાંતરકર્તા ::

મહોપાધ્યાયજી મા૦ શ્રી દેવવિજયજીગણિ મહારા

:: પ્રસિદ્ધ કર્તા::

શ્રી વિજયકમલ કેશર ગ્રંથમાળા તરફથી

શા. હીરાલાલભાઈ મગનલાલ, ખંભાત.

પ્રથમ આવૃતિ. વિ. સં. ૧૯૯૨ પ્રત ૧૨

# अर्पण पत्रिका

निखिलनिगमागमनीरेश्वरपारीणा ऽध्यात्मयोगमार्त्तण्डदार्शनिकसम्राट् जेष्ठबन्धुश्रीमद्‌विजयकेशरसूरिश्वरपूज्यपादानां प्रशान्तगंभीराकृतिजुषां योगविद्यांप्रत्यपूर्वप्रेमास्पदतामध्यक्षीकृत्यप्रविलोक्य च बहुकालंतदीयांध्यानावस्थां चकितचितीभूतोऽहं ज्ञातयाचसमग्रप्राणिवृन्दं योगप्रवणंविधातुं भवत्समीहयाप्रत्तप्रेरणत्वात् स्वस्यापितन्मार्गपरायणतां दृष्टुकामः भवत्गुणगणाकृष्टो ऽस्ययोगदृष्टिसमुच्चयाख्यस्यग्रंथस्य मत्कृतानुवादोभवच्चरणकमलमिलिन्दायमानो यत्र कुत्रापि योगिगणैरप्यनवाप्यस्थानेस्थितिमतां श्रीमतांपरमानूनां शांतिसंजनयत्वतिप्रार्थयतेऽयंग्रंथसमर्पकः श्रीमतां कनीयान्भ्राता वन्दननिबद्धाञ्जलि महोपाध्यायो देवविजयः

सं. १९९१ भाद्रशुक्ल पंचमीतिथौ

# માહારાજશ્રી છત્રવિજયજીની ટુંક જીવનરેખા.



આ માહાત્માશ્રી ખંભાતના રહીશ હતા. સંસારી નામ મગનલાલ ઇશ્વિરદાસ હતું, ચુડગરનો ધંધો કરતા હતા, સ્થિતિ સામાન્ય છતાં ધર્મસ્થિતિ ઘણી સારી હતી, દરરોજ પ્રતિક્રમણ, સામાયક, દેવપૂજા, પર્વ દિવસે પોસાહ આ વિગેરે ખાસ તેઓશ્રીના નિત્ય કર્તવ્યો હતા. સંતતિમાં એકપુત્ર અને બે પુત્રીઓ હતી. પુત્ર ભાઈ હીરાલાલ સામાન્ય સ્થિતિમાંથી હાલ ઘણી સારી સ્થિતિમાં ધર્મ પ્રભાવથી આગલ આવ્યા છે. સં. ૧૯૪૯ ની સાલમાં શેઠ અમરચંદભાઇ પ્રેમચંદે પાલીતાણાનો છરીપાલતો સંઘ કાઢયો હતો તેમાં મગનભાઈ છરીપાલતા જાત્રા કરવા સાથે ચાલ્યા, સંઘમાં મહારાજશ્રી હરખવિજયજી તથા દીપવિજયજી વિગેરે સાથે હોવાથી તેઓના પરિચયમાં આવતા દીક્ષા લેવાની ભાવના જાગૃત થઇ, અને સીદ્ધગીરીની જાત્રા કરી ઘોઘાની જાત્રા કરી ભાવનગર આવ્યા. આ વખતે અહી મહારાજશ્રી દીપવિજયજી બીરાજમાન હતા. તેઓશ્રીના ઉપદેશથી મગનભાઇએ તરત દીક્ષા સ્વીકાર કરી અને છત્રવિજયજી નામ રાખવામાં આવ્યું. દીપવિજયજી માહારાજના શિષ્ય થયા. તે પછી વડી દીક્ષા ત્યાં થયા પછી ગુરૂ સાથે જાત્રા કરવા પાલીતાણા પધાર્યા. ગુરૂ સાથે અવાર–નવાર જાત્રા કરતા નવ નવાણું તેઓશ્રીએ કરી. પાલીતાણા ભાવનગર વિગેરે સ્થલે વિચરી ખંભાત પોતાની જન્મભુમીમાં આવ્યા, અવસ્થા વૃદ્ધ થવાથી. પાછલની જીંદગી અહીં ખંભાતમાં જ પુરી કરી. સં. ૧૯૮૩ ના કાર્તિક સુદ ચઉદસના દિવસે ચોમાસિ પ્રતિક્રમણ તેઓ ભણાવતા પખી સુત્રના ૭ આલાવા કહ્યા પછી જરા થાક લાગવાથી તેઓ બેસી ગયા અને પ્રભુ સ્મરણ કરતા દેવલોક પોચી ગયા, ચોત્રીસ વર્ષનો દીક્ષા પર્યાય પાળ્યો તેઓની પાછળ તેઓશ્રીના ચીરંજીવી હીરાલાલભાઇએ મહોચ્છવ વિગેરે ધાર્મિક સારા કાર્યો કરી પૈસાનો સારો સદ્વ્યય કર્યો હતો, હાલ પણ ધર્મના કાર્યોમાં ઘણો સારો ભાગ લે છે ખંભાત આલીપાડાની ધર્મશાળા તેઓશ્રીએ સુધરાવી આપી છે તેમજ આ

મહારાજ શ્રી છત્રવિજયજી મહારાજ



જન્મસ્થાન ખંભાત. દીક્ષા સં. ૧૯૭૯ ભાવનગર.

સ્વર્ગ ગ૦ સં. ૧૯૮૩ ખંભાત.

પુસ્તક પણ પોતાના પીતાશ્રીના સ્મારક તરીકે છપાવી આપેલ છે આ ગ્રંથ યોગ્ય સાધુ સાધ્વી તથા સદ્‌ગૃહસ્થોને ભેટ આપતાં બચશે તેના વેચાણમાંથી ફરી આ બુક છપાવવામાં આવશે.

તેઓશ્રીની આ ઉદારતા માટે તેઓનો આભાર માનવામાં આવે છે.

સં. ૧૯૯૨ માહા સુદ ૧ લી૦ ગ્રંથમાલાના વ્યવસ્થાપકો.

---

## શ્રી વિજયકમળ કેશર ગ્રંથમાલાના સર્વમાન્ય આત્મજાગૃતિના અપૂર્વ પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ યોગ શાસ્ત્ર આ. ૪ રેશમી પાકું પુંઠું | કીં. | રૂ. | ૨–૦–૦ |
| ૨ મલય સુંદરી આ. ૪ રેશમી પાકું પુંઠું | ,, | ,, | ૧–૪–૦ |
| ૩ રેખા દર્શન–હસ્ત સંજીવન ભા. ૧–૨–૩–પાકું પુંઠું | ,, | ,, | ૧–૪–૦ |
| ૪ આત્માનો વિકાશક્રમ–ઉપમીતિભવ પ્ર. સારાંશ | ,, | ,, | ૧–૪–૦ |
| ૫ મહાવીર તત્વ પ્રકાશ સરલ સંસ્કૃત પાના આકારે | ,, | ,, | ૨–૦–૦ |
| ૬ મહાવીર તત્વ પ્ર. નિતિ વિચારામૃત, આત્મવિશુદ્ધિ | ,, | ,, | ૧–૦–૦ |
| ૭ દેવવિનોદ. અનેક વસ્તુ. સ્વરોદય વિગેરે રેશમી પાકું પુંઠું | ,, | ,, | ૧–૦–૦ |
| ૮ સમ્યક દર્શન–સમ્મકત્વના ૬૭ બોલનું વિવરણ પાકું પુંઠું | ,, | ,, | ૦-૧૨-૦ |
| ૯ યોગ દષ્ટિસમુચ્ચય ભાષાંતર. આત્મ સ્વરૂપ બતાવનાર | ,, | ,, | ૧–૪–૦ |
| ૧૦ બૃહત્ જીવન પ્રભા તથા આત્મોન્નતિ વચનામૃતો | ,, | ,, | ૧–૮–૦ |
| ૧૧ જીવન પ્રભા રાસ તથા વચનામૃતો આત્મજાગૃતિના | ,, | ,, | ૦–૮–૦ |
| ૧૨ શાંતિનો માર્ગ–અપૂર્વ શાંતિ આપનાર નામ તેવા ગુણ | ,, | ,, | ૦–૮–૦ |
| ૧૩ પ્રભુના પંથે જ્ઞાન પ્રકાશ. કાચું પુંઠું | ,, | ,, | ૦–૫–૦ |
| ૧૪ આત્મજ્ઞાન પ્રવેશિકા પાઠશાળાને ખાસ ઉપયોગી | ,, | ,, | ૦–૫–૦ |
| ૧૫ શિશુશિક્ષા બાલકોને ખાસ ઉપયોગી | ,, | ,, | ૦–૧–૬ |
| ૧૬ ઓંકારના પંથે. એક યોગિની બાઇનુ જીવન વૃતાંત | ,, | ,, | ૦–૧–૦ |
| ૧૭ ધર્મોપદેશ તત્વજ્ઞાન શ્રાવક ધર્મનું રહસ્ય કાચું પુંઠું | ,, | ,, | ૦–૧–૦ |
| ૧૮ આપણી વર્તમાન કાળની સ્થિતિ. ચડતિ કે પડતી. | | | ભેટ. |
| ૧૯ મુહપતિ ચર્ચાસાર સમીક્ષા. મુહપતિ ચર્ચાનો ઉતર, હવે છપાશે ભેટ. | | | |

### પુસ્તકો મળવાનાં ઠેકાણાં

અમદાવાદ. શાહ. સકુભાઈ તલકચંદ ઠે. રતનપોળમાં વાઘણ પોળ

,, મેતા નાગરદાસ પ્રાગજીભાઈ ઠે. ડોશીવાડાની પોળમાં

વઢવાણકેંપ શા. મોનજીભાઇ પરશોત્તમ ઠે. લખાવેલશીના ડેલામાં.

ભાવનગર **જૈન ધર્મ પ્રસારક સભા.**

# પ્રસ્તાવના



આ જૈન જગતમાં આત્મકલ્યાણ કરવાના અનેક માર્ગો જ્ઞાની પુરૂષોએ બતાવ્યા છે, તેમાં જેને જે અનુકુલ આવ્યો તેના માટે તે ઉપયોગી માર્ગ છે, છતાં યોગ માર્ગ ઘણો ટુંકો અને સ્ટીમરની માફક જલદી સંચાર સમુદ્રનો પાર પમાડી દે છે, દૃઢ પ્રહારી ચીલાતી પુત્ર જેવા ઘોર કર્મો કરનારા પણ આ યોગના આલંબનથી તેજ ભવમાં પરમપદ મેળવી શકયા છે. આ યોગના સ્વરૂપને બતાવનાર જૈનાચાર્યોએ તેમજ જૈનેતર યોગાચાર્યોએ યોગ બાબતના ઘણા ગ્રંથો લખેલા છે. છતાં આ યોગદૃષ્ટિસમુચ્ચય નામનો ગ્રંથ દરેક ગ્રંથોમાં પ્રવેશ કરવાને દ્વારરૂપ છે. આ ગ્રંથના કર્તા શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ વિક્રમની છઠ્ઠી શતાબ્દીમાં થયા છે. તેઓ એક જબરજસ્ત પંડીત ચઉદસો ચુંમાલીસ ગ્રંથના કર્તા છે, આ ગ્રંથ જૈન તથા જૈનેતર યોગના ગ્રંથોમાંથી સાર ખેંચીને બનાવેલ છે. આની અંદર આઠ દૃષ્ટિનું સ્વરૂપ ઘણી સારી રીતે જણાવેલ છે. યોગના આઠ અંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ યોગાંગો દરેક દર્શનકારોએ માનેલ છે, તેનો સમાવેશ આઠ દૃષ્ટિનાં અનુક્રમથી આ ગ્રંથમાં કરેલ છે, જેમકે મિત્રા દૃષ્ટિ હોય ત્યાં યોગનું યમ નામનું યોગાંગ હોય છે. બીજી તારા દૃષ્ટિમાં નિયમ હોય છે. એ પ્રમાણે બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા, અને પરા આ આઠ દૃષ્ટિની સાથે યોગના આઠ અંગો બરોબર સમજાવેલ છે. તથા ખેદાદિ આઠ દોષો. આ આઠ દૃષ્ટિમાં અનુક્રમે ચાલ્યા જાય છે, અને અદ્વેષાદિ આઠ ગુણો અનુક્રમે આ દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે, મોક્ષ માર્ગ તરફ ચાલવાની શરૂઆત આ દૃષ્ટિથીજ શરૂ થાય છે. આ જીવે અત્યાર સુધિ જે જે ધર્માનુષ્ઠાનો કર્યાં છે તે બધા મોટે ભાગે ઓઘ દૃષ્ટિથીજ વગર સમજણે કરેલ છે. તેથી આ જીવ આગલ વધી શકયો નથી, આ જીવનો ભાવમલ જે કર્મો છે તે ઘણા ખરા ક્ષય થઇ

જાય છે તેમજ ચરમ પુદ્ગલ પરાવર્તન તથા તથા ભવ્યત્ત્વતાનો પરિપાક થાય છે, ત્યારેજ આ જીવને મિત્રાદિ દૃષ્ટિઓ પ્રાપ્ત થાય છે. અને વાસ્તવિક ગુણઠાણાની ગણત્રી પણ અહીથીજ થાય છે. મિત્રા દૃષ્ટિથી પ્રથમ ગુણ સ્થાનકની શરૂઆત થાય છે, અને ચોથી દીપ્રાસુધિ ઉત્કૃષ્ટ પ્રથમ ગુણ સ્થાનક હોય છે. અહીં સુધી હજી સમ્યકત્વની પ્રાપ્તિ થતી નથી. સૂક્ષ્મબોધ પણ હજી અહીં થતો નથી. પણ જ્યારે પાંચમી સ્થિરા દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, ત્યારે આજીવને સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે. અને સૂક્ષ્મ બોધ–અનુભવ પૂર્વક આત્માનું સત્ય સ્વરૂપ સમજાય છે. ત્યાર પછી છટ્ઠી કાન્તા દૃષ્ટિ પ્રાપ્ત થતાં દેશ વિરતિપણું તથા સર્વવિરતિપણું પ્રાપ્ત થાય છે. આ વખતે આ છટ્ઠી દૃષ્ટિવાળા જીવને પુદ્ગલીક વસ્તુ તરફની ઘણી લાગણી ચાલી જાય છે, અને નિરતીચાર ચારિત્ર પાળે છે, સાતમી પ્રભા દૃષ્ટિ પ્રાપ્ત થતા સામર્થ્ય યોગનો પ્રથમ ભેદ ધર્મસંન્યાસ નામનો યોગ અહીં પ્રાપ્ત થાય છે. અને ક્ષપક શ્રેણિ અહીંથી માંડે છે અહીં બીજું અપૂર્વકરણ પ્રાપ્ત થાય છે. અને આઠમા ગુણઠાણાથી આગળ વધતા તેરમાં ગુણઠાણા સુધી પહોંચે છે અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે. આઠમી પરાદૃષ્ટિ પ્રાપ્ત થતાં સામર્થ્યયોગનો બીજો ભેદ યોગ સંન્યાસ નામનો પ્રાપ્ત થાય છે અને ચઊદમાં ગુણઠાણે મન વચન અને કાયાના યોગનો નિરોધ કરી પરમપદ મેલવે છે, અહીં ઇચ્છા યોગ તથા શાસ્ત્રયોગનું સ્વરૂપ તથા આઠદષ્ટિઓ ક્યા યોગમાંથી નીકળી છે, વિગેરે બતાવેલ છે. તેમજ યોગાવંચક, ક્રિયાવંચય, અને ફલાવંચક, ત્રણનું સ્વરૂપ તથા ગોત્રયોગિ કુલયોગિ, પ્રવૃત્તચક્ર યોગિ અને નિષ્પન્ન યોગિઓનું સ્વરૂપ તથા આ ગ્રંથના અધિકારી યોગિઓ, ભવાભિનંદિનું સ્વરૂપ, દિક્ષાના અધિકારી કેવા ગુણવાલા હોય વિગેરે અનેક બાબતો આમાં જણાવવામાં આવેલા છે, ટુંકમાં આ ગ્રંથ એક આરીસાનું કામ સારે છે, આપણે આગળ વધીએ છીએ કે પાછલ પડીએ છીએ તે આ ગ્રંથ બરોબર બતાવી દે છે.

આ ગ્રંથ સં. ૧૯૯૧માં ખંભાત ચાતુર્માસ શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળામાં રહેલ ત્યારે વ્યાખ્યાનમાં વાંચવામાં આવેલ હતો તે વખતે શ્રોતાઓને આ ગ્રંથ ઘણો પ્રિય લાગવાથી આનો લાભ દરેક જણને મલે તે ખાતર આ ગ્રંથનું ભાષાંતર કરવા આગ્રહ થયો, આથી આ ગ્રંથનું ભાષાંતર કરવામાં આવ્યું છે અને આ ધર્મશાળામાં બેસનાર સુશ્રાવક હીરાલાલભાઇ મગનલાલ તરફથી પોતાના સાંસારીક પીતાશ્રી છત્રવિજયજીના સ્મારક તરીકે આ ગ્રંથ બહાર પાડવામાં આવેલ છે. આ ગ્રંથ મધ્યસ્થ દષ્ટિથી લખેલ હોવાથી દરેક કોમના જીવોને ઉપયોગી થાય તેવો છે. આ ગ્રંથની શુદ્ધિ માટે પુરતી કાળજી રાખેલ છે પુછવા લાયક યોગ્ય માહાત્માઓને પુછી તથા સુશ્રાવક પંડીત કેશવલાલ દલસુખભાઇને બતાવી બહાર પાડેલ છે આ ગ્રંથના પ્રુફો શોધવા મુનિશ્રી વિકાશવિજયજી તથા મનહરવિજયજીએ સારી મદદ આપી છે તે માટે તેઓ બધાની આ શુભ પ્રવૃત્તિની અનુમોદના કરવામાં આવે છે.

**લી. મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજીગણિ અમદાવાદ.**

સં. ૧૯૯૨ માહ સુદ ૨





પ્રકરણપુષ્પમાળા, અનુયોગદ્વારસૂત્રભાષાંતર દેવભક્તિમાળા દેવવિનોદ
બૃહત્જીવનપ્રભાના રેખાદર્શન હસ્તસંજીવન ભા. ૧-૨-૩ યોગદષ્ટિ
સમુચ્ચય ભાષાં૦ વિગેરે અનેક ગ્રંથ કર્તા.

જન્મ સં. ૧૯૩૬    દી. સં. ૧૯૫૬    પં૦ પદ સં. ૧૯૭૩

મહો૦ પદ સં. ૧૯૮૩

ॐ अर्हं नमः

श्रीमद् विजयकमलसूरीश्वर गुरुभ्यो नमः

# श्रीमद् हरिभद्रसूरिवर्य विरचित
# योगदृष्टि समुच्चय भाषांतर.



## मंगलाचरणम्

महावीरं भजेदेवं भक्त्या सत्फलदायकं ॥
यत्प्रसादात्मयाप्रापि विद्यासंतोषकारिणीं ॥१॥
गुरुंकमलनामानं ततोवन्देऽतिभावतः ॥
यत्पादनिरतोनित्यं चित्तेशान्तिलभेपरां ॥२॥
शारदाचरणौ नत्वा योगमार्गभिदर्शकः ॥
अनूदितो मयाप्रेम्णा योगदृष्टिसमुच्चयः ॥३॥

અર્થઃ—ભાષાંતર કર્તા મંગલાચરણ કરે છે, પરમાત્મા મહાવીરદેવ, તથા ગુરૂવર્યશ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજ. તથા સરસ્વતીદેવીને વંદન કરી યોગમાર્ગના સ્વરૂપને બતાવનાર તથા આત્મકલ્યાણને કરનાર યોગદૃષ્ટિ સમુચ્ચય ગ્રંથને સારાંશ રહસ્ય ભાષાંતર રૂપે અહીં હું જણાવું છું. ॥ ૧-૨-૩ ॥

યોગતંત્ર—યોગશાસ્ત્રમાં પ્રવેશ કરવાને બહુ નીકટભૂત એવા યોગદૃષ્ટિ સમુચ્ચય નામના ગ્રંથની વ્યાખ્યા નો પ્રારંભ કરૂ છું. અહીં પ્રથમ આચાર્યશ્રી શિષ્ટપુરૂષોના

આચારને પાલવા સારૂ તથા વિઘ્નોની ઉપશાંતિ માટે પ્રયો-જન, અભિધેય, સંબંધ તથા મંગલાચરણને જણાવવા સારૂ પ્રથમ શ્લોકરૂપ સૂત્રને જણાવે છે.

## મંગલાચરણ તથા પ્રયોજનાદિ.

**नत्वेच्छायोगतोऽयोगं योगिगम्यं जिनोत्तमम् ॥**
**वीरं वक्ष्ये समासेन योगं तद्दृष्टिभेदतः ॥१॥**

અર્થ. શ્રુતજીનાદિ યોગિપુરૂષોથી જાણવાલાયક તથા સામાન્ય કેવલીઓમાં ઉત્તમ તથા મનવચન અને કાયાના યોગથી રહિત એવા પરમાત્મા મહાવીરદેવને (શાસ્ત્રયોગ તથા સામર્થ્ય યોગથી નમસ્કાર કરવો અશક્ય હોવાથી) ઇચ્છાયોગથી નમસ્કાર કરી સંક્ષેપથી મિત્રાદિ લક્ષણયોગને યોગદૃષ્ટિઓના ભેદથી કહીશ ॥૧॥

**વિવેચન.** શિષ્ટ પુરૂષોનો એવો આચાર છે કે કોઇ-પણ સારા કામમાં પ્રવૃત્તિ કરતાં પહેલાં ઇષ્ટદેવને નમસ્કાર કરીને પછી પ્રવૃત્તિ કરે છે. આ આચાર્ય પણ શિષ્ટ છે. આથી શિષ્ટસમય પ્રતિપાલન કરવા મંગલાચરણ કરવું જરૂરનું છે, શાસ્ત્રમાં કહ્યું છે કે. શિષ્ટોનો આ આચાર છે કે તેઓ સર્વ સ્થલે સારા કામમાં પ્રવૃત્તિ કરતાં ઇષ્ટદેવની સ્તુતિપૂર્વક હંમેશાં પ્રવૃત્તિ કરે છે. તેમજ સારા કામમાં ઘણા વિઘ્નો મોટાઓને પણ આવે છે, પરંતુ ખરાબ કામમાં પ્રવૃત્તિ કરતાં વિઘ્નો ક્યાંઈ ચાલ્યા જાય છે, આ કારણને લઇ આ પ્રકરણ સમ્યક્ જ્ઞાનનો હેતુ હોવાથી શ્રેયોભૂત છે માટે આ કામમાં વિઘ્નો ન નડે. તેમજ વિઘ્નોની ઉપશાંતિ

થાય તે ખાતર મંગલની જરૂર છે, તથા બુદ્ધિમાનોની પ્રવૃત્તિ ખાતર આ ગ્રંથ રચવાનું શું પ્રયોજન છે તથા આ ગ્રંથમાં શું કહેવાનું છે તે જણાવવું જોઇએ "શાસ્ત્રમાં કહેલ છે કે" જ્યાં સુધિ શાસ્ત્ર રચવાનું અગર કોઇ પણ કાર્ય કરવાનું પ્રયોજન કહેલ ન હોય ત્યાં સુધિ તેનું ગ્રહણ કોઇ પણ કરતું નથી.

તેમજ જેનું અભિધેય. આમાં આ કહેવાનું છે તે કહેલ ન હોય તેનું પ્રયોજન પણ કહી શકાય નહિ, વલી આ અભિધેય અભીષ્ટ તથા શક્ય હોવું જોઇએ, પણ કાગડાનાં દાંતની પરિક્ષા કરવા રૂપ નકામું બીનઉપયોગી ન હોવું જોઇએ.

આ ગ્રંથ રચવાનું આ ફલ છે એમ સ્પષ્ટ બતાવવું જોઇએ, તથા સંબંધ પણ કહેવો જોઇએ, પણ આ સંબંધ અંદર આવી જાય છે વાચ્ય વાચક ભાવરૂપ. જેથી જુદો કરેલ નથી. અહીં હવે ઉપર જણાવી ગએલ મંગલાચરણ પ્રયોજન વિગેરે જણાવે છે.

**नत्वेच्छा योगतोऽयोगं योगिगम्यं जिनोत्तमं, विरं,**

આ વાક્યથી શિષ્ટ સમય પ્રતિપાલન કરવા તથા વિઘ્નોની શાંતિ કરવા ઈષ્ટદેવને નમસ્કાર કરવામાં આવે છે, તથા

**वक्ष्ये समासेन योगं तद्दृष्टि भेदतः ॥**

આ વાક્ય વડે પ્રયોજનાદિ ત્રણ કહેલ છે. આ પ્રમાણે આ શ્લોકનો સમુદાય અર્થ બતાવેલ છે, હવે આ શ્લોકનો અવયવાર્થ બતાવવામાં આવે છે. **नत्वा प्रणम्य वीरं,**

પરમાત્મા મહાવીરદેવને નમસ્કાર કરીને, કેવી રીતે, તે કહે છે કે ઇચ્છાયોગતઃ ઇચ્છાપૂર્વક. ઇચ્છાયોગને આશ્રિ, આ ક્રિયાવિશેષણ છે. ઇચ્છાયોગવડે નમસ્કાર કરૂં છું, આ કહેવાથી શાસ્ત્રયોગ તથા સામર્થ્ય યોગનો નિષેધ કર્યો, કારણ કે શાસ્ત્રયોગ, તથા સામર્થ્યયોગથી નમસ્કાર થઇ શકે નહિ, અને ગ્રંથની શરૂઆતમાં મૃષાવાદનો દોષ લાગે. તે દૂર કરવા ઇચ્છાયોગથી નમસ્કાર કરે છે. સર્વ જગ્યાએ ઉચિતતાને અનુસારે પ્રવૃત્તિ કરવી તેજ યોગ્ય છે. એ બીના આથી બતાવી, આ ત્રણે યોગોનું સ્વરૂપ આગલ બતાવવામાં આવે છે, શાસ્ત્રયોગ તથા સામર્થ્યયોગ ઘણા ઊંચા દરજ્જાના છે તેથી તે યોગવડે નમસ્કાર કરવો બની શકે નહિ, માટે ઇચ્છાયોગથી નમસ્કાર કરેલ છે, વીરભગવાન કેવા છે તો કહે છે કે–" **जिनोत्तमं** " આ વસ્તુ વિશેષણ છે, નામાદિ વીરનો વ્યવચ્છેદ કરે છે. રાગદ્વેષાદિ શત્રુને જીતનાર હોવાથી સર્વે વિશિષ્ટ શ્રુતધરાદિ જીનો કહેવાય છે. તે બતાવે છે, શ્રુતજીનો, અવધિજીનો, મનઃપર્યાય જ્ઞાનજીનો, અને કેવલિજીનો આ તમામ જીનોમાં ઉત્તમ, કેવલિપણાને લઇ તથા તીર્થંકર પણાને લઇ, પ્રભુ મહાવીર દેવ જીનોત્તમ છે. આ કહેવાથી પ્રભુના તથા ભવ્યત્વ પરિપકવ પણાથી પ્રાપ્ત થએલ ઉત્તમ બોધિબીજના લાભથી આરાધન કરેલ અર્હત્ પદાદિના વાત્સલ્ય ભાવથી ઉપાર્જીત કરેલ મહાન્ પુણ્યરૂપ તીર્થંકર નામ કર્મના વિપાક–ફલરૂપ બીજાને પરમપદ સંપાદન કરાવનાર કર્મ કાય અવસ્થા–સમવસરણ અવસ્થા જણાવી. કેવળ જ્ઞાન

પ્રાપ્ત થયા પહેલાની જે સમગ્ર અવસ્થા તે ધર્મકાય અવ-
સ્થા જાણવી, વલી પ્રભુ કેવા છે તો કહે કે " अयोगं "
મન, વચન, અને કાયાના વ્યાપાર રૂપ જે યોગો તે
જેઓને હવે નથી. આને લઇ પ્રભુ યોગરહિત છે, આ
કહેવાથી પ્રભુની શૈલેશી અવસ્થાના ઉત્તર કાલમાં થનાર
સંપૂર્ણ કર્મઅભાવરૂપ તથાભવ્યત્વ પરિક્ષયથી પ્રગટ
થએલ પરમ જ્ઞાન તથા સુખ લક્ષણથી કૃતકૃત્ય થવાથી
પરિપૂર્ણ પણે પરમ ફલરૂપ તત્વકાયાવસ્થા–સિદ્ધ અવસ્થાને
જણાવે છે. "अतएवाह" આથી કહે છે કે "योगिगम्यं"
નિષ્પન્ન યોગિઓથી જાણવાલાયક છે, અહીં યોગિઓ
શ્રુતજીનાદિ લેવા; આથી એ જણાવ્યું કે મિથ્યા દૃષ્ટિઓ
પ્રભુના સ્વરૂપને જાણી શકતા નથી. પણ શ્રુત જીનાદિયો-
ગિઓ છે તેજ જાણી શકે છે, વલી પ્રભુને જાણવાની
ઈચ્છા પણ સમ્યકત્વને પ્રાપ્ત થવાના ટાઈમે થનાર ચરમ
યથા પ્રવૃત્તિ કરણ પ્રાપ્ત થયે છતેજ થાય છે. બીજા
કાલમાં પ્રભુને જાણવાની ઈચ્છા પણ થાય નહિ. "वीरं"
આ નામ ગુણ નિષ્પન્ન હોવાથી સાર્થક છે. મહાવીર્યથી
વીરાજમાન હોવાથી, તથા મહાઘોર તપશ્ચર્યાથી કર્મ
શત્રુને વિદારણ કરવાથી, તથા કષાયરૂપ શત્રુને જીતવાથી.
તથા કેવલ જ્ઞાન રૂપ લક્ષ્મીને સ્વયં–પોતાની મેળે ગ્રહણ
કરવારૂપ પરાક્રમ વાલા હોવાથી વીર કહેવાય છે. આ
કહેવાથી પ્રભુના યથાર્થ અસાધારણ ગુણની સ્તુતિરૂપ
ભાવસ્તવથી ઈષ્ટદેવની સ્તુતિ કરી છે, અહીં ઈષ્ટદેવપણાનું
સ્વરૂપ બતાવે છે. ઈષ્ટત્વં એટલે ગુણના પ્રકર્ષરૂપ ભગવાન
છે માટે ઈષ્ટ છે, અને દેવતાત્વંચ, એટલે પરમગતિ ને

આપ્ત થવાથી દેવ છે, આને લઈ પ્રથમ ઇષ્ટદેવની ભાવસ્તવરૂપ સ્તુતિ કરે છે, "**वक्ष्ये समासेन योगं तद्दृष्टि भेदतः**" આ વાકયથી પ્રેક્ષાવાનોની પ્રવૃત્તિ નિમિત્તે પ્રયોજનાદિ ત્રણનું સ્વરૂપ બતાવેલ છે, કેવી રીતે, તો જણાવે છે કે વક્ષ્યે કહીશ યોગં મિત્રાદિ લક્ષણ યોગને, સંક્ષેપવડે વિસ્તારથી તો પૂર્વના મહાન્ આચાર્યોએ ઉતરાધ્યયન સૂત્ર તથા યોગનિર્ણયાદિ ગ્રંથોમાં જણાવેલ છે. તદ્દૃષ્ટિભેદત–યોગ દૃષ્ટિના ભેદથી. અહીં સંક્ષેપ વડે યોગનું કથન કરવું તે કર્તાનું અનંતર પ્રયોજન છે, અને પરંપર પ્રયોજન કર્તાને નિર્વાણ પદ મલવું તે છે. ગ્રંથકર્તાનો આશય શુદ્ધ હોવાથી તથા પ્રાણીઓના હિત ખાતર તેઓશ્રીની પ્રવૃત્તિ હોવાથી આ પ્રવૃત્તિ નિર્વાણ સુખ મેલવી આપવામાં અવંધ્ય બીજ રૂપ છે, "**अभिधेयं**" આ ગ્રંથમાં કહેવા લાયક યોગનું સ્વરૂપ છે, આ અભીષ્ટ છે, તેમજ શકય પણ છે, આથી અનભીષ્ટ તથા અશકય પણાની શંકા દૂર કરી. "**संबंध**" સાધ્ય સાધન લક્ષણ સંબંધ અગર વાચ્ય વાચક ભાવ લક્ષણ સંબંધ પ્રસિદ્ધજ છે. શબ્દરૂપ ગ્રંથ વાચક છે, અને અર્થ વાચ્ય છે. શ્રોતાઓને અનંતર પ્રયોજન ચાલુ પ્રકરણના અર્થનો બોધ થવો તે, અને પરંપર પ્રયોજન તો શ્રોતાઓને પણ નિર્વાણ સુખ મેળવવું તે છે, પ્રકરણના અર્થને જાણી યોગ્ય રીતે યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરવાથી મોક્ષ મળી શકે છે, યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરવી તે. મોક્ષ મેલવવામાં અવંધ્ય બીજરૂપ છે. ખાલી ન જાય એવું યોગ પ્રવૃત્તિ બીજ છે, આ પ્રમાણે ઇષ્ટદેવને નમસ્કાર કરી

તથા પ્રયોજનાદિ કહીને ચાલુ પ્રકરણને ઉપકારક પ્રાસંગિક બીના જણાવે છે. ૧

## ઇચ્છાદિ યોગનું સ્વરૂપ બતાવે છે.

इहैवेच्छादियोगानां स्वरुपमभिधीयते ॥
योगिना मुपकाराय व्यक्तं योग प्रसंगतः ॥ २ ॥

અર્થઃ—યોગિઓના ઉપકાર ખાતર મિત્રાદિ યોગના પ્રસંગને લઈ સ્પષ્ટ રીતે ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, તથા સામર્થ્ય યોગનું સ્વરૂપ કહેવામાં આવે છે. ॥૨॥

**વિવેચન.** આ ચાલુ પ્રકરણમાં ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, અને સામર્થ્ય યોગોનું સ્વરૂપ-લક્ષણ કહેવામાં આવે છે. શા માટે. ઉત્તર આપે છે કે યોગિઓના ઉપકાર ખાતર, યોગિઓ અહીં કુલ યોગિઓ તથા પ્રવૃત્ત ચક્રયોગિઓ લેવા, પરંતુ નિષ્પન્ન યોગિઓ કે જેઓ પુર્ણતાને પામ્યા છે તેઓ ન લેવા, કારણકે તેઓને આ યોગના ગ્રંથથી હવે ફાયદો નથી, પૂર્ણતા મેલવી ચુક્યા હોવાથી. આ ત્રણે પ્રકારના યોગિઓનું સ્વરૂપ આગળ સવિસ્તર જણાવવામાં આવેલ હોવાથી અહીં જણાવેલ નથી. અતઃએવ નિષ્પન્ન યોગિઓથી જુદા કુલયોગિઓ તથા પ્રવૃત્ત ચક્રયોગિઓના ઉપકાર ખાતર ઇચ્છાદિ યોગનું સ્વરૂપ કહેવામાં આવે છે. આથી શું ઉપકાર થવાનો છે? ઉત્તર આપે છે કે યોગના રહસ્યને સમ્યક્ પ્રકારે જાણે. આ ઉપકાર સમજવો, કેવી રીતે કહેશો, ઉત્તર. સ્પષ્ટરીતે કહીશું પણ અપ્રસ્તુત નહિ કહીશું. “योगप्रसंगत”: મિત્રાદિ લક્ષણ યોગના પ્રસંગને લઇ,

પ્રસંગ નામના શાસ્ત્રની યુક્તિથી આકર્ષાઇને જણાવીશ.॥૨॥

## ઇચ્છાયોગનું સ્વરૂપ બતાવે છે.

कर्तुमिच्छोः श्रुतार्थस्य ज्ञानिनोऽपि प्रमादतः ॥
विकलो धर्म योगो यः स इच्छायोग उच्यते ॥ ३ ॥

અર્થ. આગમાનુસારે અનુષ્ઠાન ક્રિયા કરવાની ઇચ્છાવાળા જીજ્ઞાસુ જ્ઞાનીને પણ પ્રમાદથી ધર્મવ્યાપાર કરવામાં સ્ખલના થાય. કાલથી વિકલતા થાય–ફારફેર થાય તેને ઇચ્છાયોગ કહેવામાં આવે છે. ॥૩॥

**વિવેચન.** તથા પ્રકારના ક્ષયોપશમ ભાવને લઇ કોઇ એક માણસ દ્રવ્યાદિ પુદ્‌ગલીક વસ્તુની ઇચ્છા વગર ધર્મના અનુષ્ઠાનો કરવાની ઇચ્છાવાલો છતાં, સિદ્ધાંતમાં કહેલ અનેક તત્વની વાતો જાણતા છતાં, અને કરવા લાયક ધાર્મિક અનુષ્ટાનો સારી રીતે સમજતા છતાં, જે કાલે જે ધર્મનું અનુષ્ટાન કરવાનું હોય તેમાં ફારફેર કરી નાખે, દૃષ્ટાંત તરીકે પ્રતિક્રમણ કરતાં સુર્યાસ્ત સમયે વંદિતા સૂત્ર આવવું જોવે તેના બદલે પ્રતિક્રમણની શરૂઆત પણ થતી નથી. ચૈત્યવંદન કરતાં અર્થની વિચારણા. તથા ચિત્તની એકાગ્રતા કરવી જોવે. તે પણ પ્રમાદને લઇ બરોબર થતી નથી. ક્ષયોપશમ ભાવની વિચિત્રતાને લઈ પોતે અજ્ઞાનિ નથી પણ જ્ઞાનિ છે. તેમજ ધર્મના અનુષ્ઠાનના રહસ્યને જાણનાર છે. માત્ર પ્રમાદ વિકથાને લઇ જે અવસરે જે ક્રિયા કરવાની છે તે કરે નહિ, પ્રભુ પૂજા કરવાના

ટાઇમે પ્રભુપૂજા કરે નહિ, ગુરૂવંદન કરવાના ટાઇમે ગુરૂવંદન કરે નહિ, સુપાત્રદાન દેવાના ટાઇમે દાન દે નહિ, માત્ર હૃદયમાં ઇચ્છા તો પ્રબળ હોય પણ આળસ પ્રમાદને લઇ કરી શકે નહિ. અથવા વિકાલે કરે. તેને ઇચ્છાયોગ કહે છે, આ યોગ ચોથા ગુણઠાણે હોય છે. ॥૩॥

## શાસ્ત્ર યોગનું સ્વરૂપ બતાવે છે.

**शास्त्रयोगस्त्विह ज्ञेयो यथाशक्त्यऽप्रमादिनः ॥**
**श्राद्धस्य तीव्रबोधेन वचसाऽविकलस्तथा ॥ ४ ॥**

અર્થ. જ્ઞાનના તીવ્ર બોધને લઇ શક્તિને અનુસારે અપ્રમાદિ એવા શ્રાવકનો શાસ્ત્રાનુસારે અખંડ જે ધર્મવ્યાપાર તેને શાસ્ત્રયોગ કહે છે. ॥૪॥

**વિવેચન.** શાસ્ત્ર છે પ્રધાન જેને એવો જે યોગ તે શાસ્ત્રયોગ છે. અપ્રમાદિ એવો શ્રાવક શાસ્ત્રમાં જે પ્રમાણે કહેલ છે તે પ્રમાણે ધર્મના તમામ અનુષ્ટાનો જે કાલે જે કરવાને શાસ્ત્રકારોએ ફરમાવેલ છે તે તેજ પ્રમાણે કરે છે. વિકથાદિ પ્રમાદ જેને જરા પણ નથી, તેમજ તથા પ્રકારના મોહના અભાવથી આત્માદિ નિર્ણય જેને ચોક્કશ થઇ ચુકેલ છે, તેમજ તીવ્ર બોધને લઈ આગળ અબાધિત યોગ્ય સમયે અખંડ ધર્માનુષ્ઠાન કરે છે. જ્યારે ઇચ્છા યોગમાં યથાયોગ્ય પ્રવૃત્તિની ખામી છે, ત્યારે શાસ્ત્રયોગનાં યથા યોગ્ય પ્રવૃત્તિ થાય છે. તેમજ ત્યાગ, વૈરાગ્ય પણ વધારે સારો હોય છે, વિચક્ષણ મનુષ્યોજ અતિચાર દોષને જાણે છે પણ બીજાઓ જાણતા નથી. ॥૫॥

## સામર્થ્ય યોગનું સ્વરૂપ બતાવે છે.

शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः ॥
शक्त्युद्रेकाद्विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥ ५ ॥

અર્થ. શક્તિના પ્રાબલ્યપણાથી વિશેષ પ્રકારે, શાસ્ત્રમાં આત્મકલ્યાણ માટે જે જે યોગના રસ્તાઓ બતાવ્યા છે, તેને પણ ઉલંઘન કરવાનો વિષય છે જેનો તેને સર્વ યોગમાં પ્રધાન એવો સામર્થ્ય યોગ કહે છે. ॥૫॥

**વિવેચન.** શાસ્ત્રમાં યોગની સિદ્ધિ માટે જેજે ઉપાયો બતાવ્યા છે, તે તમામ ઉપાયોનો અનુભવપૂર્વક સાક્ષાત્કાર કરીને જેઓ ઘણા આગલ વધ્યા છે તેઓનું જે ઉત્તમોત્તમ ધર્માનુષ્ઠાન તેને સામર્થ્ય યોગ કહે છે, દૃષ્ટાંત તરીકે તથા પ્રકારના સંઘયણના અભાવે તથા શ્રુતજ્ઞાનના અભાવે જીન કલ્પાદિ વિગેરે જે વસ્તુનો વિચ્છેદ શાસ્ત્રમાં કહેલ છે, તે વસ્તુનો અભ્યાસ શક્તિના પ્રાબલ્યપણાથી કરવો–જીન કલ્પાદિની તુલના કરવી–પેકટીસ કરવી. જેટલે દરજે બને તેટલે દરજે શક્તિ ફોરવવી. તેને સામર્થ્ય યોગ કહે છે. આ યોગ વિલંબ વગર પ્રધાનફલ–મોક્ષ મેલવી આપવામાં અસાધારણ કારણ છે. ॥૫॥

## આજ વાતને સમર્થન કરે છે.

सिद्ध्याख्यपदसंप्राप्तिहेतुभेदा न तत्वतः ॥
शास्त्रादेवावगम्यन्ते सर्वथैवेह योगिभिः ॥ ६ ॥

અર્થ. મોક્ષની પ્રાપ્તિ માટે શાસ્ત્ર કારોએ જે જે જુદા જુદા કારણો–માર્ગો બતાવ્યા છે. તે વાસ્તવીક રીતે શાસ્ત્રથી

સર્વ પ્રકારે યોગીઓ પણ જાણી શકતા નથી, પણ અનુ-
ભવ ગમ્ય તો હોય છે. ॥૬॥

**વિવેચન.** શાસ્ત્રો તો દિશા બતાવે છે, પણ પછી આગલનો માર્ગ તો પોતાની મેળે મેલવી લેવા જરૂર છે, શાસ્ત્રમાં મોક્ષ મેળવવા માટે સમ્યક્દર્શન, જ્ઞાન, અને ચારિત્રાદિ અનંતા માર્ગો બતાવેલ છે નવપદની પૂજામાં મહોપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજ જણાવે છે કે **"योग असंख्य जिनवर कह्या नवपद मुख्य ते जाणो रे"** સારાંશ કે, મોક્ષ મેલવવા માટે અસંખ્ય સાધનો છે, પણ તે બધા શાસ્ત્રથી યોગિ પુરૂષો પણ સર્વ પ્રકારે જાણી શકતા નથી, સ્વાનુભવદ્વારા તો નિષ્પન્ન યોગિઓ જાણી શકે છે, આ વાતને દૃષ્ટાંત્ત આપી સમજાવે છે કે, નગરમાં પ્રવેશ કરવા માટે એક દરવાજો હોતો નથી પણ અનેક દરવાજાઓ તથા બારીઓ હોય છે. જેને જે ઈચ્છામાં આવે તે દરવાજેથી નગરમાં આવી શકે છે. તેના માટે પ્રતિબંધ હોતો નથી, તે પ્રમાણે મોક્ષરૂપ નગરમાં પ્રવેશ કરવા માટે એકાદસાધન હોતુ નથી. પણ અસંખ્યાત કે અનંતા સાધનો હોય છે, આ બધા અનંતા સાધનોનો ઉલ્લેખ શાસ્ત્રમાં કેવી રીતે હોઈ શકે, શાસ્ત્ર તો માત્ર દિશા બતાવે છે. એકાદ સાધન પકડી આગળ વધવા પ્રયત્ન કરો તો આગલના માર્ગો આપોઆપ સ્વાનુભવ સિદ્ધ જણાઇ આવે છે. ॥૬॥

**શાસ્ત્રથી તમામ સાધનો જાણવામાં દોષ બતાવે છે.**

सर्वथा तत्परिच्छेदात् साक्षात्कारित्वयोगतः ॥
तत्सर्वज्ञत्वसंसिद्धेस्तदासिद्धिपदाप्तितः ॥७॥

અર્થ. શાસ્ત્રથી સર્વ પ્રકારે મોક્ષ પ્રાપ્તિના તમામ માર્ગોનો સાક્ષાત્ કાર થાય તો તેજ વખતે સર્વજ્ઞ પણાની પ્રાપ્તિ થવા સાથે સિદ્ધિપદ–મોક્ષપદની પ્રાપ્તિ પણ થવી જોવે ॥૭॥

**વિવેચન.** શાસ્ત્રો દિશા બતાવનાર હોવાથી શાસ્ત્ર-દ્વારા મોક્ષના અનંતા સાધનો–માર્ગો જાણી શકાયજ નહિ અને જાણવામાં આવે તો શ્રોતારૂપ યોગિઓને સ્વાનુભવ-સિદ્ધ તમામ માર્ગો સાક્ષાત્કાર થવાથી શાસ્ત્ર સાંભળવા ના ટાઈમેજ સર્વજ્ઞપણાની સિદ્ધિ સાથે મુક્તિપદની પ્રાપ્તિ પણ થાય. અર્થાત્ અયોગિકેવલિની દશા પ્રાપ્ત થાય, પણ તેમતો થતું નથી. ॥૭॥

**વાદિ આ વાતને ઈષ્ટ ગણે છે. તેને ઉત્તર દે છે.**

**न चैतदेवं यत्तस्मात् प्रातिभज्ञानसंगतः ॥**
**सामर्थ्ययोगोऽवाच्योस्ति सर्वज्ञत्वादिसाधनम् ॥८॥**

અર્થ. જેમ તમોએ કહેલું તેમ બનતું તો નથી માટે પ્રાતિભજ્ઞાન યુક્ત આ સામર્થ્ય નામનો યોગ સર્વજ્ઞ પણાને પ્રાપ્ત કરાવનાર યોગિઓથી પણ શબ્દ દ્વારા જેનું વર્ણન પણ થઈ શકે નહિ એવો આ સામર્થ્ય નામનો યોગ છે. ॥૮॥

**વિવેચન.** ઉપર જે બીના કહેવામાં આવી તે પ્રમાણે બનતું તો નથી. શાસ્ત્રથી અયોગિકેવલિત્વનું જ્ઞાન થયા છતાં પણ સિદ્ધિ–મુક્તિ મલતી તો નથી. જો આમ છે તો પ્રાતિભ જ્ઞાન સંયુક્ત આ સામર્થ્ય યોગ ચોક્કશ સર્વજ્ઞ

પણાને પ્રાપ્તિ કરી આપે છે, આ યોગ પ્રાપ્ત થતા આત્મ-
સ્વરૂપ પ્રગટ થતા જરાપણ વાર લાગતિ નથી, આ પ્રાતિભ
જ્ઞાનને માર્ગાનુસારિ–કેવલજ્ઞાનને અનુસરનાર પ્રકૃષ્ટ ઉહા-
જ્ઞાન–માનસિકતાદશ જ્ઞાન કહે છે. સામર્થ્ય છે પ્રધાન
જેમાં એવો યોગ તે સામર્થ્યયોગ, અર્થાત્ ક્ષપક શ્રેણિગત
ઉત્તમ ધર્મવ્યાપાર. કે જે યોગિઓથી પણ અવાચ્ય છે–
અકથનીય છે, જેનું સ્વરૂપ શબ્દદ્વારા વર્ણન પણ કરી
શકાય નહિ, પણ સ્વાનુભવગમ્ય છે. આવો સામર્થ્યયોગ
–ધર્મવ્યાપાર વિલંબ વગર કેવલજ્ઞાન આપે છે. અહીં વાદિ-
શંકા કરે છે. પ્રાતિભજ્ઞાન છે તે શ્રુતજ્ઞાન છે. અને એમ
નહિ માનો તો શાસ્ત્રમાં પાંચ જ્ઞાન કહેલ છે તેના ૭
જ્ઞાન થશે, તેમજ પ્રાતિભજ્ઞાનને કેવલજ્ઞાન પણ કહી શકાય
નહિ, કારણકે કેવલજ્ઞાન તો સામર્થ્ય યોગનું કાર્ય છે.
આ યોગમાં પ્રવૃત્તિ કરવાથી કેવલજ્ઞાન આગલ ઉપર પ્રાપ્ત
થાય છે, માટે પ્રાતિભજ્ઞાનને શ્રુતજ્ઞાનની અંદર પ્રવેશ
કરાવો, જો શ્રુતજ્ઞાનની અંદર પ્રાતિભ જ્ઞાનનો સમાવેશ
થાય તો પછી મોક્ષ પ્રાપ્તિના જે જે કારણો છે તે શ્રુત-
જ્ઞાન રૂપશાસ્ત્રથીજ જણાય છે એમ ચોક્કસ થયું. આનો
ખુલાસો આપે છે કે પ્રાતિભજ્ઞાન છે તે શ્રુતજ્ઞાન નથી.
તેમજ કેવલજ્ઞાન પણ નથી. તેમજ પાંચ જ્ઞાનથી જુદુ
જ્ઞાન પણ નથી, જેમ અરૂણોદય. આ અરૂણોદય છે તેને રાત્રિ
ન કહી શકાય, તેમ દિવસ પણ ન કહી શકાય, તેમજ
રાત્રિદિવસથી અતિરિક્ત વસ્તુ છે તેમ પણ ન કહી શકાય,
પરંતુ સૂર્યોદય થયા પહેલાની એક અવસ્થા અરૂણોદય

છે તેમ કહી શકાય. તે પ્રમાણે પ્રાતિભ જ્ઞાનને શ્રુતજ્ઞાન તથા કેવલજ્ઞાન પણ કહી શકાય નહિ. કારણકે સામર્થ્ય યોગ કાલે ક્ષપકશ્રેણિગત હોવાથી ઉત્કૃષ્ટ ક્ષયોપશમ ભાવને લઇ શ્રુતજ્ઞાની તરીકે વાસ્તવીક વ્યવહાર થઈ શકે નહિ, માટે શ્રુતજ્ઞાન ન કહેવાય, તેમજ ક્ષયોપશમિક જ્ઞાન હોવાથી તમામ દ્રવ્ય પર્યાયને નહિ જાણવાથી કેવલજ્ઞાન પણ કહેવાય નહિ, માટે આ પ્રાતિભ જ્ઞાનને અરૂણોદયની માફક કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાની દશા કહે છે. આ જ્ઞાનને બીજાઓ તારકનિરીક્ષણજ્ઞાન શબ્દથી બોલાવે છે, માટે તેને પ્રાતિભજ્ઞાન કહેવામાં દોષ નથી. ॥૮॥

## સામર્થ્ય યોગના ભેદો કહે છે.

**द्विधायं धर्मसंन्यासयोगसंन्याससंज्ञितः ॥**
**क्षायोपशमिकाधर्मा योगाः कायादिकर्म तु ॥९॥**

અર્થ. આ સામર્થ્ય યોગના બે પ્રકાર છે–બે ભેદ છે. ધર્મસંન્યાસ સામર્થ્યયોગ અને યોગસંન્યાસસામર્થ્ય યોગ, ક્ષયોપશમિક ભાવથી ઉત્પન્ન થએલા ક્ષમા, આર્જવ, નમ્રતા, વિગેરે ધર્મો છે. કાયાદિ વ્યાપાર કાયોત્સર્ગ કરવા વિગેરે આ યોગો છે. ॥૯॥

**વિવેચન.** કેવલ જ્ઞાનરૂપ સુર્યોદય થયા પહેલાના પ્રતિભજ્ઞાન વાલો તીવ્ર તત્વ બોધથી ઘણો આગલ વધેલો એવો અપ્રમત્ત સંયતિ જ્યારે આઠમા ગુણઠાણે ક્ષપક શ્રેણિ માંડે છે ત્યારે ધર્મસંન્યાસ નામનો સામર્થ્યયોગનો પ્રથમ ભેદ પ્રાપ્ત થાય છે. આ યોગની અંદર ક્ષયોપશમ ભાવથી ઉત્પન્ન થએલા ક્ષમાદિક દશ પ્રકારના ધર્મોનો

નાશ થાય છે, અને ક્ષાયિક ભાવના ક્ષમાદિક દશ પ્રકારના ધર્મો પ્રગટ થયા છે. આ ધર્મસંન્યાસ યોગ છઠ્ઠા ગુણઠાણાથી શરૂ થાય છે, અને તેરમા ગુણઠાણા સુધિ પહોંચે છે, પણ તાત્વિક-ખરેખરો ધર્મસંન્યાસયોગ આઠમા ગુણઠાણાથી ક્ષપકશ્રેણિ માંડે ત્યારે શરૂ થાય છે, અને પરિણામે કેવલ જ્ઞાન પ્રાપ્ત કરાવી દેછે, કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી ક્ષયોપશમ ભાવના ક્ષમાદિક ધર્મો, તથા મત્યાદિ ચાર જ્ઞાનો ચાલ્યા જાય છે, અને ક્ષાયિક ભાવના ક્ષમાદિક દશ ધર્મો તથા કેવલજ્ઞાનાદિક પ્રાપ્ત થાય છે, યોગ સંન્યાસ નામનો સામર્થ્ય યોગ તેરમાં ગુણઠાણાના અંતે મોક્ષ જવાના ટાઇમે જ્યારે શૈલેશિકરણ કરે છે. ત્યારપછી ચઉદમા ગુણઠાણેઆ યોગ હોય છે. આ યોગમાં મન વચન અને કાયાના વ્યાપારનો પણ નાશ થાય છે. આજ બીના આગળના શ્લોકમાં જણાવવામાં આવે છે. ॥૯॥

## આ બંને યોગો જે ગુણઠાણે હોય છે તે કહે છે.

द्वितीयाऽपूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् ॥
आयोज्यकरणादूर्ध्वं द्वितीय इतितद्विदः ॥१०॥

અર્થ. પ્રથમતાત્ત્વિક ધર્મ સંન્યાસ નામનો સામર્થ્યયોગ આઠમાં ગુણઠાણે બીજીવારના અપૂર્વ કરણ માંહોય છે. અને યોગસંન્યાસ નામનો સામાર્થ્યયોગ તેરમા ગુણઠાનાં અંતે શૈલેશિ કરણ કરે છે, ત્યાર પછી ચઉદમે ગુણઠાણે આ યોગ હોય છે એમ યોગસંન્યાસ નામના સામર્થ્ય યોગના જાણકારો જણાવે છે. ॥૧૦॥

**વિવેચન.** અહીં બીજું અપૂર્વકરણ ગ્રહણ કરવાથી ગ્રંથિભેદનું કારણીભૂત પ્રથમ અપૂર્વકરણનો નિષેધ કરવા દ્વિતીય શબ્દ ગ્રહણ કરેલ છે, કારણ કે પ્રથમ અપૂર્વ કરણમાં સામર્થ્ય યોગ હોતો નથી. અપૂર્વ કરણ એટલે આત્માનો અપૂર્વ શુભ અધ્યવસાય-પરિણામ. આ અનાદિ અપારસંસારમાં રખડતા આજીવને ધર્મના સારા અનુષ્ઠાનો કરતાં પહેલા કયારે પણ નહિ આવેલો એવો આત્માનો અપૂર્વ અધ્યવસાય-પરિણામ ઉત્પન્ન થવો તેનું નામ અપૂર્વ કરણ છે, આ અપૂર્વ કરણનું ફલ રાગદ્વેષરૂપી ગાઢ ગાંઠ છે તેનો છેદ કરવો તે છે, અને આ ગ્રંથિ છેદનું ફલ સમ્યક્ દર્શનની પ્રાપ્તિ થવી તે છે, અને આ સમ્યક્ દર્શનથી સત્ય વસ્તુ સમજાય છે-જડચૈતન્યનું જ્ઞાન થાય છે. સમ્યક્દર્શન એટલે પ્રશમાદિલિંગવાલો શુદ્ધ આત્માનો પરિણામ. આ બીના શાસ્ત્રમાં કહેલ છે કે, આપણામાં સમ્યક્દર્શન છે કે નહિ તે જાણવાને સમ્યકત્વના પાંચ લક્ષણો બતાવ્યા છે, આ લક્ષણો આપણામાં હોય તો જાણવું જે આપણામાં સમ્યકત્વ છે. અને આ લક્ષણો ન હોય તો તે મેળવવા પ્રયત્ન કરવો. પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, અને આસ્તિકયતા, આ પાંચ લક્ષણથી સમ્યકત્વ અભિવ્યક્ત-પ્રગટ થાય છે-આપણામાં સમ્યકત્વ છે કે નહિ તેની ખાત્રી થાય છે. તત્વાર્થ શ્રદ્ધાને સમ્યકત્વ કહે છે, આ સમ્યકત્વના પાંચ લક્ષણોનો અનુક્રમ પ્રાધાન્યતાને અનુસારે છે, અને એક પછી એકનો લાભ થાય છે.

પ્રશમ. સમભાવ હોય તોજ મોક્ષની અભિલાષારૂપ સંવેગ થાય છે. અને સંવેગ હોયતોજ સંસાર ઉપર

ઉદાસીનવૃત્તિ રૂપનિર્વેદ થાય છે, વૈરાગ્ય આવે છે,—અને નિર્વેદ હોય તોજ દુઃખી જીવો ઉપર દયા ચિંતવવારૂપ અનુકંપા થાય છે. અને અનુકંપા હોય તોજ પ્રભુના વચન ઉપર શ્રદ્ધા બેસવારૂપ આસ્તિક્યતા પ્રાપ્ત થાય છે. પૂર્વાનુપૂર્વી અસુંદર છે, પશ્ચાનુપૂર્વી સુંદર છે, આસ્તિક્યતા હોય તો અનુકંપાદિ બીજા હોય છે, આમ શાસ્ત્રના જાણકાર કહે છે. સમ્યક્‌દર્શન પ્રાપ્ત થયા પછી કર્મની જે સ્થિતિ બાકી રહેલ છે તેમાંથી સંખ્યાતા સાગરોપમ જેટલી કર્મની સ્થિતિનો ક્ષય થવાથી બીજા અપૂર્વ કરણમાં પ્રથમ તાત્વિક ધર્મસંન્યાસ નામનો સામર્થ્ય યોગ પ્રાપ્ત થાય છે, આ અપ્રમત્ત સંયતિ જયારે આઠમાં ગુણઠાણે ક્ષપકશ્રેણિ માંડે છે ત્યારે આ ધર્મસંન્યાસ યોગ હોય છે, આ વખતે આત્મ સ્ફુરણા તીવ્ર થાય છે. પરપરિણતિ થતી નથી, આ અતિ સુંદર દશાને જ્ઞાનીઓ પણ વર્ણવી શકે નહિ. યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થાય છે. આ અતિ ઉત્કૃષ્ટ ચારિત્ર તથા જ્ઞાન દશામાં વર્તતાં ઘન ઘાતિ કર્મનો એકદમ નાશ થાય છે, અને કેવળ જ્ઞાન પ્રાપ્ત થતા ક્ષયોપશમ ભાવના જે ક્ષમાદિક દશ પ્રકારના ધર્મો તથા મત્યાદિ જ્ઞાનો હતા તેની અહિં નિર્વૃત્તિ થાય છે. અને ક્ષાયિક ભાવના ક્ષમાદિકધર્મો તથા જ્ઞાનો પ્રાપ્ત થાય છે. આ તાત્વિક ધર્મસંન્યાસ યોગ છે. પણ અતાત્વિક ધર્મસંન્યાસયોગ છઠા ગુણ ઠાણે પ્રવ્રજ્યા અંગીકાર કરતી વખતે હોય છે. સાવદ્ય પ્રવૃત્તિ લક્ષણ પ્રભુ પૂજાદિધર્મની નિવૃત્તિ રૂપ પ્રવ્રજ્યા જ્ઞાનયોગની પ્રાપ્તિ રૂપ છે. આ ભાગવતી પ્રવ્રજ્યાનો અધિકારી સંસારથી જે

વિરક્ત થયો હોય તેજ અધિકારી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, દિક્ષાને લાયક આ જીવો ગણ્યા છે કે જે ૧ આર્ય દેશમાં ઉત્પન્ન થયો હોય, ૨ વિશિષ્ટ જાતિ અને કુલ વાળો હોય, ૩ જેના કર્મ રૂપી મળો ક્ષીણ પ્રાય થઇ ગયા છે એવો નિર્મળ બુદ્ધિ વાળો હોય, ૪ જે પોતાના મનમાં વિચારતો હોય કે મનુષ્ય ભવ દુર્લભ છે, ૫ જન્મ મરણ નિમિત્ત માત્ર છે—સર્વ સાધારણ છે. ૬ ધન સંપત્તિ ચંચલ છે, ૭ વિષયો દુઃખના હેતુ છે. ૮ સંયોગ માત્રને વિયોગમાં અંત આવે છે, ૯ પ્રતિક્ષણે મરણ થયા કરે છે. ૧૦ ભોગોને વિપાક અતિભયંકર છે, ૧૧ આવા આવા સુંદર વિચારો જે પ્રાણી કરતો હોય અને એવા વિચારથી જે સંસારમાં વિરક્ત રહેતો હોય, ૧૨ જેના કષાયો ઘણા પાતળા પડી ગયા હોય, ૧૩ જેને હાસ્ય વિગેરે અલ્પ હોય, ૧૪ જે ઉપકારનો જાણકાર હોય, ૧૫ જે વિનયવાન હોય, ૧૬ જે પ્રવ્રજ્યા ગ્રહણ કરવા પહેલા પણ રાજા પ્રધાન અને નગર વાસી લોકોમાં બહુ માન પામેલ હોય, ૧૭ કોઇનો દ્રોહ કરનાર ન હોય, ૧૮ પરનું કલ્યાણ કરનાર હોય, ૧૯ શ્રાદ્ધ ગુણ સંપન્ન હોય, ૨૦ આચાર્યના પરિચયમાં આવ્યો હોય, ઉન્નત્તિ ક્રમમાં જે આગળ વધેલો હોય તેજ માણસ પ્રવજ્યાને—દિક્ષાને લાયક ગણાય છે. અને તેજ વાસ્તવિક રીતે ધર્મ સંન્યાસવાન્ થઈ શકે છે. કારણકે અહીં જ્ઞાન યોગની પ્રાપ્તિ થાય છે. આવા ગુણવાળો પ્રાણી ન હોય તે જ્ઞાનયોગને આરાધી શકતો નથી, અને જે આવા ગુણવાળો હોય છે તે જ્ઞાન યોગને આરાધતો નથી એમ

પણ બને નહિ એમ વિચારવું. સર્વજ્ઞનું વચન તે આગમ છે, આ બીના આગમમાં નિરૂપિત છે." "आयोज्य करणा दुर्धर्ष" ધર્મ સંન્યાસ તાત્વિક યોગ કહ્યા પછી હવે યોગસંન્યાસ નામનો સામર્થ્ય યોગ બતાવતા કહે છે કે, કેવલ જ્ઞાનના ઉપયોગથી તથા અચિંત્ય વીર્ય શક્તિ વડે તે તે પ્રકારના તે તે કાલમાં ક્ષય કરવા યોગ્ય ભવોપગ્રાહિ કર્મનો તથા પ્રકારે ક્ષય કરવા પ્રયત્ન કરવો. આનું નામ શૈલેશી કરણ અથવા આયોજ્ય કરણ છે. સારાંશ એ છે કે તેરમા ગુણઠાણાના અંતે શૈલેશી કરણ કરવાની શરૂઆત કરતાં ચઉદમા ગુણઠાણે આ શૈલેશી કરણની ક્રિયાથી મન, વચન અને કાયાના યોગનું રૂંધન કરતાં ચાર અઘાતિકર્મો બાકી રહ્યા હતાં તેનો નાશ થાય છે, શૈલેશી અવસ્થાનું આ ફલ છે. ચાર ઘાતિ કર્મો પહેલા ક્ષય થયા હતા, અને આ શૈલેશી કરણથી બીજા ચાર અઘાતિ કર્મ ક્ષય થવાથી તરતજ પરમપદને–સિદ્ધિગતિને પ્રાપ્ત થાય છે. સિદ્ધિ ગતિમાં આત્મ સ્વરૂપ, પરમજ્યોતિ રૂપ સત્ચિદાનંદ સ્વરૂપમાં લિન થાય છે. જન્મજરા આધિ વ્યાધિ અને ઉપાધિ હવે તેઓને હોતા નથી. કર્મ બીજ સર્વથા દગ્ધ થવાથી ભવાંકુર હવે ઉત્પન્ન થતો નથી. આ આઠમી પરા-દૃષ્ટિનું અંતિમ ફલ છે. આ બીજો યોગ સંન્યાસ નામનો સામર્થ્ય યોગ શૈલેશી કરણ અવસ્થામાં થાય છે એમ તેના જાણકાર યોગિઓ જણાવે છે, આ તમામ બીના આગમથી સિદ્ધ છે. આ વાતને સાબીત કરવા પ્રાચીન સિદ્ધાંતની ગાથાઓ બતાવે છે "યથા પ્રવૃત્તિ કરણ, અપૂર્વ કરણ, અને અનિવૃત્તિ કરણ, આ ત્રણે કરણો ભવ્ય જીવોને

હોય છે. અભવ્ય જીવોને પ્રથમ યથાપ્રવૃત્તિ કરણ માત્ર હોય છે. કરણ એટલે એક જાતનો આત્માનો પરિણામ ॥૧॥ જ્યાં ગ્રંથિ છે ત્યાં પહેલું કરણ હોય છે, ગ્રંથિનો છેદકરતાં બીજું કરણ પ્રાપ્ત થાય છે. અનિવૃત્તિ કરણથી આ જીવ સમ્યક્ દર્શન મેલવે છે. ॥૨॥ દુખે કરી તોડીશ કાય, બરસઠ ગાઢ, અને ગુપ્ત એવી લાકડાની ગાંઠની માફક જીવનો કર્મથી ઉત્પન્ન થએલો ગાઢ રાગદ્વેષનો પરિણામ તેને ગ્રંથિ કહે છે. ॥૩॥ આ ગ્રંથિનો ભેદ થયા પહેલાં આજીવ મિથ્યાત્વિ હતો. પણ ગ્રંથિનો ભેદ થયે છતે સમ્યક્ જ્ઞાન વાલો બને છે. થોડું પણ જ્ઞાન ઘણું સારૂં છે અને ખરેખર અસંમોહનું કારણ થાય છે ॥૪॥ સમ્યકત્વ પ્રાપ્ત થયા પછી જે કર્મની સ્થિતિ બાકી રહી છે. તેમાં થી બે પલ્યોપમથી નવ પલ્યોપમ જેટલી કર્મની સ્થિતિ ને ઓછી કરે છે ત્યારે દેશ વિરતિ શ્રાવકપણું પ્રાપ્ત થાય છે, ત્યાર પછી ચારિત્ર, ઉપશમશ્રેણી, તથા ક્ષપકશ્રેણી પ્રાપ્ત થવામાં અનુક્રમે સંખ્યાતા સાગરોપમ જેટલી કર્મની સ્થિતિને ખપાવે ત્યારે પ્રથમ ચારિત્ર પ્રાપ્ત થાય છે. તે પછી તેટલી કર્મની સ્થિતિને ખપાવે એટલે ઉપશમશ્રેણિ પ્રાપ્ત થાય છે અને તે પછી તેટલીજ કર્મની સ્થિતિને ખપાવે ત્યારે ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે લેશથી સિદ્ધાંત ગાથાનો સારાંશ જણાવ્યો. ॥૧૦॥

**શૈલેશી કરણ પછી બીજો યોગ બતાવે છે.**

अतस्त्वयोगो योगानां योगः परमुदाहृतः ॥
मोक्षयोजनभावेन सर्वसंन्यासलक्षणः ॥ ११ ॥

અર્થ. શૈલેશી અવસ્થામાં યોગનો અભાવ થવાથી મિત્રાદિ આઠ દૃષ્ટિરૂપ યોગોની મધ્યમાં અયોગરૂપી આ યોગ સંન્યાસ નામનો યોગ ઘણો જ ઉત્કૃષ્ટ છે. કારણકે આ આત્માને મોક્ષની સાથે જોડી દેનાર હોવાથી કાયાદિ સર્વ યોગનો જેમાં સંન્યાસ–અભાવ થવાથી આ યોગને સર્વ સંન્યાસ લક્ષણ યોગ કહે છે. ા૧૧ા

**વિવેચન.** આઠદૃષ્ટિમાંપરાનામની આઠમી દૃષ્ટિ પ્રાપ્ત થતા આયોગસંન્યાસનામનોસામર્થ્ય યોગ શૈલેશી કરણ અવસ્થામાં મન વચન અને કાયાના વ્યાપારનો સર્વથા અભાવ થતા પ્રાપ્ત થાય છે. આ યોગ સર્વ યોગમાં ઉત્તમ છે. કારણકે આત્માને મોક્ષની સાથે જોડી દેવાને-લાયકઉત્કૃષ્ટધર્માનુષ્ઠાનરૂપઆ યોગ સંન્યાસ નામનો સામર્થ્ય યોગ છે. અહીં ક્ષયોપશમભાવના ધર્માધર્માદિ વિગેરેનો ક્ષય થાય છે. આ પ્રમાણે ઇચ્છાદિ ત્રણ યોગનું સ્વરૂપ જણાવીને ચાલતી બીના હવે જણાવે છે. ા૧૧ા

**एतत्त्रयमनाश्रित्य विशेषेणैतदुद्भवाः ॥**
**योगदृष्टय उच्यन्ते अष्टौ सामान्यतस्तु ताः ॥ १२ ॥**

અર્થ. ઇચ્છાદિ ત્રણ યોગનો વિશેષે કરી આશ્રય લીધા વગર. પરંતુ આ ત્રણ યોગથીજ ઉત્પન્ન થએલી યોગ દૃષ્ટિઓ કહેવામાં આવે છે. આયોગદૃષ્ટિઓસામાન્ય પ્રકારે આઠ છે. ા૧૨ા

**વિવેચન.** ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, અને સામાર્થ્ય

યોગનું સ્વરૂપ પ્રથમ કહી આવ્યા છીએ. આ ત્રણ યોગનો આશ્રય લીધા વગર. પરંતુ એ યોગથી ઉત્પન્ન થએલી આ દૃષ્ટિઓ છે. આ દૃષ્ટિઓ સામાન્ય પ્રકારે આઠ છે. ઇચ્છાદિ ત્રણ યોગનું સ્વરૂપ પૂર્ણ થાય છે; હવે આઠ દૃષ્ટિનું સ્વરૂપ શરૂ થાય છે. ॥૧૨॥

## આઠ દૃષ્ટિના નામો જણાવે છે.

मित्रा तारा बला दीप्रा स्थिरा कान्ता प्रभा परा ॥
/ नामानि योगदृष्टिनां लक्षणं च निबोधत ॥ १३ ॥

અર્થઃ—મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા આ યથાર્થ નામવાલી યોગદૃષ્ટિઓ છે, જેનું લક્ષણ હવે કહેવામાં આવે છે તે તમો સાંભળો ॥૧૩॥

**વિવેચન.** મિત્રની માફક મિત્રા, સર્વ જીવ ઉપર મિત્ર ભાવના રાખનાર મિત્રા, તારાની માફક તારા. જેનામાં આંખની તારાની માફક આત્મ પ્રકાશ કાંઇપણ પ્રગટયો છે તે તારા વિગેરે યથાર્થ અન્વય નામવાલી આ આઠ યોગદૃષ્ટિઓ છે. આ આઠ યોગદૃષ્ટિઓનું લક્ષણ આગલ કહેવામાં આવે છે. તે તમો સાંભળો. અહીં યોગદૃષ્ટિ નામ આપવાથી આગળ બતાવવામાં આવતી ઓઘદૃષ્ટિનો વ્યવચ્છેદ–નિષેધ કર્યો જાણવો. આ ઓઘદૃષ્ટિ છે તે વાસ્તવિક દૃષ્ટિ નથી. કારણકે ઓઘદૃષ્ટિથી જે જે ધર્મના અનુષ્ઠાનો કરવામાં આવે છે તે બરોબર ફલને આપતા નથી. પણ યોગદૃષ્ટિથી જે જે ક્રિયા કરવામાં આવે છે. તે ઉત્તમ ફલને આપે છે આજ બીના અહીં જણાવવામાં આવે છે. ॥૧૩॥

## પ્રથમ ઓઘદૃષ્ટિ બતાવે છે.

समेघाऽमेघरात्र्यादौ सग्रहाद्यर्भकादिवत् ॥
ओघदृष्टि रिहज्ञेया मिथ्यादृष्टीतराश्रया ॥ १४ ॥

અર્થ. જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયોપશમની વિચિત્રતાને લઈ નાના પ્રકારની ઓઘદૃષ્ટિ–સામાન્ય દૃષ્ટિ છે, આ વાતને દૃષ્ટાંત આપી સમજાવે છે. એક વરસાદવાળી રાત્રિ, એક વરસાદ વગરની રાત્રિ, આદિ શબ્દથી એક વરસાદ વાલો દિવસ, અને એક વરસાદ વગરનો દિવસ, એક ભૂતાદિ ગ્રહો જેને વળગેલ છે એવો બાળક અને આદિ શબ્દથી એક ભૂતાદિ ગ્રહો જેને નથી વળગ્યો એવો બાળક, એક તિમીરાદિ દોષવાળો મિથ્યાદૃષ્ટિ અને એક તિમીરાદિ દોષ વગરનો મિથ્યાદૃષ્ટિ આ વિગેરેને કોઇ એક દૃશ્ય વસ્તુ જોવામાં જેમ તરતમતા પડી જાય છે, તે વસ્તુ સંબંધી બોધ થવામાં પણ જેમ ઘણો ફારફેર જોવામાં આવે છે, તેના જેવી આ ઓઘદૃષ્ટિ છે, ઓઘદૃષ્ટિ એટલે સામાન્ય દર્શન, સમજણ વગરના જેજે ધર્માનુષ્ઠાનો કરવા તે બધા ઓઘદૃષ્ટિમાં દાખલ થાય છે. ॥૧૪॥

**વિવેચન.** ઓઘદૃષ્ટિ એટલે જન સમુહની સામાન્ય દૃષ્ટિ. ભવાભિનંદિ જીવ સંબંધી. વિચાર કે સમજણ કર્યા વગર ગતાનુગતિક ન્યાયે વડિલના ધર્મને અનુસરવું; બહુ જન સંમત એવા ધર્મનાઅનુયાયી થવું તે, પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરવો આનું નામ ઓઘદૃષ્ટિ છે. જ્ઞાનાવરણીયાદિ કર્મની વિચિત્રતાને લઇ આ દૃષ્ટિ નાના પ્રકા-

રની છે, દષ્ટાંતથી આ વાત સમજાવે છે કે એક મેઘવાલી રાત્રિ. અને એક મેઘ વગરની રાત્રિ. આદિશબ્દથી એક મેઘવાળો દિવસ અને એક મેઘ વગરનો દિવસ, એક ગ્રહાદિ દોષવાલો બાલક અને આદિશબ્દથી એક ગ્રહાદિ દોષ વગરનો બાળક, તેમજ એક બાળક અને એક વૃદ્ધ, યુવાન, તેની દષ્ટિમાં-દર્શનમાં ફેર પડશે. ઓઘદષ્ટિ-સામાન્ય દર્શન-ભવાભિનંદ જીવવિષય વાલી ઓઘદષ્ટિ સમજવી, કાચ-તિમીર રોગથી ઉપરત થઈ છે દષ્ટિ જેની એવો મિથ્યાદષ્ટિ તથા બીજો અનુપરત દષ્ટિવાળો મિથ્યાદષ્ટિ. આ અક્ષરાર્થ જણાવ્યો, ભાવાર્થ હવે જણાવે છે. મેઘવાળી રાત્રિમાં એક દષ્ટિ કિંચિત્ માત્ર વસ્તુને ગ્રહણ કરે છે. બીજી દષ્ટિ મેઘ વગરની રાત્રિમાં જરા વધારે વસ્તુને ગ્રહણ કરે છે. મેઘવાળા દિવસે અને મેઘ વગરના દિવસે જે દષ્ટિ બોધ કરે છે તેમાં તરતમત્તા રહેલ છે. તેમજ ગ્રથિલ-ભૂતાદિગ્રહવાલી દષ્ટિ તથા ભૂતાદિગ્રહ વગરનાની દષ્ટિ, આ બંનેમાં પણ વિશેષતા રહેલ છે ચિત્તવિભ્રમાદિ ભેદને લઈ, તેમજ બાલકની દષ્ટિ અને યુવાન વૃદ્ધનીદષ્ટિ, વલી એક વિવેકિ માણસની દષ્ટિ અને અવિવેકી માણસની દષ્ટિ, તેમજ કાચાદિતિમીર રોગથી જેના લોચનો હણાઇ ગયાછે એવા મિથ્યાદષ્ટિની દષ્ટિ. અને જેના લોચનો રોગથી નથી હણાયા એવા મિથ્યાદષ્ટિની દષ્ટિ. આ બધાઓની દષ્ટિમાં કોઈ એક વસ્તુ જોવામાં જેવી રીતે તરતમતા ઉપાધિને લઈ પડે છે. તેવી રીતે પરલોક સંબંધી કોઇ પણ એક પદાર્થના નિર્ણયમાં ક્ષયોપશમની વિચિત્રતાને લઈ જાદા જાદા પ્રકાર જ્ઞાનભેદો-અભિપ્રાયો પડે છે. આ

જ્ઞાનભેદ–સદ્દહણા ભેદકારણીક મિત્રાદિ ચાર દૃષ્ટિમાં પરસ્પર ભેદ પડે છે અથવા દર્શનોમાં પરસ્પર ભેદ પડે છે. એમ યોગાચાર્યો જણાવે છે. રાગદ્વેષની ગ્રંથીને જેઓએ તોડી નાખેલ છે એવા સ્થિરાદિ દૃષ્ટિવાલા યોગિઓ–મહાત્માઓની અંદર આવા સદ્દહણાભેદો કદિ પડતા નથી. કારણકે તેઓ નય ભેદના સ્વરૂપને ખરેખર જાણતા હોવાથી દરેક દર્શનના અભિપ્રાયોને સારી પેઠે સમજી શકે છે. કારણકે ષટ્ દર્શનો છે તે જૈન દર્શનના અંગો છે, જૈન દર્શન છે તે સમુદ્ર સમાન છે. તેમાં દરેક દર્શન રૂપી નદીઓ આવીને મળે છે. આવા બોધને લઈ આ યોગિઓમાં ઉક્ત ભેદો પડતા નથી. સ્થિરાદિ દૃષ્ટિવાળા માહાત્માઓની પ્રવૃત્તિ પરના ભલા માટે હોય છે. વલી તેઓમાં શુદ્ધ બોધને લઈ આગ્રહ જરા પણ હોતો નથી, નિરંતર મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ ભાવનાને ભાવતા હોવાથી ગંભીર અને ઉદાર આશયવાળા હોય છે, તેમજ દરેક જીવોને સંજીવની ચારિ ચરનાર બળદના દૃષ્ટાંતથી મધ્યસ્થ ઉપદેશ આપી આગલ વધારે છે.

## ચારિસંજીવની દૃષ્ટાંત.

જૈન ધર્મનો સ્વિકાર કર્યો પહેલા એકવાર કુમારપાલ રાજાએ ગુરૂવર્યશ્રી હેમચંદ્રાચાર્ય મહારાજશ્રીને કયો ધર્મ ઉત્તમ છે, એવો પ્રશ્ન કર્યો. આના ઉત્તરમાં ગુરૂશ્રીએ ચારિસંજીવનીનું દૃષ્ટાંત આપ્યું. રાજન્ એક સ્ત્રીએ પોતાના પતિને વશ કરવા એક પરિવ્રાજીકા પાસેથી વશીકરણ ચૂર્ણ મેળવી પોતાના પતિને ભોજનમાં નાખી ખવરાવ્યું. કર્મ

સંયોગે ચૂર્ણ એકના બદલે બીજું ભુલથી મલ્યું. વશ કરવાના બદલે તે બળદ બની ગયો. પોતાના પતિને બળદ બનેલ જાણી સ્ત્રીને ઘણો પશ્ચાતાપ થયો. પોતાનું પેટ ભરવું, અને બળદનું પણ પેટ ભરવું તે બંને પોતાના ઉપર આવી પડવાથી સવારમાં નીરંતર બળદને ચારવા પોતે લઇ જાય છે, એક ઝાડ નીચે બેસી ત્યાં બળદને ચારે છે, અને પોતે પોતાના કરેલા ગુન્હા બદલ પ્રભુની પાસે માફી માગતા રૂદન કરે છે. એક વખત એક વિદ્યાધરનું વિમાન ત્યાં થઇને ચાલ્યું જાય છે, આ વિમાનમાં વિદ્યાધરની સ્ત્રી હતી તેણે આ સ્ત્રીના રૂદનનું કારણ પુછયું. વિદ્યાધરે પ્રજ્ઞપ્તિ વિદ્યાદ્વારા રૂદનનું કારણ જાણી ઉત્તર આપ્યોકે પોતાના પતિને વશ કરવાના ચૂર્ણનો ફારફેર થવાથી બળદ બની ગયો. આ કારણથી આ સ્ત્રી રૂદન કરે છે, વિદ્યાધરની સ્ત્રીએ પ્રશ્ન કર્યો કે એવો કોઈ ઉપાય છે કે અસલ સ્થિતિમાં પાછો આ માણસ આવી જાય?

વિદ્યાધરે ઉત્તર આપ્યો કે આ ઝાડ નીચે સંજીવની નામની ઔષધી છે જો તે તેના ખાવામાં આવે તો તરતજ અસલ સ્થિતિમાં આવી જાય. આ વાત નીચે રહેલી સ્ત્રી એ સાંભળી, પણ સંજીવની ઔષધી કઇ તે તે જાણતી ન હોવાથી ઝાડ નીચેની તમામ વનસ્પતિ તોડીને બળદ ના મુખમાં આપી, અંદર પેલી સંજીવની ઔષધી પણ આવી જવાથી તરતજ તે પુરૂષ રૂપે બની ગયો. આ દૃષ્ટાંત આપી આચાર્ય શ્રી કુમારપાળ રાજાને જણાવે છે કે રાજન્ હું તમોને કહીશ કે આ ધર્મ સત્ય છે અને આત્મકલ્યાણ

કરનાર છે. પણ તે વાત હમણા તમારા હૃદયમાં ઉતરશે નહિ, હાલ તમો તમામ ધર્મનું સેવન કરો એમ કરતાં આ ધર્મોની અંદર સંજીવની ઔષધની માફક ઉત્તમ ધર્મ પ્રાપ્ત થઈ જશે. આ પ્રમાણે ગુરૂશ્રીએ મધ્યસ્થ ઉપદેશ આપી આખરે કુમારપાળ રાજાને સત્યધર્મની પ્રાપ્તિ કરાવી આપી, મહાન્ પુરૂષો દેશકાળ ક્ષેત્ર સભા વિગેરે તપાસીને જેવી રીતે સામાને લાભ થાય તે પ્રમાણે ઉપદેશ આપે છે. પ્રસંગવડે સર્યું. પ્રકૃત કહીએ છીએ. પ્રકૃત મિત્રાદિ ભેદથી જુદી જુદી યોગ દૃષ્ટિઓ આઠ છે. ॥૧૪॥

## આઠ દૃષ્ટિનું સ્વરૂપ દૃષ્ટાંતથી જણાવે છે.

तृणगोमयकाष्ठाग्निकणदीपप्रभोपमा ॥
रत्नताराऽर्कचंद्राभाः सद्दृष्टेर्दृष्टिरष्टधा ॥ १५ ॥

અર્થ. તૃણાદિ અગ્નિના કણની ઉપમાવાળી સદ્દૃષ્ટિવાળા યોગિઓની દૃષ્ટિ આઠ પ્રકારે છે. તૃણ, છાણ, અને કાષ્ટની અગ્નિના કણની ઉપમાવલી પહેલી મિત્રાદિ ત્રણ દૃષ્ટિઓ છે. દીપ પ્રભાની ઉપમાવલી ચોથીદીપ્રાદૃષ્ટિ છે, રત્ન. તારા, સૂર્ય. અને ચંદ્ર કાંતિની ઉપમા વાલી સ્થિરાદિ ચાર દૃષ્ટિઓ છે. ॥૧૫॥

**વિવેચન.** અહીંઆલુ દૃષ્ટિને બોધ તૃણાદિ અગ્નિના કણનાઉદાહરણથી સરખાપણું બતાવે છે. સામાન્ય પ્રકારે સદ્દૃષ્ટિવાલા યોગિઓની દૃષ્ટિ–બોધ આઠ પ્રકારે છે. તથા વિધ પ્રકાશ માત્રની સાથે સરખાપણું લેવાનું છે. તે બતાવે છે. ૧ મિત્રા દૃષ્ટિની અંદર બોધ તૃણાગ્નિના કણ

જેવો છે. વાસ્તવિક પોતાના કાર્યને કરનાર થતો નથી. જરૂરીના વખત સુધી અલ્પશક્તિવાળો હોવાથી બોધ ટકી શકતો નથી. સુંદર સ્મૃતિના બીજ ભૂતસારા સંસ્કાર નહિ પડવાથી. આને લઈ દેવગુરૂ વંદન વિગેરેમાં વિકલતા આવે છે. ભાવથી વંદનાદિ કાર્ય કરી શકતો નથી. ૨ તારાદૃષ્ટિમાં બોધ છાણાની અગ્નિના કણ જેવો છે. પહેલા કરતાં જરા અધિક ખરો પણ ખરા અવસરે બોધ બુઝાઈ જાય છે. વાસ્તવિક રીતે વધારે વખત ટકી શકે એવા વીર્યનો અહીં અભાવ છે. આને લઈ કોઈ પૂજાદિ સારૂં કાર્ય કરવા તૈયાર થતાં પ્રથમની સ્મૃતિ સારી ન હોવાથી તે કાર્ય કરી શકતો નથી. ૩ બલાદૃષ્ટિમાં કાષ્ટાગ્નિના કણની જેવો બોધ છે. આની અંદર પહેલા બે કરતાં જરા વધારે બોધ છે. પહેલા બેનો બોધ આમાં આવે છે. આને લઈ આમાં વીર્યશક્તિ જરા વધારે છે. સ્મૃતિ પણ આમાં જરા સારી હોય છે. આને લઈ પ્રભુ પૂજાદિસારા કાર્યો કરવામાં પ્રીતિ થાય છે. અને પ્રયત્ન જરા-પણ કરે છે. ૪ દીપ્રા દૃષ્ટિમાં બોધ દીવાની પ્રભા જેવો છે. પહેલા કરતા ઘણો વધારે છે. કારણ કે આમાં પહે-લાના ત્રણ બોધ આવી જાય છે. આને લઈ આમાં વીર્ય શક્તિ વધારે હોય છે. તેમજ કાર્ય કરવાના ટાઈમે આમાં સ્મૃતિ ઘણી સારી હોવાથી દ્રવ્યથી તથા ભાવથી દેવ પૂજા ગુરૂ ભક્તિ વિગેરે કાર્યો કરવામાં. તથા કર્મ-બંધન વિગેરે કાર્યોમાં બીજાઓના કરતા આ દૃષ્ટિવાળાની પૃવૃત્તિ સમજણપૂર્વકની હોવાથી જુદી પડે છે. અહીંજ પ્રથમ ગુણ સ્થાનકની ઉત્કૃષ્ટતા પ્રાપ્ત થાય છે. શાસ્ત્રકારો

એ વ્યક્તમિથ્યાત્વરૂપ ગુણને આશ્રિત્યવહાર રાશિવાળા જીવોને પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાનક કહેલ છે. તે સામાન્ય પ્રકારે જાણવું, બાકી વાસ્તવિક રીતે પ્રથમ ગુણસ્થાનક ઉત્કૃષ્ટ આ ચોથી દૃષ્ટિમાં આવે ત્યારે પ્રાપ્ત થાય છે. શ્રાવકના કુલમાં જન્મ થવાથી. કે સાધુનો વેષ પહેરવાથી ચોથું પાંચમું કે છઠ્ઠું ગુણ સ્થાનક આવી જતું નથી. આગળ ઉપર આ દૃષ્ટિઓનું સ્વરૂપ જણાવવામાં આવશે ત્યારે આપણને ખબર પડશે કે કેટલી હદે જીવ આગલ વધે છે. ત્યારે તેને પ્રથમ ગુણઠાણું મલે છે. ચોથું ગુણઠાણું અને પાંચમું છઠ્ઠું વિગેરે ગુણઠાણા પ્રાપ્ત કરવા કેટલી હદ સુધી ગુણ પ્રાપ્ત કરવા પડે છે તે હવે બતાવવામાં આવશે. સ્થિરાદૃષ્ટિતો જેઓ રાગદ્વેષ રૂપી કર્મની ગાંઠને ભેદે છે તેને હોય છે અહીં સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. અહીં બોધ રત્નની કાંતિ જેવો ચીરસ્થાઇ પરિણામે અપ્રતિપાતી. પ્રવર્ધમાન. વિનાશ રહિત બીજાને પરિતાપ કરનાર નહિ. સંતોષને આપનાર. પ્રાયે કરી ચિત્તની એકાગ્રતાને કરનાર રત્નની કાંતિ જેમ સ્થિર છે. હૃદયમાં થએલ આત્મજ્યોતિ પ્રકાશ રત્નની કાંતિ માફક. તે કદી જવાનો નથી. સારા-કાર્યોમાં પ્રવૃત્તિ ઘણી પ્રીતિથી સમજણ પૂર્વક કરે છે. અસત્ પ્રવૃત્તિ કરતો નથી.

૬ કાંતા દૃષ્ટિમાં બોધ તારાની કાંતિ જેવો છે રત્નની કાંતિનો પ્રકાશ અમુક હદ સુધી હોય છે. આકાશમાં રહેલા તારાઓનો પ્રકાશ ઘણા દૂર સુધિ જાય છે. સ્થિરા કરતા આ દૃષ્ટિમાં બોધ ઘણો સારો હોય છે. સ્થિર અને

શાંત પ્રવૃત્તિ હોવાથી ધર્માનુષ્ટાનોમાં અતિચાર પણ લગાડતો નથી. શુદ્ધ ઉપયોગપૂર્વક પ્રમાદ રહિતપણે વસ્તુ લેવા મુકવામાં શુદ્ધ પ્રવૃત્તિ પ્રધાન ગંભીર અને ઉદાર આશયવાલું અનુષ્ઠાન કરે છે. ૭ પ્રભા દૃષ્ટિમાં સૂર્યના પ્રકાશ જેવો બોધ હોય છે. નિરંતર આત્મધ્યાનમાં લિન રહે છે. પ્રાયેકરિ આ દૃષ્ટીમાં સંકલ્પ વિકલ્પ–આડાઅવળા વિચારો હોતા નથી, પ્રથમ સારસુખ આત્મસ્વરૂપમાં પરમશાંતિ સુખનો અનુભવ કરે છે. સમાધિના શાસ્ત્રોથી અન્ય શાસ્ત્રો હવે નકામા જણાય છે. સમાધિમાં લિન રહેવું એજ ધર્માનુષ્ઠાન છે, તેઓની સમીપમાં સ્વભાવિક વેરવાળા જીવોના વૈરો નાશ પામે છે, જીવો ઉપર મહાન્ અનુગ્રહને કરનારા હોય છે. શિષ્યો ઉપર ઉચિતતાને સાચવનારા હોય છે. જે ક્રિયા કરે છે તે અવંધ્ય ફલ વાલી હોય છે. ૮ પરા દૃષ્ટિમાં ચંદ્રમાની ચંદ્રિકાના જેવો સૂક્ષ્મ બોધ હોય છે. નિરંતર આત્મસ્વરૂપમાં રમણતા કરવારૂપ ધ્યાનમાં લિન રહે છે, તથા વિકલ્પ રહિત હોય છે આને લઈ પરમ સુખનો અનુભવ કરે છે. વૃક્ષ ઉપર ચડેલાને ફરી ચડવા જરૂર રહેતી નથી, તે પ્રમાણે આ દૃષ્ટિમાં વર્તતા જીવને પ્રતિક્રમણાદિ અનુષ્ઠાનોની જરૂર રહેતી નથી. પરંતુ ભવ્યતાને અનુસારે પરોપકાર તથા પહેલાની માફક અવંધ્ય ક્રિયા હોય છે, આ પ્રમાણે સામાન્ય રીતે સદ્દૃષ્ટિ આઠ પ્રકારે બતાવી. અહીં વાદિ શંકા કરે છે કે ગ્રંથિને ભેદે ત્યારે સદ્ દૃષ્ટિ–સમ્યક્ દૃષ્ટિ કહી શકાય. પણ ગ્રંથિનો ભેદતો મિત્રાદિ દૃષ્ટિમાં થતો નથી. દીપ્રાદૃષ્ટિના ઉત્તર કાલમાં સ્થિરાદિ ચાર દૃષ્ટિમાં થાય

વંશગાંઠ—ઘાંસ કે જે શેલડીના વાઢમાં ઉગે છે પણ તેમાં માધુર્યતાનો ગંધ પણ આવતો નથી. આ નલ—ઘાંસ જેવા અભવિજીવો છે, કે જેમાં કયારે પણ સંવેગ માધુર્યતા આવવાની નથી, આ કહેવા ઉપરથી આત્મા પરિણામી છે, જુદા જુદા નિમિતોને પામી તેમાં ફેરફાર થાય છે, મિથ્યાત્વ દશામાં માધુર્યતા વગરનો આ જીવ પ્રથમ હતો. પણ પાછળથી સારા સારા સંયોગો મળતા માધુર્યતારૂપ સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે. પણ સાંખ્યદર્શનકાર આત્માને વ્યાપક, અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિર, એક સ્વભાવ રૂપ માને છે આ સર્વવ્યાપક અને એક સ્વરૂપ આત્માની અંદર પરિણામિ ધર્મ—પલટન ધર્મ ન હોવાથી, તેમજ બૌધ દર્શનમાં આત્માને ક્ષણિક—એક ક્ષણ સ્થિતિ વાળો માનવાથી આ દષ્ટિના ભેદો તેઓમાં ઘટી શકે નહિ. તે તે રૂપે પરિણમવુ તે તેઓના મતમાં ઘટી શકે નહિ. પરિણમન ધર્મ નિત્યાનિત્ય આત્માને માનવામાં આવે તોજ ઘટે. પણ એકાંત નિત્ય અને એકાંત અનિત્ય આત્મામાં કદિ ઘટી શકે નહિ, આ દષ્ટિઓ સર્વયોગિ દર્શનોને સાધારણ છે. આ દષ્ટિ જેવા પ્રકારના જીવોને જેવી રીતે હોય તેવી રીતે અહીં બતાવવામાં આવે છે. ॥૧૫॥

## મિત્રાદિ દષ્ટિ કોને હોય છે તે જણાવે છે

यमादियोगयुक्तानां खेदादिपरिहारतः ॥
अद्वेषादि गुणस्थानं क्रमेणैषा सतां मता ॥१६॥

અર્થ. યમનિયમ વિગેરે યોગના આઠ અંગોથી યુક્ત આ દષ્ટિઓ છે. તેમજ ખેદાદિ આઠ દોષો જેઓમાં નથી. વળી

અદ્વેષાદિ આઠ ગુણો જેઓમાં છે તે મહાનુભાવ મહાત્માઓમાં અનુક્રમે આ આઠ દૃષ્ટિઓ હોય છે. ॥૧૬॥

**વિવેચન.** આ ચાલુ પ્રકરણમાં યમ નિયમ વિગેરે યોગના અંગો હોવાથી તેને યોગો કહે છે, શાસ્ત્રમાં કહેલ છે કે. " **यम नियमासन प्राणायाम प्रत्याहार धारणा ध्यान समाधयोऽष्टावङ्गानि**" યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા, ધ્યાન, અને સમાધિ આ યોગના આઠ અંગો કહેલ છે, આ યોગાંગો મિત્રાદિ દૃષ્ટિમાં અનુક્રમે એક એક હોય છે, જ્યાં મિત્રાદૃષ્ટિ છે ત્યાં યમ નામનું યોગાંગ હોય છે. તારાદૃષ્ટિમાં નિયમ નામનું યોગાંગ હોય છે એ પ્રમાણે સમજવું, વલી યમાદિ આઠ આઠ યોગાંગોના વિરોધિ ખેદાદિ દોષો પણ આઠ છે. તે દૂર કરવા, તેજ કહે છે.

૧ ખેદ. સારા કામની પ્રવૃત્તિ કરતાં થાક લાગે તે ખેદ. આવો ખેદ જેને થાય છે, તેને પ્રભુધ્યાનમાં ચિત્તની એકાગ્રતા કદિ થતી નથી.

૨ ઉદવેગ. સારા કામ ઉપર-અગર યોગ ધ્યાન ઉપર અનાદર થાય તેને ઉદવેગ કહે છે.

૩ ક્ષેપ. સારિ ક્રિયા કરતાં વચ્ચે બીજી ક્રિયા તરફ ચિત્તનું જે જવું એકે બાબતમાં ચિત્તને સ્થિર કરવું નહિ–એકાગ્રતા કરવી નહિ તે ક્ષેપદોષ છે.

૪ ઉત્થાન. ચિત્તની શાંતિ ન હોવાથી મનની એકાકાર વૃત્તિનો અભાવ તે ઉત્થાન દોષ.

૫ ભ્રમ. મનનું વિપરીતપણું, છીપમાં રૂપાનું જ્ઞાન, દોર-

ડામાં સર્પનું જ્ઞાન. આ કામ મેં કર્યું કે નહિ તેનું ભાન મલે નહિ.

૬ અન્યમુદ્. જે અવસરે જે ક્રિયા કરવાની હોય તેને છોડી બીજી ક્રિયા ઉપર રાગ થવો ચાલુ ક્રિયા ઉપર અનાદર કે અબહુમાન તે.

૭ રૂજ. સારા અનુષ્ટાનનો સર્વથા ઉચ્છેદ કરવો. તે લાભ આપનાર નથી. આવો નિર્ણય કરવો અને બીજાને તેવો ઉપદેશ આપવો તે.

૮ આસંગ. સંસારિક ક્રિયામાંજ તત્પર રહે. ભવિષ્યના પરિણામ તરફ લક્ષ્ય આપે નહિ. પુદ્ગલિક વસ્તુમાં રક્ત હોવાથી. પુદ્ગલિક ફલની અપેક્ષા રાખ્યા વગર શાસ્ત્રમાં કહેલ મુજબ અનુષ્ટાનો કરવા તે અસંગ ક્રિયા –અમૃત ક્રિયા છે તે આમાં હોતી નથી. મોહનો નાશ થયા વગર આગલ પ્રગતિ થઇ શકતી નથી. એટલા માટે બુદ્ધિમાનોએ આઠ દોષ યુક્ત અંતઃકરણનો ત્યાગ પ્રયત્નથી કરવો, આઠ દોષના પરિહારથી અનુક્રમે આ આઠ દષ્ટિઓ પ્રાપ્ત થાય છે. એક એક દોષ દરેક દષ્ટિમાં દૂર થાય છે, અને અદ્વેષાદિ આઠ ગુણો પૈકી એક એક ગુણ દરેક દષ્ટિમાં પ્રાપ્ત થાય છે.

## આઠગુણો બતાવે છે.

૧ અદ્વેષ. અત્યાર સુધી આ જીવ પુદ્ગલ દશામાં રાચતો હતો અને જીવાદિ તત્વો તરફ તથા મુક્તિ તરફ દ્વેષભાવ હતો. પરંતુ જ્યારે આ દષ્ટિ પ્રાપ્ત

થાય છે. ત્યારે દ્વેષ ઘણો મંદ પડી જાય છે. કરૂણા અંશ વધે છે, અને શુભમાં પ્રવૃત્તિ થાય છે.

જીજ્ઞાસા. આ ગુણ બીજી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે, આ ગુણથી તેને તત્ત્વજ્ઞાન કરવાની અભિલાષા ઉત્પન્ન થાય છે, તેમજ તત્વબોધ પ્રાપ્ત કરવાની પ્રબલ જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે.

શુશ્રૂષા. આ ગુણ ત્રીજી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. અહિ રહેલા જીવને તત્વશ્રવણ કરવાની ઇચ્છા થાય છે.

શ્રવણ, આ ગુણ ચોથી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. અત્યારસુધિ તો સુશ્રૂષા હતી પણ હવે તત્વશ્રવણ કરે છે. આથી બોધ વધારે સ્પષ્ટ–વ્યક્ત થાય છે, અને ધર્મ ઉપર પ્રીતિ વધે છે.

બોધ. આ ગુણ પાંચમી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. આ ચાર દૃષ્ટિમાં જે બોધ હતો તે કરતાં અહિં બહુ સ્થિર બોધ થાય છે. શંકા જે કાંઈ થતી હતી તે અહિં વિરમી જાય છે, અને સૂક્ષ્મ પ્રકારનો બોધ થાય છે.

મીમાંસા. આ ગુણ છઠ્ઠી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે, તત્વ સંબંધી બહુ વિચાર શ્રેણી પ્રાપ્ત થાય છે, તત્વશ્રવણના અંગે થએલ સ્થિરતા ગુણ સાથે જ્યારે શુભ વિચારની શ્રેણી ચાલવા માંડે છે ત્યારે પ્રગતિમાં એકદમ બહુ સારી રીતે વધારો થાય છે.

પરિશુદ્ધપ્રતિપત્તિ. આ ગુણ સાતમી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે, અહિં તત્વની આદરણા બહુ સૂક્ષ્મ રીતે થાય

છે, અગાઉ જે વિચારણા થઇ હતી તે આ દૃષ્ટિમાં આદરણા રૂપે વૃદ્ધિ પામે છે.

૮ પ્રવૃત્તિ. આ ગુણ આઠમી દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. અહિં તત્વ બોધના અંગે પ્રવૃત્તિ ગુણ પ્રાપ્ત થાય છે. તેને લઇ આત્મગુણમાં સંપૂર્ણ રીતે પ્રવર્તન થાય છે. અગાઉની દૃષ્ટિમાં જે પ્રતિપત્તિ તત્વ બોધને અંગે થઇ હતી તે અહિં પ્રવૃત્તિમાં પરિપૂર્ણતા પામે છે.

આ પ્રમાણે અનુક્રમે આ સદ્દૃષ્ટિઓ મુનિઓ ભગવત્ પતંજલી, ભદંત, ભાસ્કર, બંધુદત, ભગવદંતઃ વિગેરે યોગિઓની જાણવી. આ દૃષ્ટિઓનું સ્વરૂપ અનુક્રમે દરેકનું બતાવવામાં આવશે. ॥૧૬॥

## દૃષ્ટિ શબ્દનો અર્થ કહે છે.

सच्छ्रद्धा संगतोबोधो दृष्टिरित्यभिधीयते ॥
असत्प्रवृत्ति व्याघातात् सत्प्रवृत्ति पदावहः ॥१७॥

અર્થ. સત્ સમીચીન શ્રદ્ધા યુક્ત જે બોધ તેને દૃષ્ટિ કહે છે આ દૃષ્ટિ શાસ્ત્રવિરૂધ પ્રવૃત્તિને દૂર કરી શાસ્ત્ર અવિરૂધ પ્રવૃત્તિ કરાવી સમ્યકત્વને મેલવી આપે છે. ॥૧૭॥

**વિવેચન.** પોતાના અભિપ્રાય ઉપર ધર્મ તત્વનો નિર્ણય કરવો આ જેમ બીન ઉપયોગી છે, તેમજ અંધ શ્રદ્ધા રાખવી તે પણ બીન ઉપયોગી છે, પરંતુ સત્ શ્રદ્ધા શાસ્ત્ર અવિરૂધ શ્રદ્ધાયુક્ત સુંદર જે બોધ-વિચારપૂર્વક શ્રદ્ધા-યા નિર્ણય કરવો અને સત્ય સ્વરૂપનું જ્ઞાન કરવું

એને દૃષ્ટિ કહે છે. આ દૃષ્ટિથી હલકી પ્રવૃત્તિ અટકી પડે છે; અને શુભ પ્રવૃત્તિ તરફ ગમન થાય છે. જેમ જેમ દૃષ્ટિ ઉચ્ચ થતી જાય છે, તેમ તેમ ઉન્નતિ ક્રમમાં આગળ વધતો જાય છે, અહિં શાસ્ત્ર વિરૂધ પ્રવૃત્તિઓ બંધ પડી જાય છે. અને શાસ્ત્ર કથિત પ્રવૃત્તિ કરવાથી અવેદ્ય સંવેદ્યપદ-મિથ્યાત્વના ત્યાગથી વેદ્યસંવેદ્યપદ-સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. વેદ્યસંવેદ્યપદરૂપ સ્થિરાદૃષ્ટિ હોવાથી સમ્યક્ત્વની ખરી પ્રાપ્તિ સ્થિરાદૃષ્ટિમાંજ થાય છે, તો પણ સામાન્ય પ્રકારે શરૂઆત આ દૃષ્ટિથીજ થાય છે. અથવા સત્ પ્રવૃત્તિપદ-પરમાર્થથી શૈલીશી પદ ચઉદમાં ગુણઠાણાવર્તિ. તેને મેળવી આપે છે. સારાંશ એ છે કે આ દૃષ્ટિથીજ આગળ વધવાની શરૂઆત થાય છે. અને પરંપરાએ ચઉદમાં ગુણઠાણાને મેળવી દઇ પરમપદ-મોક્ષને મેળવી આપવામાં જરા પણ વાંધો આવતો નથી. ॥૧૭॥

### દૃષ્ટિ સામાન્ય પ્રકારે આઠ છે તે કહે છે.

इयं च ऽावरणापाय भेदादष्टविधा स्मृता ॥
सामान्येन विशेषास्तु भूयांसः सूक्ष्मभेदतः ॥१८॥

અર્થ. ઉપર જણાવેલ સ્વરૂપવાલી દૃષ્ટિ આવરણના ચાલ્યા જવાથી સામાન્ય પ્રકારે આઠ ભેદો પડે છે. પણ વિશેષ પ્રકારે સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં ઘણા ભેદો પડે છે. ॥૧૮॥

**વિવેચન.** આત્મ ઉપરનું આવરણ જેમ જેમ ઓછું થતું જાય છે. તેમ તેમ આત્માની જાગૃતિ વધતિ જાય છે. અને જેમ જેમ જાગૃતિ વધે છે, તેમ તેમ દૃષ્ટિના અનેક

ભેદો પડે છે. પરંતુ પૂર્વાચાર્યોએ પરિસ્થૂરનીતિથીજ મુખ્યત્વેન આઠ ભેદો પાડયા છે, સૂક્ષ્મભેદો તરફ લક્ષ્ય આપેલ નથી, પણ વિશેષથી વિચાર કરવામાં આવે તો સત્દૃષ્ટિના ઘણા ભેદો પડે છે, સૂક્ષ્મભેદથી અનંતા ભેદો દર્શનોના પડે છે પરસ્પર ષટ્સ્થાન પડતા હોવાથી, દર્શનોના જેટલા ભેદો છે તેટલી દૃષ્ટિઓ છે. પણ આપણે અહિં સામાન્યથી આઠ ભેદો દૃષ્ટિના બતાવેલ છે. ॥૧૮॥

**દૃષ્ટિના પ્રતિપાત અપ્રતિપાતાશ્રિત ભેદો કહે છે.**

प्रतिपातयुताश्चा ऽद्या श्चतस्रोनोतरास्तथाः ॥
सापाया अपि चैतास्त त्प्रतिपातेन नेतराः ॥१९॥

અર્થ. પ્રથમની મિત્રાદિ ચાર દૃષ્ટિઓ પડવાના સ્વભાવ વાલી છે–આવીને પાછી ચાલી જાય છે. પણ ઉત્તરા-સ્થિરાદિ ચાર દૃષ્ટિઓ પડવાના સ્વભાવ વાલી નથી–આવીને પાછી ચાલી જતી નથી. તેમજ પ્રથમની ચાર દૃષ્ટિ દુર્ગતિને આપનારી છે પણ સ્થિરાદિ ચાર દૃષ્ટિઓ દુર્ગતિને આપતી નથી. ॥૧૯॥

**વિવેચન.** કર્મની વિચિત્રતાને લઇ મિત્રા, તારા, બલા, અને દિપ્રા આ દૃષ્ટિઓ આવીને પાછી ચાલી જાય છે. પરંતુ સ્થિરા. કાંતા, પ્રભા, અને પરા આ ચાર દૃષ્ટિઓ પતન સ્વભાવ વાલી નથી–આવીને ચાલી જતી નથી, વલી મિત્રાદિ ચાર દૃષ્ટિઓ પતન સ્વભાવ વાલી હોવાથી દુર્ગતિ-નરકાદિ ગતિને આપે છે, પણ આ ચાર દૃષ્ટિવમીનાખેલ ન હોય તો સદ્ગતિ આપે છે. પણ વમીનાખેલ હોય તોજ

નરકાદિ ગતિ આપે છે, તેમજ સ્થિરાદિ ચારદૃષ્ટિ સદ્‌ગતિ દેવલોક તથા મોક્ષગતિને આપે છે, દૂરગતિને દેતી નથી. અહિં વાદિ શંકા કરેછે કે. સ્થિરાદિ દૃષ્ટિ દૂર્ગતિને આપતી નથી તો પછી શ્રેણિકરાજા, કૃષ્ણ વાસુદેવ વિગેરે સ્થિરાદિ દૃષ્ટિવાળા-ક્ષાયિક સમ્યકત્વવાળા છતાં શામાટે નરકગતિમાં ગયા ? સ્થિરાદિ ચાર દૃષ્ટિને અપ્રતિપાત સ્વભાવ વાલી તથા સદ્‌ગતિ દેનાર ગણી છે, ઉત્તર. સ્થિરાદૃષ્ટિ પ્રાપ્ત થયા પહેલા જે નરક ગતિ યોગ્ય આયુષ્ય કર્મનિકાચિત કરી લીધેલ હોવાથી નરકમાં જવું થયેલ છે, પણ પ્રથમ નરકના આયુષ્યનો ત્રીજે ભાગે બંધ પડેલ ન હોત તો સ્વર્ગમાં જાત. કારણ કે સમ્યકત્વ વાલો જીવ વિમાનીક દેવ સિવાય બીજું આયુષ્ય બાંધતો નથી, અથવા આ વાત પ્રાયીક જાણવી, સંભવ ને આશ્રિ કોઈ જગ્યાએ સાપાયવાલી પણ જાણવી. સૂત્રોપ્રાયોવૃત્તિ વાળા હોય છે, એને લઈ આ પ્રમાણે જણાવેલ છે અથવા દૃષ્ટિનું પતન ન થવાથી નરકગતિ ક્ષેત્રજન્ય અપાય છતાં જ્ઞાનદૃષ્ટિ જાગૃત હોવાથી કરેલ કર્મનો આ બદલો છે આમ જાણતા હોવાથી કષ્ટ છતાં સમભાવે વેદવાથી તે કષ્ટજ નથી આતો દેણું ચુકવી દેવાનું છે. આથી આનંદ થાય છે, વજ્રના ચોખાને પકાવવાથી કાંઈક તાપ લાગે તોપણ તેમાં વિકાર થતો નથી, તે પ્રમાણે શરીરને જરા દુઃખ થાય તોપણ આત્માનો આશય-પરિણામ સારા હોવાથી વિકાર રૂપ ક્રિયા ઉત્પન્ન થતી ન હોવાથી આ પ્રમાણે જણાવેલ છે. બાકી યોગાચાર્યો કહે તેજ પ્રમાણ છે, આ કારણથી કહેલ છે કે પ્રથમની ચાર દૃષ્ટિઓ પ્રતિપાત

સ્વભાવ વાલી છે. પણ ઈતરા–સ્થિરાદિદષ્ટિ પ્રતિપાત સ્વભાવ વાલી નથી તેમજ અપાયવાલી પણ નથી. ॥૧૯॥

**प्रयाणभंगाऽभावेन निशि स्वापसमः पुनः ॥**
**विघातो दिव्यभवत श्चरणस्योपजायते ॥२०॥**

અર્થ. મિત્રાદષ્ટિ પ્રાપ્ત થતા મોક્ષ તરફનું પ્રયાણ–ગમન શરૂ થાય છે, પ્રયાણમાં ભંગ પડતો નથી, માત્ર રાત્રિમાં નિદ્રા લેવારૂપ વિસામો દેવલોકમાં ઉત્પન્ન થવાથી લેવો પડે છે. આજ ચારિત્રના વિઘાતમાં કારણ છે, દેવલોકમાંથી પાછા ફરતા મનુષ્ય જન્મ પામી ચારિત્ર અંગિકાર કરી પાછો મોક્ષ તરફનો પ્રયાણ શરૂ થાય છે. ॥૨૦॥

**વિવેચન.** એક મુસાફર કનોજ દેશ જવા નિકળ્યો છે, નિરંતર પ્રયાણ તો શરૂ છે, પણ રાત્રિ આવે ત્યારે નિદ્રા લેવારૂપ વિસામો લેવો પડે છે, રાત્રિ પૂર્ણ થતાં પાછો પ્રયાણ શરૂ થાય છે અને ઇષ્ટ સ્થાને પોચે છે. તેવી રીતે મોક્ષ રૂપી નગર જવા માટે આ મિત્રાદિ દષ્ટિવાળો જીવ પ્રયાણ શરૂ કરે છે. આગળ બતાવવામાં આવતા મોક્ષને જોડી દેનારા યોગના બીજો–ગુણોનું રાત અને દિવસ સેવન કરવા રૂપ પ્રયાણ શરૂ રહેતા વિસામારૂપ દેવલોકમાં ઉત્પન્ન થાય છે. આગલ વધવામાં આજ પ્રતિબંધક છે. રાત્રે નિદ્રા લેવા રૂપ. પણ પાછા દેવલોકમાંથી નીકળી મનુષ્ય જીંદગી પામી ચારિત્ર અંગિકાર કરી આગળ પ્રયાણ શરૂ કરે છે, જેમ નિદ્રા ચાલી જવાથી પાછું પ્રયાણ શરૂ થતા કનોજ દેશ તે મુસાફર પોચી જાય છે, તેની માફક આ મિત્રાદિ દષ્ટિવાળો જીવાત્મા મોક્ષ તરફ પ્રયાણ શરૂ

કરતા કદાચ વચમાં વિસામારૂપ એક બે ભવો દેવલોકના કરવા પડે છે, આ દેવલોકના ભવો કરવા તે ચારિત્ર ઉદય આવવામાં પ્રતિબંધક હોવાથી એટલો ટાઇમ વિસામો ખાઇને પાછો મનુષ્ય જીંદગીમાં આવી ચારિત્ર અંગિકાર કરી પોતાનો પ્રવાસ મોક્ષ તરફ શરૂ કરે છે, અને આખરે આઠમી પરાદૃષ્ટિ પ્રાપ્ત કરી પરમપદ–મોક્ષરૂપી નગર મેળવી પરમશાંતિ સુખ પામે છે. ॥૨૦॥

## દૃષ્ટિનું સ્વરૂપ તથા યોગાંગોની યોજના બતાવે છે.

**मित्रायां दर्शनं मंदं यम इच्छादिकस्तथा ॥**
**अखेदो देवकार्यादा वद्वेषश्चापरत्र तु ।।२१॥**

અર્થ. મિત્રાદૃષ્ટિમાં તૃણાગ્નિ કણના પ્રકાશ જેવો મંદ બોધ હોય છે. આ દૃષ્ટિમાં આઠ યોગાંગો પૈકી પ્રથમ યમ નામનું યોગાંગ તથા ઇચ્છાદિ ચાર બીજા યમો હોય છે, આઠ દોષો પૈકી અહિં પ્રથમ ખેદ નામનો દોષ ચાલ્યો જાય છે, આથી દેવગુરૂના કાર્યમાં સતત પ્રવૃત્તિ આનંદથી કરે છે, તેમજ આઠ ગુણો પૈકી અહિં અદ્વેષ નામનો ગુણ પ્રાપ્ત થવાથી કોઇના ઉપર દ્વેષ કરતો નથી. ॥૨૦॥

**વિવેચન.** મિત્રાદિ આઠ દૃષ્ટિમાં અનુક્રમે યોગના આઠ અંગો યમ નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ ક્રમથી પ્રાપ્ત થાય છે, પ્રથમ મિત્રાદૃષ્ટિમાં યમ–અહિંસાદિ, તથા ઇચ્છાદિ ચાર યમો હોય છે, ખેદાદિ આઠ દોષો પૈકી અહિં ખેદ દોષ ચાલ્યો જાય છે, તેમજ અદ્વેષાદિ આઠ ગુણો પૈકી અહિં અદ્વેષ નામનો

ગુણ પ્રાપ્ત થાય છે, આ પ્રમાણે દરેક દૃષ્ટિમાં જાણવું. મિત્રાદૃષ્ટિમાં તૃણાગ્નિકણના પ્રકાશ જેવા બોધમંદ હોય છે. અહિંસાદિ પ્રવૃત્તિમાં કે દેવગુરૂની ભક્તિ પૂજા સેવામાં ખરે અવસરે સ્મૃતિ રહે નહિ, કાંતો ભુલી જાય અગર ટાઈમસર ન કરે, અહિં યમ નામનું યોગાંગ હોય છે, તેમાં દેશ થકી અહિંસા તથા સત્ય આ બે યમો અમલમાં મુકે છે -વ્રતો પાળે છે અને બીજા ત્રણ અચૌર્ય. બ્રહ્મચર્ય. તથા અકિંચન પણાને અમલમાં મુકવાની ઇચ્છા વાલા હોય છે, તથા ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થૈર્ય, અને સિદ્ધિ આ ચાર યમો છે. આનું સ્વરૂપ આગળ આવશે. આ ચાર યમો પૈકી બે યમો અમલમાં મુકે છે અને બે યમોને અમલમાં મુકવાની ભાવના વાળા હોય છે, "अखेदो" આ દૃષ્ટિમાં રહેલ જીવને દેવગુરૂ વિગેરેના શુભકાર્યો કરવામાં જરા પણ કંટાળો આવતો નથી. તેમજ કદી થાકી પણ જતો નથી. પણ દેવગુરૂના કાર્ય કરવામાં આનંદ માને છે, જેમ ભવાભિનંદિ જીવ ભવમાં આનંદ માનનારો. પાંચે ઇંદ્રિયોના સુખમાં મગ્ન રહેનારો. ભોગ સુખથી થતી શરીરની પાયમાલી તથા મગજની હાણી વિગેરે મોટા દોષો નજરે જોતાં છતાં પણ જેમ તે ભોગ કાર્યથી પાછો હઠતો નથી. તે પ્રમાણે આ દેવગુરૂના કાર્ય કરવામાં પાછો હઠતો નથી. "अद्वेष" અમત્સર. દેવગુરૂને પૂજ્ય માને છે. એટલે તેના ઉપર અદ્વેષ હોય તેમાં નવાઇ નથી પણ તે સિવાય ના બીજા કોઇ ઉપર દ્વેષ ભાવ કરતો નથી, કાંઇંક તત્વજ્ઞાન થએલ હોવાથી આત્મામાં ઇર્ષ્યારૂપી વીર્યબીજ રહેલ છે. તો

પણ તેનાથી કર્મરૂપી ભાવઅંકુરાની ઉત્પત્તિ થતી નથી. કારણ કે આ દ્દષ્ટિવાળાનો આશય તાત્વીક અનુષ્ઠાનોના અંગે કર્મને આશ્રિરહેલ છે, તેમજ અન્યના કાર્યમાં ચિંતા રાખતો નથી; કદાચ ચિંતા રાખે તો પણ તેનામાં કરૂણાનો અંશ હોવાથીજ રાખે છે. ॥૨૧॥

## આ દ્દષ્ટિમાં રહેલો યોગિ જે મેળવે છે તે કહે છે.

करोति योगवीजाना मुपादानमिहस्थितः ॥
अवन्ध्य मोक्षहेतुना मितियोगविदो विदुः ॥२२॥

અર્થ. આ મિત્રાદ્દષ્ટિમાં રહેલો મૈત્રાયોગિ મોક્ષરૂપી ફલ આપવામાં અવંધ્ય કારણ એવા યોગના બીજોને એકઠા કરે છે. એ પ્રમાણે યોગના જાણકારો યોગાચાર્યો કહે છે. ॥૨૨॥

**વિવેચન.** આ જીવનો ઉદયકાલ આ દ્દષ્ટિથી શરૂ થાય છે, અત્યાર સુધિતો ઓઘદ્દષ્ટિથી.–વગર સમજણથી ગાડરીયા પ્રવાહની માફક અનેક ધર્માનુષ્ઠાનો કર્યા. છતાં ઉદયકાલ શરૂ થયો ન હતો, પણ આ દ્દષ્ટિ પ્રાપ્ત થતાં ઉદયકાલની શરૂઆત મોક્ષ તરફના પ્રયાણની શરૂ થાય છે, આ દ્દષ્ટિવાલો જીવ આગળ કહેવામાં આવતાં એવા મોક્ષરૂપી ફલ આપવામાં અવંધ્ય કારણ એવા યોગના બીજોને એકઠા કરે છે, જે બીજોથી અવશ્ય મોક્ષરૂપીફળ મળે તેનો અહિં સંગ્રહ કરે છે, આ પ્રમાણે યોગના જાણનારા એવા વિશિષ્ઠ યોગિઓ–યોગાચાર્યો જણાવે છે. ॥૨૨॥

## હવે યોગના બીજો જણાવે છે.

जिनेषु कुशलं चित्तं तन्नमस्कार एव च ॥
प्रणामादि च संशुद्धं योगबीजमनुत्तमम् ॥२३॥

અર્થ. જીનેશ્વર પ્રભુ ઉપર સુંદર પ્રીત્તિવાળુ મન-અંતઃકરણ કરવું. તથા તેમને નમસ્કાર કરવો. તથા પંચાંગ પ્રણામ શુદ્ધ રીતે-પ્રીતિ પૂર્વક કરવા. તે ઉત્તમોત્તમ યોગના બીજો છે. ॥૨૩॥

**વિવેચન.** જગતમાં સારભૂત વસ્તુ દેવ, ગુરૂ, અને ધર્મ આ ત્રણ પરમતત્વો છે, આ ત્રણ તત્વોને સમ્યક્ પ્રકારે જાણવા, તેમના પ્રતે બહુ માન કરવું, એજ આપણા ઉદયનું પ્રથમ પગથીયું છે. આ ત્રણ તત્ત્વો પૈકી પ્રથમ દેવતત્ત્વ માટે જણાવે છે કે જેનામાં રાગદ્વેષ ન હોય તે જીન કહેવાય, રાજવૈભવ અને સંસારીક સુખનો અનુભવ કરનારાઓને દેવ તરીકે વંદન પૂજન થઈ શકેજ નહિ. રાગદ્વેષ ગયા ન હોય ત્યાંસુધિ તેઓમાં અને આપણામાં શો ફેર છે કે તેઓને વંદન પૂજન કરીએ? રાગદ્વેષને જીતનાર ગમે તે હોય તેઓ જીન કહેવાય છે. પછી તેને ગમે તે નામથી બોલાવો તેની અડચણ નથી. રાગથી રંગાએલા એક બીજાને અનુગ્રહ કરનારા, દ્વેષથી એક બીજાઓનું નિકંદન કરનારા દેવ ન હોઈ શકે. રાગદ્વેષ જીતનારા તેજ પ્રભુ જીન વાસ્તવિક છે. તેઓના પ્રતે શુદ્ધ અંતઃકરણ પ્રીતિથી કરવું. હૃદયમાં બહુ માનની લાગણી રાખવી, આથી મનોયોગની એકાગ્રતા જણાવી, તથા અંતઃ-

કરણપૂર્વક તેઓના પ્રતે બહુ માનથી—આદરસત્કારથી વચન દ્વારા નમસ્કાર કરવો. મોઢેથી બોલવું નમો જીણાણું, આથી વચન યોગની એકાગ્રતા જણાવી, તેમજ તેઓને પંચાંગ પ્રણામ બહુ માનથી કરવા. બે હાથ બે પગ અને એક મસ્તક આ પાંચ અંગો જમીન સાથે અડે તેને પંચાંગ પ્રણામ કહે છે, આ પ્રમાણે શુદ્ધ રીતે મન, વચન, અને કાયાથી વંદન નમન કરવું, આદિશબ્દથી પ્રદક્ષિણા કરવી, તે મોક્ષને મેળવી આપનારા યોગના પરમ બીજો છે. "संशुद्धं" આ કહેવાથી હૃદયની લાગણી વગર અત્યાર સુધિમાં યથા પ્રવૃત્તિ કરણથી—ઓઘ સંજ્ઞાથી જેજે વંદન નમસ્કાર થયા તે તે યોગના બીજો તરીકે બન્યા નથી, વસ્તુતત્ત્વને સમજી હૃદયની લાગણીથી બહુ માનપૂર્વક જેજે ક્રિયા થાય તે બધા યોગના બીજો તરીકે ગણાય છે, આ ત્રણે મન, વચન અને કાયાદ્વારા થતા નમસ્કારો પ્રત્યેક તથા સમસ્ત યોગના બીજો છે—મોક્ષને જોડીદેનારા ધર્મના અનુષ્ઠાનો છે. આના કરતાં બીજા ઉત્તમ બીજો નથી, આજ મોક્ષના ઉત્તમોત્તમ સર્વ પ્રધાન બીજો છે, આને પ્રધાન ગણવાનું કારણ એજ છે કે આમાં જીનેશ્વર પ્રભુ વિષય પ્રધાન છે, તેને લઈ આ બીજો ઉત્તમ ગણાય છે. ॥૨૩॥

આ બીજો પ્રાપ્ત થવાનો કાલ જણાવે છે.

चरमे पुद्गलावर्त्ते तथाभव्यत्वपाकतः ॥
संशुद्धमेतन्नियमा नान्यदापीति तद्विदः ॥२४॥

અર્થ. ચરમપુદ્‌ગલ પરાવર્તનકાલ પ્રાપ્ત થયેછતે તેમજ તથાભવ્યત્વતાનો પરિપાક થયેછતેજ. આ શુદ્ધમાન

ચોગના બીજો નિયમે કરી પ્રાપ્ત થાય છે. તે સિવાય બીજા કાલમાં આ બીજો પ્રાપ્ત થતા નથી એમ ચોગના જાણકારો જણાવે છે. ॥૨૨॥

**વિવેચન.** સત્ય વસ્તુના બોધ સિવાય આ જીવ ચાર ગતિ રૂપ સંસારમાં અનંતા પુદ્‌ગલ પરાવર્તન કાલ ભમ્યો છે, છતાં હજુ સુધિ સત્યબોધ થયો નથી. સત્ય બોધ થવાની લાયકાત પણ પ્રાપ્ત થઈ નથી, આ લાયકાત ચરમપુદ્‌ગલ પરાવર્તન જેટલો કાલ મોક્ષ જવાને માટે જ્યારે બાકી રહે છે ત્યારે આ જીવને કાંઈક સત્ય વસ્તુ જાણવાની ઇચ્છા થાય છે, અને ક્રમે કરી માર્ગાનુસારીપણું પ્રાપ્ત થાય છે. પુદ્‌ગલ પરાવર્તનનું સ્વરૂપ અન્ય ગ્રંથથી જાણી લેવું. આ પુદ્‌ગલ પરાવર્તનો આ અનાદિ અનંતસંસારમાં પરિભ્રમણ કરતાં આ જીવને તથાભવ્યત્વતાના પરિપાકથી તથા અકામ નિર્જરાથી ઘણા કર્મોને ખપાવી આગળ આવતા જીવોને પુદ્‌ગલપરાવર્તનો કોઇને અધિક, કોઇને ઓછા અને કોઇને ચરમપુદ્‌ગલ–એટલે છેલું હોય છે, આ ચરમપુદ્‌ગલપરાવતનનું થવું તેમાં પણ તથાભવ્યત્વતાનો પરિપાકજ કારણ છે. સારાંશ એ છે કે જીવને આગલ વધવાની ચોગ્યતા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તે ચોગ્યતાને લઈ આ જીવમાં મિથ્યાત્વનો કડવો રસ અનાદિકાલનો પડયો હતો તે દૂર થાય છે, અને જરામધુરરસ તેમાં દાખલ થાય છે. આ રસ જ્યારે જીવમાં દાખલ થાય છે ત્યારે આ જીવને જીનેશ્વર પ્રભુ પ્રતે હૃદયની શુદ્ધ લાગણી–સુંદર અંતઃકરણ પ્રાપ્ત થાય

છે, તેમજ બહુમાન, આદર-સત્કાર, સન્માન, પૂર્વક તેઓ-શ્રીને નમસ્કાર કરવારૂપ વચનથી સ્તુતિ કરે છે, તથા શુદ્ધ અંતઃકરણથી પંચાંગ પ્રણામ કાયાથી કરે છે, તથા ભવ્યત્વતા તથા કર્મના પરિપાકથી નિયમે કરી આ યોગના બીજો પ્રાપ્ત થાય છે, ચરમાવર્તકાલના પહેલાના કાલમાં શુદ્ધ અંતઃકરણ, નમસ્કાર, તથા પ્રણામ વિગેરે શુદ્ધ હોતા નથી, ઓઘદૃષ્ટિથી કરાતાં ધર્મના અનુષ્ઠાનો સમ-જણપૂર્વકના હોતા નથી, કારણકે આ બીજો પ્રાપ્ત કર-વાની યોગ્યતાનો કાલ હજી પરિપકવ થયો નથી, હૃદયની કિલષ્ટતા હજી ગઇ નથી, અને વિશુદ્ધ આશય પણ થયો નથી, પરંતુ ચરમાવર્તકાલ પ્રાપ્ત થતાં હૃદયની કિલષ્ટતા ચાલી જાય છે, અને વિશુદ્ધ આશય થાય છે, આ પ્રમાણે યોગના જાણકારો કહે છે. ॥૨૪॥

## યોગના બીજો પ્રાપ્ત થવાનો કાલકહી બીજોની શુદ્ધિ કહે છે

उपादेयधियात्यंतं संज्ञाविष्कम्भणान्वितम् ॥
फलाभिसंधिरहितं संशुद्धं ह्येतदीदृशम् ॥२५॥

અર્થ. યોગના બીજો ખરેખરા શુદ્ધ ત્યારેજ થાય છે કે તેના પ્રતે અત્યંત ઉપાદેયબુદ્ધિ ઉત્પન્ન થાય. જગતમાં સારભૂત અંગિકાર કરવા લાયક આજ વસ્તુ છે, પણ આહારાદિ દશ પ્રકારની જે સંજ્ઞાઓ છે તે ઉપાદેય નથી. આગળ વધતા પ્રાણિને તે સંજ્ઞાઓ અટકાવનાર છે. તથા આ લોકના તથા પરલોકના પુદ્‌ગલીક સુખોરૂપી

ફલની વિચારણા પણ જેઓમાં ન હોય તેજ યોગના શુદ્ધ બીજો કહેવાય છે. ॥૨૫॥

**વિવેચન.** અનાદિ કાલની મલીન વાસનાને લઈ આ જીવ પુદ્ગલીક વસ્તુ તરફ એટલો બધો ટેવાઇ ગયો છે કે તે વસ્તુનેજ ઉપાદેય તરીકે ગણે છે. અને તેજ વસ્તુ મેળવવાને રાત દિવસ પ્રવૃત્તિ કર્યા કરે છે, પણ જ્યારે આ જીવને તથાભવિતવ્યતાના પરિપાકથી, તથા કર્મના ક્ષયોપશમથી કંઇક સત્યજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે પુદ્ગલીક સર્વ વસ્તુનો ત્યાગ કરી અત્યંત ઉપાદેય બુદ્ધિ યોગના બીજો તરફ થાય છે. ક્ષયોપશમની વિચિત્રતાને લઇ ઉત્પન્ન થતી આહારાદિ સંજ્ઞાનો ઉદય. તેના પ્રતે અત્યંત આશક્તિ. તેનો આ યોગબીજોમાં અભાવ થાય છે, ઉપાદેય તરીકે આ નથી પણ યોગના બીજો છે તેમ સમજાય છે, આ સંજ્ઞાઓ શાસ્ત્રમાં દશ પ્રકારે કહેલ છે, ગૌતમસ્વામી પ્રશ્ન કરે છે કે હે ભગભવન્ સંજ્ઞાઓ કેટલી કહેલ છે, ગૌતમ, સંજ્ઞાઓ દશ પ્રકારે કહેલ છે, આહારસંજ્ઞા ૧ ભયસંજ્ઞા ૨ મૈથુનસંજ્ઞા ૩ પરિગ્રહસંજ્ઞા ૪ ક્રોધસંજ્ઞા ૫ માનસંજ્ઞા ૬ માયાસંજ્ઞા ૭ લોભસંજ્ઞા ૮ ઓઘસંજ્ઞા ૧૦ લોકસંજ્ઞા અનાદિકાલની આ સંજ્ઞાઓ દરેક જીવોને હોય છે, કોઈ જીવ એવો નહિ હશે કે જેને આહારાદિસંજ્ઞાઓ નહિ હશે એવો એક પણ જીવ નથી. અનાદિકાલના અભ્યાસને લઇ આજીવને આહાર લેવાની ઇચ્છા થાય છે, વિરોધીઓ તરફથી ભય પામે છે, વિષયની ઇચ્છા રહે છે. પૈસા તરફ મમત્વવૃત્તિ દરેક જીવને હોય છે, ક્રોધ, માન, માયા,

અને લોભ, દરેક જીવને સ્પષ્ટ અને અસ્પષ્ટ તરીકે રહેલ છે, વેલડીનું ઝાડ કે ઘર ઉપર ચડવું થાય છે તે ઓઘસંજ્ઞા છે. આસંજ્ઞા મુખ્યત્વે કરી એકેંદ્રિયને હોય છે, લોકસંજ્ઞા-પરમાર્થ સમજ્યા વગર લોકો જેમ કરે તેમ કરવું તે, આદશસંજ્ઞાઓ જાણવી, આ વસ્તુ મેળવવાની ઇચ્છાએ કરેલા ધર્મના સારા અનુષ્ઠાનો વ્રત, તપ, જપ વિગેરે. તે પણ આશયના અનુસારે પુદ્‌ગલીક સુખોને આપે છે, પણ મોક્ષના સુખોને દેનારા બનતા નથી. કારણકે આશય આત્મકલ્યાણ માટેનો નથી. પુદ્‌ગલીક સુખની ઇચ્છા વગર જે જે ધર્મના અનુષ્ઠાનો કરવામાં આવે છે તેજ મોક્ષના સુખને આપનાર થાય છે, એમ મહાત્માઓ જણાવે છે. વલી આ લોકના કે પરલોકના સંસારીક ફલ મલવાના વિચારો પણ જેમાં ન હોય તેજ ખરેખરા યોગના બીજો છે. અહિંવાદિ શંકા કરે છે કે આહારાદિ સંજ્ઞાનું રોકાવાપણું કહેલ હોવાથી પહેલા કહી ગયા જે ફલાદિનો વિચાર ન કરવો આ વાતનો સંભવજ થતો નથી. આહારાદિ ફલની ઇચ્છાનો નિરોધ કરવો. આ કહેવાથી ફલની અભિસંધિ ન કરવી આ વાત આવી જાય છે. તો તે લખવું નકામું છે. ઉત્તર. તારૂં કહેવું ઠીક છે, સંજ્ઞાના નિરોધમાં આભવ સંબંધિ ફળની વાત જણાવી. અને ફલાભિસંધિરહિતમાં પરલોક સંબંધી ફલની ઇચ્છા ન કરવી આટલો ફેર છે, સામાન્ય પ્રકારે દેવાદિ પુદ્‌ગલીક ફલની ઇચ્છા ન કરવી, તેમાં પણ ખાસ અભિસંધિ–ઇરાદા પૂર્વક ફલની ઇચ્છા કરવી તે તો ઘણીજ ખરાબ છે, આ ફલની પ્રાપ્તિથી મોક્ષના ફલનો પ્રતિબંધ થાય છે, પછી તે ફલ

મલતું નથી; પુદ્ગલીક સુખની ઉપેક્ષા વાલુંજીનસ્તવનાદિ અનુષ્ઠાન છે તેજ અપવર્ગ–મોક્ષનું કારણ બને છે. વસ્તુનો એવોસ્વભાવ છે. કે એક વસ્તુ તરફ પ્રતિબંધ–લાગણી ઓછી થાય છે ત્યારે તેનું સ્થાન બીજાને મલે છે. ગૌતમસ્વામીને જેમ પ્રભુ મહાવીર દેવ પ્રતે જે લાગણી હતી તે બીજી તરફની લાગણી ખેંચી લેવાથીજ હતી, આવી લાગણીવાળા જીવનેજ યોગની પ્રાપ્તિ થાય છે, પણ લાગણી વગરનાને પ્રાપ્તિ થતી નથી. જેમ અશાલિ બીજથી કયારે પણ શાલિબીજનો અંકુર થતો નથી. તેવી રીતે યોગના બીજ કે યોગની દ્દષ્ટિ તથાવિધ કર્મના ક્ષયોપશમથી રાગદ્વેષ રૂપ કર્મની ગ્રંથિને જોકે ભેદી નથી તોપણ તેની સન્મુખ તે થયો છે. અને ચરમ-યથા પ્રવૃત્તિ કરણ જેણે પ્રાપ્ત કરેલ છે. તેજ મેલવે છે. જેમકે સરાગી અપ્રમત્તયતિ વિતરાગ નહિછતાં વિતરા-ગનીસન્મુખ થવાથી વિતરાગ કહેવાય છે. તેમ આ જાણવું, "योगाचार्यो कहेछेके" યોગના બીજવાળું જે ચિત્ત છે તેજ સંસાર સમુદ્રમાં ડુબતા પ્રાણિને જરા બહાર કાઢવા રૂપ છે, સંસાર શક્તિને ખુબ શીથિલ કરી નાખે છે, તેમજ પ્રકૃતિના સ્વરૂપને બરોબર તપાસી તેના રહસ્યને જાણી તેનો ત્યાગ કરવામાં એક શાસ્ત્રિય ઉપાય છે; તેમજ બીજને ઉચિત ચિંતા કરવી તેજ રાગદ્વેષરૂપ

ગ્રંથિપર્વતને તોડવાને વજ્રનું કામ કરે છે–નિયમે કરી ગ્રંથિ ભેદ કરે છે. વલી સંસારરૂપી કેદખાનામાંથી નાશી છુટવાને જમરાજાના ઘંટ સમાન છે. જન્મમરણ રૂપી કેદખાનામાંથી મુક્તકરાવનાર આ યોગના બીજની

ચીંતા છે. ટુંકમાં આ ખીના જાણવી. ઉપર જણાવી ગયા એવા જે યોગબીજોછે તેજ શુદ્ધ ગણાય છે, જીનકુશલ ચિત્ત વિગેરે, આ બીજો તથાપ્રકારના કાલાદિ સામગ્રી-ચરમપુદ્ગલાદિ પામીને તે તે સ્વભાવ વડે ફળ પાકના આરંભ સમાન મોક્ષરૂપી ફલને આપે છે.

**આટલાજ યોગના બીજો છે તેમ નથી બીજા પણ કહે છે.**

**आचार्यादिष्वपिह्येत द्विशुद्धं भावयोगिषु ॥**
**वैयावृत्त्यं च विधिव च्छुद्धाशयविशेषतः ॥२६॥**

અર્થ. જેવી રીતે જીનેશ્વરો ઉપર કુશલ ચિત્ત વિગેરે માટે જણાવ્યું, તેવી રીતે આચાર્યાદિ ભાવયોગિઓને વિષે પણ શુદ્ધઅંતઃકરણથી વંદન નમસ્કાર કરવો તે પણ યોગના બીજો છે, તેમજ તેઓના પ્રતે વિધિપૂર્વક શુદ્ધાશયથી વિશેષ પ્રકારે વૈયાવચ્ચ-ભક્તિ બહુમાનપૂર્વક આહારાદિ દાન દેવું. આ પણ યોગના બીજો છે ॥૨૬॥

**વિવેચન.** આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, તપસ્વી, ગણિ અને સાધુ કે જેઓ ખરેખરા ભાવયોગિઓ છે. તેઓના પ્રતે જીનેશ્વર પ્રભુની માફક વિશુદ્ધ ચિત્ત રાખવું. વચનથી નમસ્કાર તથા કાયાથી પંચાંગ પ્રણામ કરવા આત્મ કલ્યાણ માટે; પણ આલોકના સુખ માટે નહિ. આવા ભાવ યોગિના પ્રતે જેટલો આદર સત્કાર સન્માન કરીએ તેટલો ઓછો છે. પણ દ્રવ્ય આચાર્યાદિ પ્રતે નહિ. કુટરૂપ અધર્મિ દ્રવ્ય આચાર્યોપ્રતેઅકુટબુદ્ધિ-સત્યગુરૂ તરીકે બુદ્ધિ રાખવી તે સારી ન ગણાય. આ પ્રમાણે

ભાવયોગિઓના પ્રતે કુશલ ચિત્ત. નમસ્કાર. પ્રણામ કરવા આટલાજ યોગ બીજો નથી પણ તેઓના પ્રતે વૈયાવૃત્ય. ભક્તિ. સેવા- સૂત્રોમાં કહેલ વિધિપૂર્વક બહુ માનથી અનુકુળપણે આહારાદિદાન પુરૂષાદિ યોગ્ય પાત્ર જોઇ આપવું. આપણા યોગના બીજો છે. શાસ્ત્રમાં કહેલ છે, કે. આ લોકના કોઈપણ જાતના ફલની ઇચ્છા વગર આ કોણ પુરૂષ છે. આને કેવી રીતે ઉપકાર કરવો. પોતાની ઉપકાર કરવાની શક્તિ તથા પ્રભુની આજ્ઞા લક્ષ્યમાં રાખી વૈયાવચ્ચ-ભક્તિ કરવી, શુદ્ધઅંતઃકરણની શ્રેણિવિશેષ વડે. આ શુદ્ધાશય-શુદ્ધ અંતઃકરણ ચરમ પુદ્ગલ પરાવર્તન વાલાનેજ હોય છે. આ વાત ઉક્ત પ્રાય છે-કહી દીધી છે. ॥૨૬॥

### યોગના બીજા બીજો કહે છે.

भवोद्वेगश्च सहजो द्रव्याभिग्रहपालनम् ॥
तथा सिद्धान्तमाश्रित्य विधिना लेखनादि च ॥२७॥

અર્થ. સ્વભાવિક સંસાર ઉપરથી વૈરાગ્ય આવવો, ઔષધાદિ રૂપદ્રવ્યો સાધુને આપવાના અભિગ્રહનું પાલવું. તથા વિધિપૂર્વક સિદ્ધાંતોનું લખાવવું આદિ શબ્દથી સિદ્ધાંતનું પૂજન કરવું વિગેરે. આ બધા યોગના બીજો છે. ॥૨૭॥

**વિવેચન.** સંસારની અંદર ઇષ્ટપુરૂષોના વિયોગથી દુઃખગર્ભિત વૈરાગ્ય પામનારા ઘણાજીવો હોય છે, આ આર્તધ્યાન રૂપ હોવાથી વાસ્તવિક વૈરાગ્ય ન કહી શકાય, પણ જન્મ, મરણ, આધિ, વ્યાધિ, અને ઉપાધિરૂપ આ સંસાર છે, તત્વ દૃષ્ટિથી વિચાર કરતાં સંસારમાં સુખજ ક્યાં છે? ખરૂં સુખ તો મોક્ષમાં છે. આમ જ્ઞાનદૃષ્ટિથી

સંસાર ઉપર જે કંટાળોઆવવોઆનુંનામ ભવોદ્વેગ-વૈરાગ્ય છે. આ યોગનું બીજ છે. વલી સાધુઓને કલ્પી શકે એવા ઓષધાદિ આપવાનોનિયમ કરવો તેપણ યોગ બીજ છે. આ દ્રવ્ય અભિગ્રહ વિશિષ્ઠ ક્ષયોપશમ ભાવથી જેની રાગ-દ્વેષરૂપી ગાંઠ ભેદાણી નથી એવાને હોતો નથી. તથા સિદ્ધાંતોને વિધિપૂર્વક લખવવા. વિધિ એટલે ન્યાયનિતીથી પ્રાપ્ત કરેલ જે ધન તેનાથી શાસ્ત્રો લખાવવા. પણ સંસારને વધારનારા વિશેષિક નૈયાયિક વિગેરે શાસ્ત્રો નલખાવવા. જે શાસ્ત્રો વાંચવાથી આત્માની જાગૃતિ રહે, વૈરાગ્ય વાસનામાં વૃદ્ધિથાય.એવા શાસ્ત્રોલખાવવા. એ યોગબીજો છે.॥૨૭॥

## અન્ય યોગ બીજો કહે છે.

**लेखना पूजना दानं श्रवणं वाचनोद्ग्रहः ॥**
**प्रकाशनाथ स्वाध्याय श्चिन्तना भावनेति च ॥२८॥**

અર્થ. ન્યાયસંપન્નદ્રવ્યથીપુસ્તકોનુંલખાવવું, તેનું પુષ્પાદિથી પૂજન કરવું. યોગ્યજીવને દાન કરવું,ગુરૂદ્વારા સાંભળેલ બીના બીજાને પ્રકાશવી, ભણેલ પુસ્તકોની આવૃતિ કરવી. તેના અર્થને વિચારવો અને વારંવાર તેના અર્થનું મનન કરવું આ બધા યોગના બીજો છે. ॥૨૮॥

**વિવેચન.** ન્યાયનિતિથી કમાએલપૈસાનો સદ્વ્યય કરવાના સારાસ્થાનોબતાવે છે, કે આત્માની જાગૃતિ રહે. અને સંસાર ઉપરથી વૈરાગ્યની વૃદ્ધિ થાય આવા પુસ્તકો લખાવવા, પુસ્તકોનું પુષ્પાદિ વડે પૂજન બહુ માન કરવું. યોગ્ય સાધુ-સારા પુરૂષને તેનું દાન કરવું. પુસ્તકોનું વારંવાર ગુરૂ પાસે શ્રવણ કરવું, ભાષાં-

તર થએલા પુસ્તકોનું વાંચન કરવું. બહુમાનથી પુસ્તકોનું ગ્રહણ કરવું અને સારી રીતે તેને સાચવી રાખવા, તેનો અર્થ ગુરૂ પાસે જાણી યોગ્ય જીવને સંભલાવવો, ભણેલા પુસ્તકો ભૂલી ન જવાય તે ખાતર વારંવાર તેની આવૃત્તિ કરવી, તેમજ તેના અર્થને વારંવાર ચિંતવવો, અને મનન કરવો, આ બધા મોક્ષને મેલવી આપનારા યોગના બીજો છે. ॥ ૨૮ ॥

### અપર યોગના બીજો કહે છે.

**बीजश्रुतौ च संवेगात् प्रतिपत्तिः स्थिराशया ॥**
**तदुपादेयभावश्च परिशुद्धो महोदयः ॥ २९ ॥**

અર્થ. ઉપર કહી ગએલા યોગના બીજોને સાંભવવાથી શ્રદ્ધાપૂર્વક હૃદયના સ્થિર ભાવથી તેનો નિશ્ચય કરવો. તેમજ તે યોગના બીજને અંગીકાર કરવા. આ પણ યોગના બીજો છે. આનાથી પરિણામે પરિશુદ્ધ મહોદય–મોક્ષ મળે છે, ॥૨૯॥

**વિવેચન.** ગુરૂદ્વારા મોક્ષને મેલવી આપનારા એવા યોગના બીજો સાંભળ્યા તો ખરા. પણ જ્યાં સુધિ શ્રદ્ધાપૂર્વક તે બીજોનો નિશ્ચય ન કર્યો હોય ત્યાં સુધિ બધું નકામું માટે શ્રદ્ધાથી તે વાતનો નિશ્ચય કરવો "**एवमेतत**" આ કહેલવાત બરોબર છે. એમ હૃદયથી શંકાને દૂર કરી સ્થિર ભાવથી ખાત્રી કરવી, આ યોગનું બીજ છે. ખાત્રી કરી પણ જ્યાં સુધિ આ વાતને અમલમાં મુકવામાં ન આવે ત્યાં સુધિ નિશ્ચય કર્યો પણ નકામો છે, માટે બીજોને

અમલમાં મુકવા-કહેલ મુજબ કરવા. ફળ મળવાની ઉત્સુક્યતા વગર-શુદ્ધ પ્રયત્ન કરવો, કે જેનાથી મહોદય-પ્રાસંગિક સ્વર્ગાદિ સુખોને આપી પરિણામે મોક્ષને સિદ્ધ કરી આપે છે. ॥૨૯॥

### આ યોગ બીજો ક્યારે મલે તે કહે છે.

एतद्भावमलेक्षीणे प्रभूते जायते नृणाम ॥
करोत्यव्यक्त चैतन्यो महत्कार्यं न यत्क्कचित् ॥३०॥

અર્થ. આ કહેલા યોગના બીજો કર્મરૂપી ભાવ મલ ઘણો ક્ષય થવાથી મનુષ્યો મેલવી શકે છે, અવ્યક્ત ચૈતન્ય -બાળક કદિ મોટું કામ કરી શકતો નથી. ॥૩૦॥

**વિવેચન.** પૂર્વે કહી આવ્યા એવા યોગના બીજોનો સ્વીકાર ભાવમલ જે કર્મો છે તે ઘણા ઓછા થયા હોય તો પ્રાપ્ત થાય છે, આ જીવે ચાર ગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કરતાં અનંતાપુદ્ગલપરાવર્તનો કર્યા છે, છતાં આ જીવનો હજી સુધિ અંત આવ્યો નહિ. આ પુદ્ગલ પરાવર્તનો-જીવની કર્મની સ્થિતિનો કાલ ઘણો ખરો ક્ષય થઇ ગયે છતે. માત્ર એક પુદ્ગલપરાવર્તન જેટલો કાલ મોક્ષ જવા માટે જ્યારે બાકી રહે છે. ત્યારે આ જીવ ઉપર કહેલાં યોગનાબીજો મનુષ્યગતિમાં મેળવી શકે છે, પ્રાયે કરીને મનુષ્યોજ આ યોગના બીજો ના અધિકારી ગણ્યા છે. કારણ કે અવ્યકત ચૈતન્યો-હિતાહિત જાણવાને વિવેક શૂન્ય એવો બાલક, ચતુર્ગતિક સંસારનો યથાપ્રવૃત્તિ કરણદ્વારા પ્રભૂત-ઘણો ભાવમલક્ષય કરવા છતાં મહાન્

કાર્ય-મહાન્ ધર્માનુષ્ઠાનો કરી શકતો નથી, પણ વ્યકત ચૈતન્યો-વિવેકવાન્ માણસ પ્રભૂતમલ ક્ષય કરી શકે છે, સારાંશ એ છે કે ચાર ગતિરૂપ સંસારમાં આ જીવ અકામ નિર્જરા વડે ઘણો ભાવમલ-કર્મનો ક્ષય કરે છે, પણ મનુષ્ય ગતિ સિવાય આ યોગના બીજો કયારે પણ મેલવી શકતો નથી. ॥૩૦॥

## આજ વાતને બતાવે છે.

चरमे पुद्गलावर्त्ते क्षयश्चास्योपपद्यते ॥
जीवानां लक्षणं तत्र यत एतदुदाहृतम् ॥३१॥

અર્થ. ચરમ પુદ્ગલ પરાવર્તન કાલ મોક્ષ જવાના માટે બાકી રહ્યો હોય ત્યારે ભાવમલ જે કર્મો છે તેનો ક્ષય થાય છે, અને જીવનું લક્ષણ-તાત્વિક સ્વરૂપ ત્યાંજ પ્રગટ થાય છે, તેજ વાત આગલા શ્લોકમાં બતાવેછે. ॥૩૧॥

**વિવેચન**. આ જીવે અનંતાપુદ્ગલપરાવર્તન કરેલ છે સત્ય સ્વરૂપ નહિ સમજવાથી, આ પુદ્ગલ પરાવર્તનોમાં માત્ર એકજ પુદ્ગલપરાવર્તન કાલ આ જીવને મોક્ષ જવા માટે જ્યારે બાકી રહે છે, ત્યારે આ જીવની કર્મની સ્થિતિ ઘણી ખરી ખપી ગઇ હોય છે. સીતેર-ત્રીશ -અને વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિમાંથી. ઓગણોતેર. ઓગણત્રીશ અને ઓગણીશ કોડાકોડી સાગરોપની સ્થિતિ ક્ષય થઈ જાય છે અને દરેક કર્મની સ્થિતિ એક કોડાકોડી સાગરોપમની બાકી રહે છે ત્યારે આ જીવનો ભાવમલ ઘણો ક્ષય થઈ જાય છે અને હૃદયની શુદ્ધિ

વધવાથી જીવનું ખરેખરૂં લક્ષણ–સ્વરૂપ ત્યારેજ પ્રગટ થાય છે આજ વાત આગલના શ્લોકમાં જણાવે છે. ॥ ૩૧ ॥

જે વાત કહી તેજ વાત જણાવે છે.

दुःखितेषु दयात्यंत मद्वेषोगुणवत्सु च ॥
औचित्यात्सेवनं चैव सर्वत्रैवाविशेषतः ॥३२॥

અર્થ. દુઃખિ જીવોઉપર અત્યંત દયારાખવી,ગુણવાન્ એવા ગુરૂઓ તથા વડીલો ઉપર અદ્વેષ–અમત્સરભાવ, તથા સર્વ જીવો ઉપર વિશેષ વગર ઉચિતતાનું આચરવું. દિન દુઃખિ અનાથ જીવો ઉપર અનુકંપા બુદ્ધિ ધારણ કરવી–મદદ કરવી ॥૩૨॥

**વિવેચન.** જ્યારે આ જીવના ઘણા કર્મમળો ક્ષય થઇ જાય છે ત્યારે આ જીવ કોઈ પણ દિન દુઃખિ અનાથ જીવને જોવે છે કે તરત જ તેના હૃદયમાં હદપાર વગરની લાગણી તેના દુઃખ દૂર કરવા થઇ આવે છે, આજ ઉત્તમોત્તમ જીવનું લક્ષણ કે યોગબીજ જાણવું. તથા વિદ્યાદિ ગુણવાળા એવા ધર્માચાર્યો, ગુરૂઓ, વડીલોના પ્રત્યે દ્વેષભાવ કદિપણ ન કરે, તથા શાસ્ત્રાનુસારે સર્વત્ર – સર્વ જગ્યોએ સામાન્ય પણે દરેક જીવોના પ્રત્યે પોતાની ઉચિત્તવૃત્તિ–અનુકંપાદાનની બુદ્ધિને છોડે નહિ. ॥૩૨॥

આનાથી થતો લાભ જણાવે છે.

एवंविधस्य जीवस्य भद्रमूर्त्तेर्महात्मनः ॥
शुभो निमित्तसंयोगो जायतेऽवंचकोदयात् ॥३३॥

અર્થ. જેનું સ્વરૂપ હમણાજ કરી આવ્યા છીએ એવા

ભદ્રમૂર્તિ-પ્રિયદર્શનવાલા યોગિમહાત્માઓને અવંચકત્રયના ઉદયથી સુંદર સદ્ગુરૂનો સંયોગ સત્ સમાગમ થાયછે.॥૩૩॥

**વિવેચન.** જેનો ભાવ મલઘણો ચાલ્યો ગયો છે એવા પરમશાંતમૂર્તિ કે જેના દર્શનથી સામા માણસના ઉપર અપૂર્વ છાપ બેસે-સામો માણસ પણ શાંતિનો અનુભવ કરે. એવા પ્રિયદર્શનવાળા યોગિ મહાત્માઓના સુંદર આત્મબલથી પ્રાપ્ત થતો પ્રશસ્ત-ઉત્તમ નિમિત્ત સંયોગો - સત્ યોગાદિ સંયોગ - સત્ સમાગમ, કે જે સત્સમાગમ મોક્ષ મેલવી આપવામાં નિમિત્ત કારણ છે તેની પ્રાપ્તિ થાય છે અવંચકત્રયના ઉદયથી. આ અવંચક ત્રય આગળ બતાવવામાં આવતી સમાધિ વિશેષ ઉદયરૂપ છે.૩૩.

## અવંચક ત્રયનું સ્વરૂપ.

**योगक्रियाफलाख्यं यच्छ्रुयतेऽवंचकत्रयम् ॥**

**साधूनाश्रित्य परम मिषुलक्ष्यक्रियोपमम् ॥३४॥**

અર્થ. યોગાવંચક, ક્રિયાવંચક અને ફલાવંચક આ પ્રમાણે અવંચક ત્રણ આગમને વિશે સાંભળીએ છીએ, સાધુઓને ઉદ્દેશીને ઉત્કૃષ્ટ અવચંક ત્રણ છે- તે બાણના લક્ષ્યનીક્રિયા. તેની ઉપમા જેવી છે. ॥૩૪॥

**વિવેચન.** યોગાવંચક, ક્રિયાવંચક, અને ફલાવંચક આ પ્રમાણે અવંચક ત્રણ આગમમાં સાંભળીએ છીએ, આ અવંચક ત્રણ અવ્યકત સમાધિ છે. તેના અધિકારમાં આ આવે છે, નાના પ્રકારના ક્ષયોપશમથી થતો તથા પ્રકારનો હૃદયનો સુંદર આશય - વિચાર તેજ સમાધિ છે. સાધુને આશ્રિ- અવંચકત્રયનું સ્વરૂપ ઇષુલક્ષ્ય ક્રિયાની ઉપમા છે. જેમ

ધનુષ્યબાણનું પકડવું તે યોગાવંચક છે, લક્ષ્યની સન્મુખ બાણનું ફેંકવું તે ક્રિયાવંચક, અને તે દ્વારા લક્ષ્યરૂપ જે શત્રુ હતો તેનો નાશ થવાથી લક્ષ્મી કે રાજ્યનું મલવું તે ફલાવંચક, લક્ષ્યનું વિંધવું તે પ્રધાન હોવાથી તે કામ અહીં થએલ છે, અન્યથા તે લક્ષ્યક્રિયાજ ન કહેવાય. જો બાણથી લક્ષ્યરૂપશત્રુ ન ભેદાય તો તે લક્ષ્યક્રિયાયજ નથી, એ પ્રમાણે સાધુઓને આશ્રિ યોગાવંચક, અવિસં-વાદી યોગાદિની પ્રાપ્તિ – પૂર્વે કહેલ વિસંવાદ વગરના યોગના બીજેનો સંયોગ થવો તે યોગાવંચક, અથવા સદ્-ગુરૂનો સંયોગતેયોગાવંચક, સદ્‌ગુરૂને વંદન નમસ્કાર પ્રણામ બહુમાન કરવા તે ક્રિયાવંચક જાણવો, સદ્‌ગુરૂને વંદનાદિ કરવાથી થતો જે લાભ કર્મક્ષયાદિ તે ફલાવંચક. આ પ્રમાણે ભાવથી અવંચકત્રયનું સ્વરૂપ કહ્યું.

પ્રથમ ઇષુ લક્ષ્ય ક્રિયા બતાવી તે દ્રવ્યઅવંચક-ત્રય જાણવા અથવા બીજી રીતે પણ યોગાવંચક કહે છે. મનને શુદ્ધ રીતે પ્રવર્તાવવું તે. યોગાવંચક છે, વચન અને કાયાને યોગ્ય રીતે–શાસ્ત્ર વિહિત રીતે પ્રવર્તાવવા તે ક્રિયાવંચક અને આ બે અવંચકપણાનેયોગે મિથ્યાત્વ કષાયાદિના ત્યાગથી શુભગતિ પ્રાપ્ત થાય તે ફલાવંચક આ પ્રમાણે અવંચક ત્રયનું સ્વરૂપ જાણવું. ॥૩૪॥

### યોગા વંચક જે નિમિત્તે થાય છે તે કહે છે.

एतच्च सत्प्रणामादि निमित्तं समये स्थितम् ॥
अस्य हेतुश्च परम स्तथाभावमलाल्पता ॥३५॥

અર્થ. આ અવંચક ત્રય છે તે ગુરૂશ્રીને પ્રણામ,

નમસ્કારાદિ નિમિત્તક છે. આ બીના સિદ્ધાંતમાં કહેલ છે, આ પ્રણામાદિનો મુખ્ય હેતુ કર્મમલનું ચાલી જવું અને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું તેજ છે. ॥૩૫॥

**વિવેચન.** આધિ વ્યાધિ અને ઉપાધિથી ભરપુર એવા આ સંસારમાં આજીવને આગળ વધવામાં ખાસ કોઇ પણ કારણ હોય તો માત્ર સત્સંગતિ છે, આજ બીનાને શ્રીમાન્ હરિભદ્ર સૂરિપુંગવ પુષ્ટિ આપતા જણાવે છે કે, યોગાવંચક. સદ્ગુરૂનો સમાગમ થવો તે સ્હેજ કાંઇ નથી. ભાવમલ ઘણોજ ઓછો થાય છે ત્યારે આ સદ્ગુરૂનો સમાગમ થાય છે, આ સમાગમ થયા પછી તે પૂજ્ય ગુરૂ પ્રત્યે વંદન નમસ્કાર સત્કાર સન્માન જો ન કરવામાં આવે તો તેના દ્વારા જે અપૂર્વ લાભ મલવાનો છે તે કદિ પણ મલતો નથી. અને ક્રિયાવંચકયોગ પણ થતો નથી. આ ખાતર પૂજ્ય ગુરૂશ્રીએ જણાવ્યું કે "**सत्प्रणामादि निमित्तं**" સતગુરૂ પ્રત્યે વંદન નમસ્કારાદિ કરવામાં આવે તોજ ક્રિયાવંચકયોગની પ્રાપ્તિ થાય છે. સતગુરૂને વંદનાદિ કરવાથી ખાસ તેઓને કાંઇ લાભ નથી, લાભ તો વંદના કરનારનેજ થાય છે. શ્રીકૃષ્ણવાસુદેવે અઢાર હજાર સાધુઓને વંદના કરવાથી સાતમી નરકના બાંધેલા દળીયા ત્રણના રહ્યા. ચાર નરકના દળીયા ઉડી ગયા. આ લાભ કાંઇ જેવો તેવો નથી. આજકાલના સુધારક વર્ગે ખાસ આ વાત લક્ષ્યમાં રાખવા જરૂર છે. ગુરૂ પ્રતે નમસ્કારાદિ કર્યા વગર કર્મમલની અલ્પતા કદિ થતી નથી. સદ્ગુરૂનો સમાગમ તો થયો પણ તેઓશ્રીનો વિનય કર્યા સિવાય

ઉપદેશનો લાભ મલતો નથી. અને ઉપદેશનો લાભ વગર સત્યસ્વરૂપ સમજાય નહિ. અને સત્યસ્વરૂપ સમજ્યા વગર કર્મમલનો ક્ષય થાય નહિ. અને મોક્ષ પણ તેઓ મેળવી શકે નહિ. જેઓ સદ્ગુરૂ પ્રતે પ્રણામાદિ કરે છે, તેઓ રત્ન ઉપર ચડેલ મલ જેમ દૂર થતાં રત્નનું ખરૂં સ્વરૂપ જ્યોતિ રૂપ પ્રગટી નીકળે છે, તેવી રીતે આત્માનું ખરૂં સ્વરૂપ જ્યોતિ રૂપ મેલવે છે એમ યોગાચાર્ય કહે છે॥૩૫॥

### આજ વાતને બીજી રીતે જણાવે છે.

नास्मिनघने यतः सत्सु तत्प्रतीतिर्महोदया ॥
किं सम्यग्रूपमादत्ते कदाचिद्मंदलोचनः ॥३६॥

અર્થ. જ્યાં સુધિ કર્મમલ ઘણો હોય ત્યાં સુધિ આ જીવને સતગુરૂનો સમાગમ થતો નથી, અને કદાચ થાય તો પણ તેનો લાભ લઈ શકતો નથી. તેમજ સત્ સમાગમદ્વારા થનાર મહોદય–ભવિષ્યમાં થનાર આત્મ કલ્યાણ તે પણ થતું નથી. જેમ મંદ ચક્ષુવાળો માણસ ક્યારે પણ સમ્યક્ પ્રકારે રૂપને શું જોઇ શકવાનો છે? ॥૩૬॥

**વિવેચન.** પ્રથમ વિધિ માર્ગથી આ વાત કહી. હવે નિષેધ માર્ગથી આજ વાતને જણાવે છે કે, ભાવમળ–કર્મો જ્યાં-સુધિ ગાઢ હોય છે ત્યાંસુધિ આ જીવને સત્ ગુરૂનો સમાગમ થતો નથી. અને કદાચિત્ સત્ ગુરૂનો સમાગમ થાય તો પણ તેમને સત્ ગુરૂ તરિકે ઓળખી શકતો નથી. તેમજ સતગુરૂની પ્રતીતિદ્વારા થનાર મહોદય–અભ્યુદયને સાધનાર સિદ્ધિ–મુક્તિ તેને મેલવી શકતો નથી. આ વાતને દૃષ્ટાંત આપી સમજાવે છે કે, જેના લોચનો છારીને લઈ જોવામાં

અર્થ. અપૂર્વ કરણની નજીક હોવાથી ચરમયથા પ્રવૃત્તિકરણ છે તે પરમાર્થથી અપૂર્વકરણ છે, તેમાં દોષ નથી, એમ યોગના જાણકારો જણાવે છે. ॥૩૯॥

**વિવેચન.** અરૂણોદય પછી જેમ સૂર્યોદય થાય છે. તે અરૂણોદય પણ સૂર્યોદયજ કહેવાય છે. તે પ્રમાણે જે કરણ પછી અનંતર સમયે અપૂર્વકરણ થાય છે. ગ્રંથિનો ભેદ કરે છે; તે કરણને ચરમ યથા પ્રવૃત્તિ કરણ કહે છે. પણ તાત્વિક આ અપૂર્વકરણજ છે. કારણ કે અપૂર્વ કરણનું કાર્ય ગ્રંથિ ભેદ કરવાનું છે તેજ કાર્ય ચરમ યથા પ્રવૃત્તિકરણ કરે છે. તેમાં જરાએ દોષ આવતો નથી. આમ યોગના જાણકારો જણાવે છે. વેદક સમ્યકત્વ પછી જેમ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ચરમ યથાપ્રવૃત્તિકરણ પછી અપૂર્વકરણ થાય છે એટલે અપૂર્વ-કરણની નજીક હોવાથી આ ચરમ યથા પ્રવૃત્તિકરણ છે તે અપૂર્વકરણ છે. ॥૩૯॥

## અહિંજ ગુણ સ્થાનકની યોજના થાય છે.

प्रथमं यद्गुणस्थानं सामान्येनोपवर्णितम् ॥
अस्यां तु तदवस्थायां मुख्यमन्वर्थयोगतः ॥४०॥

અર્થ. મિથ્યાદષ્ટિને પ્રથમ ગુણ સ્થાનક કહેલ છે કર્મ ગ્રંથ વિગેરેમાં તે સામાન્ય પ્રકારે જાણવું. પણ મુખ્યપણે તથા અન્વર્થ-ગુણ નિપપન્ન ગુણઠાણું તો આ દૃષ્ટિમાં વર્તતા જીવોનેજ હોય છે. પણ બીજાઓને પ્રથમ ગુણઠાણું ગુણ નિપપન્ન હોતું નથી. ॥૪૦॥

**વિવેચન.** શાસ્ત્રમાં "मिच्छादिट्ठि सासायणाइ" મિથ્યા દૃષ્ટિને પ્રથમ ગુણ સ્થાનક જે કહેલ છે તે સામાન્ય પ્રકારે જાણવું. અવ્યવહારરાશી તથા સુક્ષ્મપણાનો ત્યાગ કરી વ્યવહાર રાશી તથા બાદરપણામાં આવ્યા. અવ્યકતપણાનો ત્યાગ કરી વ્યકતપણામાં આવ્યા અકામનિર્જરા વડે આટલો જરા ગુણ પ્રાપ્ત થવાથી પ્રથમ ગુણ સ્થાનક કર્મ ગ્રંથકારોએ જે કહેલ છે તે ઉપચારિક જાણવું, વાસ્તવિક ગુણઠાણું તેઓમાં નથી. "गुणानां स्थानं गुणस्थानं" આ વ્યુત્પત્તિ પ્રમાણે-વાસ્તવિક ગુણોનો સમુદાય જેમાં હોય તેનેજ ગુણ સ્થાનક કહે છે, પ્રથમ દૃષ્ટિમાં જે યોગના બીજો જણાવી ગયા છીએ, તે ગુણો જેનામાં હોય તેનામાંજ વાસ્તવિક પ્રથમ ગુણ સ્થાનક છે તેમ જાણવું. અહિં એક પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે આવા મહાવિમળ ગુણને પ્રાપ્ત કરનાર પ્રાણી જો પ્રથમ ગુણ સ્થાનકમાં વર્તતા હોય તોપછી ઘણા ખરા જીવોને ઉપરનાગુણસ્થાનકો કેમપ્રાપ્ત થાય ? ધર્મના બીજો વાવનાર સંસારથી ઉદવેગ પામનાર, અને ઉત્તમસંયોગો પ્રાપ્તકરનાર પ્રાણી પણ હજુપ્રથમદૃષ્ટિમાં હોય અથવા પ્રથમ મિથ્યાત્વ ગુણ સ્થાનકે જ વર્તતો હોય તો પછી ઘણા ખરા પ્રાણીઓને તો ઉભા રહેવાનું સ્થાન પણ આ દૃષ્ટિમાં મળેજ નહિ. તો પછી સમ્યકત્વની પ્રાપ્તિ અને ચોથા પાંચમા ગુણસ્થાનકની વાત તો શું કરવી ? આ પ્રશ્ન ખરેખર વિચારમાં પાડી નાખે તેવો છે, પરંતુ આનો ઉત્તર એજ છે કે આવસ્તુસ્થિતિ છે, સાધારણ બાહ્ય ક્રિયા માત્ર કરવાથી પોતાની જાતને ઉન્નત થએલી માનનારા ઘણાભાગે આત્મવંચના કરે છે, અતિ વિશાલ વિચાર કરીને જ્ઞાની મહારાજે અહિં

દૃષ્ટિની રચના અને તેની સંકલના બતાવી છે, તે ઉપરથી પોતાની જાતને વિચાર કરવાનો છે કે આપણે ઉન્નતિ ક્રમમાં કઈ દશામાં વર્તીએ છીએ; પોતે આગળ વધેલો છે એમ માનનાર કદાચ આ દીર્ઘ વિચારથી લખાયેલા દૃષ્ટિ ભેદના સૂત્ર જ્ઞાનથી પોતાને તેટલી હદે વધેલો ન જોઈ શકે તો તેમાં અન્યનો દોષ નથી. ભૂલ ભરેલી ભ્રમણામાં રહેવું અથવા દાંભિકવૃત્તિ ધારણ કરવા કરતાં મૂલ સ્થિતિ સમજી તે હદ સુધિ આત્માને ઉન્નત કરવા વિચાર કરવો એજ સાધ્ય છે, અને તેના અંગે કદાચ મોટી ભ્રમણા આવતી હોય તો તે ખાસ દૂર કરવા યોગ્ય છે. ઘણાખરા ઓઘદૃષ્ટિવાળા જીવો પોતાને સમકિતી માની લેવાની ભૂલ કરે છે. તે હવે પછીની ત્રણ દૃષ્ટિનું અને આ દૃષ્ટિમાં રહેલા જીવો સંબંધી વિવેચન વાંચવાથી પોતાની સ્ખલના સમજી જશે, અને વિચારશે કે મહા નિર્મલ સમ્યક્ત્વ જેવી શુદ્ધ દશાએ પહોંચવા માટે બહુ કરવા – ઘણા સાધનો એકઠા કરવાની જરૂર છે. જ્યાં પોતાને પગ મુકવાનો પણ અધિકાર ન હોય ત્યાં એકદમ પ્રથમના બદલે પાંચમી દૃષ્ટિની વાતો કરવી. એ એક રીતે ઉદ્ધતપણું છે. બાહ્યક્રિયા કરનારા વસ્તુતત્વને નહિ સમજનારા એવા યોગિઓ, અથવા સાધુઓ અથવા જતિઓ ગમે તે હોય તેને દ્રવ્ય યોગિઓ કહેવામાં આવે છે. અને તેઓ ઉન્નતિ ક્રમમાં હજી પ્રથમ દૃષ્ટિમાં પણ આવેલાનથી એમ સમજવું. જ્યારે તત્વ બોધ પૂર્વક ક્રિયા કરવામાં આવે અને સાથે ઉપર જણાવેલ અવંચક યોગ; તથા ભવઉદ્વેગ વિગેરે ગુણો પ્રગટ થાયછે ત્યારે ભાવ યોગિપણાની શરૂઆત્ત થાય છે.

इति प्रथमा मित्रा दृष्टिःसमाप्ता

## તારા નામની બીજી દૃષ્ટિ કહે છે.

तारायां तु मनाक् स्पष्टं नियमश्च तथाविधः ।
अनुद्वेगोहिताऽ रम्भे जिज्ञासा तत्त्वगोचरा ॥४१॥

અર્થ. તારા દૃષ્ટિમાં પહેલા કરતા જરા સ્પષ્ટ બોધ હોય છે, તથા બીજું યોગાંગ નિયમ નામનું અહિં હોય છે, તેમજ ધર્મના સારા અનુષ્ઠાનો કરતાં તેના ઉપર અનુદ્વેગ-કંટાળો આવતો નથી તથા તત્વ જાણવાની જીજ્ઞાસા આ દૃષ્ટિમાં ઉત્કટ હોય છે. ॥૪૧॥

**વિવેચન.** આ તારા નામની બીજી દૃષ્ટિ ઉપર વિવેચન કરવા પહેલા અહિં જણાવવું ઠીક થઈ પડશે કે ઘણા ખરા જીવો ઓઘદૃષ્ટિમાંજ પડયા હોય છે, તેઓ યોગદૃષ્ટિપર આવ્યા હોતાજ નથી, આ જીવને ઉન્નત્તિક્રમમાં જ્યારે ઘણો વધારો થયો હોય છે તથા ભવસ્થિતિ બહુ અલ્પ રહે છે, અને સંસારનો છેડો નજીક આવવાનો હોય છે ત્યારેજ આ યોગદૃષ્ટિમાં અવાય છે, આ તારા દૃષ્ટિમાં બોધ છાણના અગ્નિના કણ જેવો હોય છે, પ્રથમ મિત્રાદૃષ્ટિમાં તૃણાગ્નિના કણ જેવો બોધ હતો, તેના કરતાં આ તારા દૃષ્ટિમાં બોધ વધારે થાય છે, પણ તે લાંબા કાળ સુધિ ટકી રહે તેવો નથી, આ દૃષ્ટિમાં અષ્ટાંગ યોગ પૈકી બીજું યોગાંગ નિયમ નામનું પ્રાપ્ત થાય છે, નિયમ પાંચ છે. શૌચ ૧ શરીર અને મનની પવિત્રતા રાખવી. મનમાં ખોટા વિચારો આવવા દેવા નહિ, ૨ સંતોષ-પ્રાણયાત્રાને નિભાવનાર પદાર્થો સિવાય અન્યની સ્પૃહા ન કરવી, પુદ્ગલીક વસ્તુ તરફ ઇચ્છા ન કરવી. ૩ તપ-અનેક પ્રકારના તપો

કરવા અથવા સવારમાં નવકારસી પોરસી વિગેરે પચ્ચખાણ કરવા. સાંજે ચોવીહાર કરવો. ૪ સ્વાધ્યાય-ગુરૂસમક્ષ સૂત્રગ્રંથ વિગેરેનું ભણવું. ૫ ઈશ્વિર પ્રણિધાન-દેવગુરૂને નમસ્કાર કરવો અને આત્મતત્વનું ચિંતવન કરવું આ પાંચ નિયમો અહિં પ્રાપ્ત થાય છે. મિત્રાદૃષ્ટિ માં તથા પ્રકારના ક્ષયોપશમના અભાવથી આ નિયમો હોતા નથી. પ્રથમ દૃષ્ટિમાં જે શુભ કાર્યો કરવામાં અખેદ હતો તેની સાથે આ તારા દૃષ્ટિમાં પારલૌકિક આત્મકલ્યાણ માટે દાનાદિક શુભ પ્રવૃત્તિ કરવામાં અનુદ્વેગ-કંટાળો હવે આવતો નથી પણ આનંદથી પ્રવૃત્તિ કરે છે, અહિં ઉદ્વેગ નામનો બીજો દોષ ચાલ્યો જાય છે. તથા "जिज्ञासा तत्व गोचरा" પ્રથમ દૃષ્ટિમાં અદ્વેષગુણ પ્રાપ્ત થયેલ છે, અહિં આ ગુણની સાથે તત્વજ્ઞાન કરવાની પ્રબલ અભિલાષા ઉત્પન્ન થાય છે, અદ્વેષગુણની પ્રાપ્તિ થએથી તેજ જીજ્ઞાસા ગુણ સફળ બને છે. ॥૪૧॥

**આ દૃષ્ટિમાં બીજા ગુણો ઉત્પન્ન થાય છે તે કહે છે.**

भवत्यस्यां तथाच्छिन्ना प्रीतिर्योगकथास्वलम् ॥
शुद्धयोगेषु नियमात् बहुमानश्चयोगिषु ॥४२॥

અર્થ. આ દૃષ્ટિમાં વર્તતા જીવને યોગ વિષયવાલી કથા સાંભળવા ઉપર નિરંતર ઘણો પ્રેમ આવે છે, પણ બીજી કથા ઉપર પ્રેમ નથી આવતો, તેમજ યોગની કથા કહેનારા શુદ્ધ યોગિઓના પ્રતે નિયમે કરીને બહુમાન પેદા થાય છે. ॥૪૨॥

**વિવેચન.** આ તારા દૃષ્ટિમાં વર્તતા એવા યોગિને યોગ સંબંધી કથા સાંભળવામાંજ નિરંતર અત્યંત પ્રીતિ

હોય છે, પણ રાજકથા ભક્તકથા દેશકથા તથા સ્રીકથા ઉપર આનંદ આવતો નથી પણ મન વચન અને કાયાના યોગને કેવી રીતે વશ કરવા, કોણે વશ કર્યો કયા ઉપાયથી વશ થાય, આવી વાતો કોઈ કરે છે ત્યારે તે સાંભળવાને બહુ રૂચી થાય છે, તથા દંભ વગર ખરેખરા યોગિઓ હોય છે તેના તરફ તેને બહુમાન પેદા થાય છે, પ્રથમ જેને તે સાધુડા, લંગોટા, વિગેરે શબ્દોથી જે તિરસ્કાર કરતો હતો, તેના તરફ હવે નિયમે કરી બહુમાનની લાગણીથી જુવે છે, આ દૃષ્ટિમાં આટલો આગળ વધ્યો છે. ॥૪૨॥

## યોગિપ્રતે બહુ માન કરે છે એટલુંજ નહિ બીજુ પણ કરે.

यथाशक्त्युपचारश्च योगवृद्धिफलप्रदः ।
योगिनां नियमादेव तदनुग्रहधीयुतः ॥४३॥

અર્થ. શક્તિને અનુસારે યોગિમાહાત્માઓની આહાર પાણી આદિવડે ભક્તિ કરે, આ ભક્તિ કરવાથી પરિણામની ધારામાં વૃદ્ધિ થતાં યોગની વૃદ્ધિના ફળને આપે છે, યોગિઓના પ્રતે જ્યારે અનુગ્રહ બુદ્ધિ–દાનદેવાની વૃત્તિ થાય છે ત્યારે ગુરૂના અનુગ્રહથી નિયમે કરી યોગમાં આગલ વધે છે. દાનદેવાથી આગળ કેટલું બધું વધાય છે તે બાબતના અનેક દૃષ્ટાંતો શાસ્ત્રમાં આવે છે. ॥૪૩॥

**વિવેચન.** દરેક તીર્થંકરો. શ્રેયાંસકુમાર. શાલિભદ્ર, ધનાશેઠ. ચંદનબાલા વિગેરે અનેક મહાત્માઓ પરમપદને પામ્યા અને પામશે તેઓની મુખ્ય શરૂઆત દાનથીજ

થઇ છે, ધનાસાર્થવાહ તથા નયસાર. ચંદનબાલા વિગેરે દાનથીજ પરમપદને પામ્યા છે, આ વાત શાસ્ત્ર પ્રસિદ્ધજ છે, સ્વપર ને તારક દાન ગણેલ છે, બાકી શીલ. તપ અને ભાવ આ ત્રણ ધર્મો આત્મ માત્ર તારક છે, જે શીલાદિ પાળે તેજ તરે છે પણ દાનદેનાર અને લેનાર બંને તરે છે આથી દાનાદિ ચાર પ્રકારના ધર્મોમાં દાનને તીર્થંકરો એ મુખ્ય ગણી પ્રથમ દાનને મુકેલ છે આથી સહજ સમજાશે કે દાન ધર્મ કેટલો બધો ઉપયોગી છે. આજ વાત ગુરૂશ્રી જણાવે છે કે. શક્તિના અનુસારે યોગિમાહાત્માઓને અન્નપાણી વસ્ત્રપાત્ર કંબલ પાટ પાટલા શય્યા ઔષધ વિગેરે બપતિ ચીજો ઉદાર ભાવથી આપવી, આ દાન દેવાથી પરિણામની ધારામાં ઘણો સારો સુધારો થાય છે, અને નિયમે કરી અનુગ્રહ બુદ્ધિ–બહુમાનની બુદ્ધિ તથા દાનદેવાની બુદ્ધિ જ્યારે મહાત્માઓ તરફ થાય છે, ત્યારે તે યોગમાં ઇશ્વર પ્રણિધાન–પ્રભુના તરફ દૃષ્ટિ આપી ચિત્તની એકાગ્રતા કરવારૂપ ધ્યાનમાં ગુરૂના અનુગ્રહથી ઘણો આગળ વધે છે અને પરિણામે પરમપદને મેળવે છે. ॥૪૩॥

## આજ વાતને જરા વધારે કહે છે.

लाभान्तरफलश्चास्य श्रद्धायुक्तो हितोदयः ॥
क्षुद्रोपद्रव हानिश्च शिष्टसम्मतता तथा ॥४४॥

અર્થ. શ્રદ્ધા સાથે દાનદેનારને બીજા ઘણા લાભો તથા ફળો મળે છે. અભ્યુદય થાય છે, નિચ ઉપદ્રવો નાશ પામે છે. અને સારા માણસોમાં યોગ્યસન્માનને પાત્ર થાય છે. ॥૪૪॥

**વિવેચન.** સદ્ગુરૂ તરફ આ જીવને જ્યારે બહુ માન થાય છે. ત્યારે તેઓ પોતાનું સર્વસ્વ-પ્રાણ અર્પણ કરતા પણ પાછી પાની કરતા નથી. આ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક દાનદેવાની ટેવ પડવાથી આ જીવને અનેક પ્રકારના લાભો થાય છે. પૂર્વે બાંધેલ લાભાંતરાય કર્મ ખસી જવાથી અનેક પ્રકારના લાભો-ફલો મળે છે, કે જેનાથી ભવિષ્યમાં પોતાનો અભ્યુદય થતા વાર લાગતી નથી. અને અનેક પ્રકારના હલકા ઉપદ્રવો-રોગો વિગેરે નાશ પામે છે. તેમજ ભૂતાદિ વિગેરેના ઉપદ્રવો પણ થતા નથી અને શિષ્ટ પુરૂષો રાજા, પ્રધાન, પ્રજા, સંઘમાં અગ્રસરો આ બધાઓ તરફથી તેને યોગ્યસન્માન મળે છે. આ બધો પ્રતાપ ગુરૂભક્તિ સેવા, બહુમાનનોજ સમજવો ॥૪૪॥

## ગુરૂસેવાના બીજા ગુણો બતાવે છે.

भयं नाऽतीव भवजं कृत्यहानिर्न चोचिते ॥
तथानाभोगतोऽप्युच्चै र्न चाप्यनुचितक्रिया ॥४५॥

અર્થ. ગુરૂના સત્સમાગમથી સત્ય વસ્તુ સમજાતા આ જીવની અસત્ પ્રવૃત્તિ ઘણી ખરી બંધ પડી જાય છે આને લઇ સંસાર સંબંધી અતિભય હવે રહેતો નથી. તથા ધર્મ કાર્યમાં આદર હોવાથી ઉચિત તથા કરવા યોગ્ય ધર્મકાર્યમાં જરા પણ ન્યુનતા આવવા દેતો નથી તેમજ અજાણ-પણે પણ અનુચિત કાર્ય કરતો નથી. ॥૪૫॥

**વિવેચન.** આ દૃષ્ટિમાં રહેલ જીવ સતગુરૂના સહવાસને લઇ સંસાર સંબંધી ખટપટના ઘણાખરા કાર્યો તરફથી

પ્રાછો હઠી ગયેલો હોય છે, તેમજ અયોગ્ય પ્રવૃત્તિ તરફ તેની પ્રવૃત્તિ બીલકુલ થતી નથી. સાક્ષાત્ કરવાની વાતતો દૂર રહી પણ અનાભોગથી–અજાણપણે પણ અયોગ્ય પ્રવૃત્તિ થતી નથી. તેમજ ઉચિત્ત પ્રવૃત્તિ–ધર્મ કાર્ય સંબંધી પ્રવૃત્તિ કરવામાં તે કદિ પાછી પાની કરતો નથી. આ કારણુને લઈ હવે સંસાર સંબંધી જે ભય હતો–જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ, અને ઉપાધિ જે દ્વારા અતીવ ભય રહેતો તે હવે આ દૃષ્ટિ પ્રાપ્ત થવાથી રહેતો નથી.॥૪૫॥

## આ દૃષ્ટિવાળા જીવની પ્રવૃત્તિ બતાવે છે.

कृत्येऽधिकेऽधिकगते जिज्ञासा लालसान्विता ।
तुल्पे निजे तु विकले संत्रासो द्वेषवर्जितः ॥४६॥

અર્થ. તારા દૃષ્ટિવાળા જીવની પ્રવૃત્તિ કૃત્યે–કરવા યોગ્ય ધ્યાનાદિક કાર્યમાં અધિક હોય છે. અધિક ગતે–આચાર્યાદિમાં રહેલ ધ્યાનાદિ પ્રવૃત્તિ તેના કરતાં અધિક ધ્યાનાદિ કરવાની જીજ્ઞાસા થાય. કેમ અધિક જીજ્ઞાસા થાય છે, તો જણાવે છે કે–"लालसान्विता" તે કામ કરવાની અભિલાષા અતિ ઉત્કૃષ્ટ હોવાથી તથા "तुल्पे कृत्पेनिजे" બીજાની સાથે પોતાના કૃત્યો દેવવંદન પૂજા. વિગેરેમાં જરા વિકલતા–ખામી જોવાથી પોતાને ત્રાસ ઉત્પન્ન થાય મનમાં ખેદ થાય. તેમજ પોતાથી અધિક ઉત્તમ ધર્મકૃત્યો કરનાર ઉપર દ્વેષ જરા પણ ન હોય. ॥૪૬॥

**વિવેચન.** આ સંસારમાં એક બીજાથી ચઢીયાતા થવા–મોટા થવાની હદપારની અભિલાષાઓ થાય છે.

અને તે પાર પાડવા પોતાથી બનતું કરે છે, પુદ્ગલીક વસ્તુમાં આવી સ્પૃહા કે સ્પર્ધા કરવી તે ચાર ગતિના ફેરા ને આપનાર છે. પણ આત્મકલ્યાણ માટે ધ્યાનાદિ ક્રિયા કરવામાં તથા આચાર્યાદિમાં રહેલા ધ્યાનાદિક અધિક ગુણો તે પોતામાં દાખલ કરવા અતિઉત્કટ જીજ્ઞાસા તથા અતિ અભિલાષારૂપ સ્પર્ધા કરવી તે મોક્ષ સુખને દેનાર છે, આ ઉત્તમ કૃત્યો કરતાં કદાચ બીજાના મુકાબલે પોતામાં ન્યુનતા જોવામાં આવતાં આ દૃષ્ટિવાળાને ત્રાસ–ખેદ ઘણો થાય છે. શા માટે બીજાથી હું પાછો પડું–ધર્મકૃત્યોની અંદર શા માટે હું પાછલ રહું, અગર કાયોત્સર્ગ કરતાં કે બીજા ધર્મકૃત્યો કરતાં કાંઇ પણ દોષો લાગે તો હૃદયમાં ઘણું લાગી આવે, અને બીજાઓના ઉત્તમ ધર્માનુષ્ઠાનો, અગર ઉત્તમ ધ્યાનાદિ ક્રિયા જોઈ તેના પ્રતે આનંદ આવે, પણ દ્વેષ-વૃત્તિનો કદિ ન થાય. આ દૃષ્ટિના સામર્થ્યથી. ॥૪૬॥

## આ દૃષ્ટિવાળા જીવના વિચારો કહે છે.

दुःखरूपो भवः सर्व उच्छेदोऽस्या कुतः कथम् ॥
चित्रा सत्तां प्रवृत्तिश्च साशेषा ज्ञायते कथम् ॥ ४७ ॥

અર્થ. આ તારા દૃષ્ટિવાળો યોગિ વિચાર કરે છે કે આ સંસાર દુઃખરૂપ છે. આનો ઉચ્છેદ કયા કારણથી અને કેવી રીતે કરવો, આ જગતમાં મહાત્માઓની પ્રવૃત્તિઓ નાના પ્રકારની હોય છે આ તમામ પ્રવૃત્તિઓ કેવી રીતે જાણી શકાય? ॥ ૪૭ ॥

**વિવેચન.** આ તારા દૃષ્ટિવાળા યોગિમહાત્માને આત્મકલ્યાણ કરવાની ઉત્કટ જીજ્ઞાસા થાય છે. અને આચા-

ર્યાદિ કરતાં આગળ વધવાની પણ લાલસા ઘણી હોય છે, આને લઈ આ યોગિ વિચાર કરે છે કે જન્મ, જરા, આધિ, વ્યાધિ, અને ઉપાધિથી ભરપુર એવો આ દુઃખરૂપ સંસાર છે, આનો ક્ષય કેવી રીતે થાય, ક્ષમા, સરલતા, નમ્રતા વિગેરે ગુણોથી આ સંસારનો ક્ષય થઈ શકે છે. તો પછી આ ક્ષમાદિ ગુણો કેવી રીતે પ્રાપ્ત થાય? વળી માહાત્માઓની શુભ કાર્યોમાં પ્રવૃત્તિ અનેક પ્રકારે હોય છે. મોક્ષ નગરમાં પ્રવેશ કરવાને અનેક માર્ગો હોય છે. કોઇને પ્રભુ પૂજા ઉપર રૂચિ હોય છે. કોઈને વ્યાખ્યાન સાંભળવા અને જ્ઞાન મેળવવા રૂચિ થાય છે. કોઇને સમભાવરૂપી સામાયક કરવા, કોઇને પ્રતિક્રમણ કરવા. કોઇને દાન-શીલ, તપ, અને ભાવનાભાવવા, આમ જુદી જુદી રીતે જીવોને રૂચિઓ ઉત્પન્ન થાય છે. આત્મકલ્યાણ કરવા સારૂ આમ અનેક પ્રવૃત્તિઓ કરતાં મહાત્માઓને જોવાથી આ દષ્ટિવાળો યોગિ વિચાર કરે છે કે આ તમામ પ્રવૃત્તિઓ કેવી રીતે જાણી શકાય. આ પ્રવૃત્તિથી બીજી અન્ય પ્રવૃત્તિનો ત્યાગ કરી આ કરેલ તમામ પ્રવૃત્તિનું જ્ઞાન પોતાને ન હોવાથી કેવી રીતે આગળ વધવું આમ વિચાર કરે છે. ॥૪૭॥

## આખરનો નિર્ણય કરે છે.

नास्माकं महती प्रज्ञा सुमहान् शास्त्रविस्तरः ॥
शिष्टाः प्रमाणमिह त दित्यस्यां मन्यते सदा ॥४८॥

અર્થ. ઉપર જણાવેલ વિચારના અંગે આખરે આ તારા દષ્ટિવાળા યોગિઓ નિર્ણય કરે છે કે અમારી બુદ્ધિ

મોટી નથી, શાસ્ત્રનો વિસ્તાર મહાન્ છે, શિષ્ટપુરૂષો- ઉત્તમપુરૂષો જે કહે તેજ અમોને પ્રમાણ છે આ પ્રમાણે આ દૃષ્ટિવાળા જીવો માને છે. ॥૪૮॥

**વિવેચન.** આગળ વધવામાં અત્યંત જીજ્ઞાસાવાળા આ તારા દૃષ્ટિવાળા યોગિઓ જોવામાં આવતિ અનેક ભિન્નભિન્ન પ્રવૃત્તિઓથી નહિ મુઝાતાં આખરે એક નિર્ણય ઉપર આવે છે કે, અમારી બુદ્ધિ એવી નથી કે અમો દરેકની સાથે શાસ્ત્રાર્થ કરી વસ્તુ તત્વનો નિર્ણય કરી શકીએ? અમારી બુદ્ધિથી નિર્ણય કરેલ વસ્તુમાં પણ વિસંવાદ જોવામાં આવે છે, તેમજ ધર્મની જુદી જુદી પ્રવૃત્તિઓ જણાવનાર શાસ્ત્રનો વિસ્તાર કાંઈ નાનો સુનો નથી, આથી શિષ્ટ પુરૂષો-સાધુ પુરૂષોને સંમત એવા મહાન્ પુરૂષો જે કહે તેજ પ્રમાણે છે, બીજાઓનું કહેવું પ્રમાણ નથી. તથા શિષ્ટોએ જે પ્રમાણે આચરણ કરેલ છે, જે માર્ગે ચાલ્યા છે, તેજ માર્ગ ઉત્તમ છે; અને તેજ માર્ગે શક્તિના અનુસારે અમારે પણ ચાલવું યોગ્ય છે, આ પ્રમાણે આ દૃષ્ટિવાળા નિર્ણય કરે છે. વળી આ દૃષ્ટિવાળામાં એટલું બધું સરળપણું આવી જાય છે કે. શુદ્ધ સોનાને જેમ વાળીએ તેમ વળે છે, તેવી રીતે આની પાસે કોઈ હિત શિખામણ આપે તો બહુ સરળપણે સાંભળે છે, અને તે વાત જો શિષ્ટ સંમત હોય તો તે પોતાને લાભ કરનાર જાણી તરત અમલમાં મુકે છે. વળી આ જીવમાં હઠ કદાગ્રહ હોતો નથી, પરમત સહિષ્ણુતા તેમાં આવે છે, પોતે શિષ્ટ સંમત માર્ગે ચાલે છે પણ પોતાથી વિપરીત

કંટાળો પણ આવતો નથી. તેમજ તેજ અનુષ્ઠાનોમાં બરોબર લક્ષ્ય આપે છે. આ પ્રમાણે આ બલા દૃષ્ટિમાં આઠ યોગના અંગો પૈકી એક આસન નામનું અંગ પ્રાપ્ત થાય છે, આઠ ગુણો પૈકી એક તત્વશુશ્રૂષા નામનો ગુણ પ્રાપ્ત થાય છે, અને આઠ દોષો પૈકી ત્રીજો ક્ષેપ નામનો દોષ અહીં ચાલ્યો જાય છે, આ પ્રમાણે બલા દૃષ્ટિમાં આ વસ્તુ પ્રાપ્ત થાય છે. હવે આગળ બીજા લાભો જે મળે તે કહે છે. ॥૪૯॥

## આજ બીના જણાવે છે.

**नास्यां सत्यामसत्तृष्णा प्रकृत्यैव निवर्तते ॥**
**तदऽभावाच्च सर्वत्र स्थितमेवसुखासनम् ॥५०॥**

અર્થ. આ બલા દૃષ્ટિ પ્રાપ્ત થતા આ જીવની પુદ્‌ગલીક વસ્તુ તરફ જે આશક્તિ—અસત્‌ તૃષ્ણા હતી તે સ્વભાવિક રીતે ઓછી થઇ જાય છે, અને તૃષ્ણા ઘટી જવાથી બાહ્યપરિભ્રમણના અભાવને લઈ સર્વ જગ્યાએ ધર્મના તમામ કાર્યોમાં શાંતિ તથા સ્થિરતાપૂર્વક કરવાને સ્થિત થાયછે.॥૫૦॥

**વિવેચન.** આ બલા દૃષ્ટિમાં પ્રાણિ જ્યારે વર્તતો હોય છે, ત્યારે તેનામાં એક એવા પ્રકારની સ્થિરતા આવી જાયછે કે, તેથી તેને અસત્‌ વસ્તુ ઉપર તૃષ્ણા થતી અટકી પડે છે, સામાન્ય પ્રકારે પુદ્‌ગલીક વસ્તુ પ્રાપ્ત કરવા માટે આ જીવને બહુ તૃષ્ણા હોય છે, અને આ તૃષ્ણાને લઇ તે અનેક પ્રકારના દુઃખને સહન કરીને પણ વસ્તુ પ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યા કરે છે, જો કે પ્રાપ્તિ થવી તે કર્માધિન છે. પણ તૃષ્ણાને લીધે તે અનેક રીતે વલખા મારે

છે, આવા પ્રકારની તૃષ્ણા તે આ દ્રષ્ટિમાં નિવૃત્તિ પામી જાય છે, અને તેથી તેનામાં પ્રકૃતિ સૌમ્યતા એવી સારી આવી જાય છે કે, તેને ધર્મના તમામ અનુષ્ઠાનોમાં પરમ શાંતિ અને સ્થિરતા હદપારની પ્રાપ્ત થાય છે, અને આને સુખાસન બાહ્યપરિભ્રમણના અભાવને લઇને પરમ શાંત ચિત્તે પ્રભુ ધ્યાનમાં લિન થાય છે, ત્યારે તેને તેમાં સ્થિત-ભાવ-સ્થિરતા પ્રાપ્ત થાય છે. ॥૫૦॥

આજ વાત કરે છે.

अत्वरापूर्वकं सर्वं गमनं कृत्यमेव वा ॥
प्रणिधानसमायुक्त मपायपरिहारतः ॥५१॥

અર્થ. આ બલાદ્રષ્ટિવાળો યોગિ હવે દેવગુરૂના વંદન પૂજન વિગેરે ધર્મના સર્વ અનુષ્ઠાનોમાં ઉતાવળ કર્યા વગર બહુ શાંતિપૂર્વક પ્રવૃત્તિ કરે છે. આ પ્રવૃત્તિ ત્યાં સુધી કરે છે કે દેવવંદન વિગેરે ધર્મકૃત્યોમાં ચિત્તની એકાગ્રતા કરવા સાથે અપાયપરિહારત-ચક્ષુની ચંચલતાને પણ દૂર કરે છે॥૫૧॥

વિવેચન. અત્યાર સુધી આ જીવને પુદ્‌ગલીક વસ્તુ તરફ વધારે લાગણી હોવાને લીધે દેવ, ગુરૂવંદન, દર્શન, પૂજન વિગેરે ધર્મના સર્વ અનુષ્ઠાનો તરફ પ્રવૃત્તિ ઘણી ઓછી હતી, તેમજ વેઠ કાઢવા જેવી હતી, પણ હવે જરા સત્ય વસ્તુ સમજવાથી પુદ્‌ગલીક વસ્તુ તરફની લાગણી ઓછી થઇ જવાથી, તેમજ તૃષ્ણા પણ ઘટી જવાથી ધર્મના અનુષ્ઠાનો છે તેજ આત્મકલ્યાણ કરનાર છે એમ

સમજવાથી. આ જીવમાં સ્થિરતા પ્રાપ્ત થાય છે, અને દરેક શુભ કાર્યોમાં હવે એક પ્રકારની અપૂર્વ શાંતિ દેખાય છે. ચિત્તની એકાગ્રતા પણ જોવાય છે, તેમજ મન, વચન, કાયા, નેત્ર વિગેરેની અસ્થિરતારૂપ જે અપાય તેનો આ દૃષ્ટિમાં અભાવ થઈ જાય છે. ॥૫૧॥

**બોધ જણાવ્યો, હવે શુશ્રૂષા બતાવે છે.**

**कान्तकान्तासमेतस्य दिव्यगेयश्रुतौ यथा ॥**
**यूनो भवति शुश्रूषा तथास्यां तत्त्वगोचरा ॥५२॥**

અર્થ. મનને હરણ કરનાર એવી સુંદર સ્ત્રીની સાથે યૂવાન પુરૂષને જેમ દિવ્ય ગાયન સાંભળવામાં જે મજા-આનંદ આવે છે. તેના કરતાં આ બલા દૃષ્ટિવાળા યોગિને તત્વજ્ઞાન સાંભળવાની વધારે ઇચ્છા થાય છે. ॥૫૨॥

**વિવેચન.** પરિપૂર્ણ સામગ્રીવાળો કોઈ યુવાન પુરૂષ પોતાની સુંદર પત્ની સાથે જેમ દિવ્ય ગાયન સાંભળવાની ઇચ્છા રાખે અને તેના શ્રવણમાં જેમ તેને મજા પડે, આનંદ આવે, તેવી રીતે આ બલા દૃષ્ટિવાળા જીવને તત્વ શ્રવણ કરવાની ઇચ્છા પ્રબળ થાય છે. અને તેમાં તેને મજા પડે છે. તારા દૃષ્ટિમાં જે તત્વજ્ઞાનની જીજ્ઞાસા થઈ હતી તે આગળ વધીને અહીં શ્રવણની ઇચ્છા બહુ સારી રીતે થાય છે, જેમ રાજ્ય સંપત્તિવાળો રાજા નવપરિણીત રાણી સાથે જ્યારે સુંદર ગોખલામાં બેસી ગીત શ્રવણ કરે, ઉસ્તાદ ગાયકો હાવભાવયુક્ત નાટક કરે અને સાથે અભિનય-મજરા કરતા જાય આવા પ્રકારનું ગાયન સાંભ-

ળવાની અને નૃત્ય જોવાની જેમ સર્વ પ્રાણીને તીવ્ર ઈચ્છા થાય છે, તેમ આ બલા દૃષ્ટિવાળા જીવને તત્ત્વશ્રવણ કરવાની અતિ પ્રબળ ઈચ્છા થાયછે. એને તત્ત્વ શ્રવણમાં એવો આનંદ આવે છે કે તેનું વર્ણન પણ થઈ શકે નહિ. ॥૫૨॥

## શુશ્રૂષા કેવી છે તે બતાવે છે.

**बोधाम्भः स्रोतसश्चैषा सिरातुल्या सतां मता ॥**
**अभावेऽस्याः श्रुतंव्यर्थ मसिरावनिकूपवत् ॥५३॥**

અર્થ. જ્ઞાનરૂપ પાણીના પ્રવાહને વધારવા આ શુશ્રૂષા અપૂર્વ પાણીની સીરા-વેણ સમાન મહાત્મા પુરૂષો કહે છે. આ શુશ્રૂષા ન હોય તો શ્રુતજ્ઞાન નકામું જાય છે. પાણીની વેણ જ્યાં આવતી નથી એવી જગ્યાએ જેમ કુવાનું ખોદવું નકામું છે, તેવી રીતે શ્રુતજ્ઞાન પણ શુશ્રુષા વગર નકામું જાય છે. ॥૫૩॥

**વિવેચન**, તત્વજ્ઞાન સાંભળવાની જે પ્રબળ ઈચ્છા છે તેજ આ જીવને ઘણો આગળ વધારી આખરે મોક્ષ મેળવી આપે છે, આ શુશ્રુષા જ્ઞાનરૂપ પાણીના પ્રવાહને વધારવા પાણીની સિરા-વેણનું કામ કરે છે, પાણીના વેણ વગરની જગ્યાએ કુવો ખોદાવ્યો તો ખરો પણ અંદર પાણીની સિરા-વેણ ન હોવાથી તે કુવો શું ઉપયોગનો? કાય ક્લેશ સિવાય બીજુ ફળ નથી, તે પ્રમાણે શુશ્રૂષા વગર શ્રુતજ્ઞાન પણ નકામું છે. શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થતીજ નથી. આથી આત્મકલ્યાણના ઈચ્છક જીવોએ તત્વજ્ઞાન વિષયક સાંભળવાની ઈચ્છા ખુબ રાખવી. ॥૫૩॥

## બીજી રીતે શુશ્રૂષાનું અપૂર્વ ફળ જણાવે છે.

श्रुताभावेऽपि भावेऽस्याः शुभभावप्रवृत्तितः ॥
फलं कर्मक्षयाख्यं स्यात् परबोधनिबंधनम् ॥५४॥

અર્થ. તત્વજ્ઞાન સાંભળવાની અતિ પ્રબળ ઇચ્છા છતાં શ્રવણનો લાભ અંતરાય કર્મના ઉદયે કદિ ન પણ મળે તો પણ સારા ભાવની પ્રવૃત્તિને લઈ ઉત્કૃષ્ટ જ્ઞાનનું કારણ કર્મક્ષય નામનું ફળ તે શુશ્રૂષા વાળો પ્રાણી મેળવે છે. ॥૫૪॥

**વિવેચન.** આ ત્રીજી બલા દૃષ્ટિમાં આઠગુણોપૈકીત્રીજોશુશ્રૂષા નામનો ગુણ પ્રાપ્ત થાય છે, આ ગુણની મહત્વતા એટલી બધી ગણવામાં આવેલ છે કે કદાચ આ જીવને તત્વજ્ઞાન શ્રવણ કરવાનો લાભ કર્મ સંયોગે કદિ ન પણ મળે તોપણ તત્વ શ્રવણ કરવાની તેની પ્રબળ ભાવના હોવાથી આ શુશ્રૂષા ગુણ છે તેજ તેના અનેક કર્મોને ક્ષય કરી નાખે છે. આ કર્મક્ષય થવામાં કારણ ઉત્કૃષ્ટ બોધ છે તેજ હેતુ છે. વાદિ શંકા કરે છે કે, તત્વ શ્રવણ કર્યા વગર કર્મક્ષયનો લાભ કેવી રીતે થાય આનો ઉત્તર આપે છે કે તત્વ શ્રવણ કરવાની ઇચ્છા કરવાથી શુભ પ્રવૃત્તિ જરૂર થાય છે, અને તેથી શ્રવણ થવામાં અંતરાય કરનાર જે કર્મ છે તેનો નાશ થાય છે, અને પરિણામે ઉન્નત્તિમાં આગળ વધતાં જરૂર શ્રવણ પ્રાપ્ત થાય છે. આ અતિ અગત્યની સ્થિતિ ઉત્પન્ન થવાનું કારણ શુશ્રૂષા ગુણ હોવાથી તે પોતેજ મહા- લાભ કરનાર છે. એમ કારણમાં કાર્યારોપ કરવાથી કહી શકાય છે. સાધરણ રીતે તો ઘણા વ્યાખ્યાનો સાંભળ- વામાં આવે છે. અને ઉપદેશો કર્ણ પથપર આવી પહોંચે

છે, પરંતુ તે શ્રવણથી જ્યાંસુધિ મનમાં તેની અસર ન થાય અને શરીર ઉલ્લાસ ભાવને પામે નહિ, ત્યાંસુધી બહેરા આગળ ગાયન કરવા જેવું થાય છે. તેથીજ અહિં શુશ્રૂષા શ્રવણ કરવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય છે તેજ મહાલાભને કરનારી છે, અને તે ઉન્નતિક્રમમાં આ જીવને બહુ સારી રીતે આગળ વધારનારી થઈ પડે છે. ।।૫૬।।

## આ દૃષ્ટિમાં વિઘ્નો આવતા નથી.

**शुभयोगसमारम्भे न क्षेपोऽस्यां कदाचन ॥**
**उपायकौशलं चापि चारु तद्विषयं भवेत् ॥५५॥**

અર્થ. આ બલા દૃષ્ટિમાં રહેલ જીવને ધ્યાનાદિ શુભ યોગની પ્રવૃત્તિ કરતાં ક્યારે પણ વિઘ્નો આવતા નથી, તેમજ શુભ યોગના આરંભમાં ધ્યાનાદિની શુભ પ્રવૃત્તિમાં સુંદર ઉપાય કૌશલ્યતા પ્રાપ્ત થાય છે. ।।૫૫।।

**વિવેચન.** આ બલા દૃષ્ટિમાં એક ખાસ જાણવા જેવી હકીકત એ બને છે કે આ દૃષ્ટિવાલો જીવ શુભ કાર્ય કરતાં-ધર્મ સંબંધી કે યોગ સંબંધી ગમે તે કાર્ય કરે તો પણ તે કાર્યમાં વિઘ્નો ક્યારે પણ આવતા નથી આરંભ કરેલા શુભ કાર્યો સારી પેઠે પાર પાડે છે, ઘણા માણસો સારા કાર્યો આદરતા નથી. અને કદિ આદરે તો પ્રત્યવાય-વિઘ્નો આવતા તે કાર્ય કરતા અટકી પડેછે, પરંતુ અહિં અંતરાય આવતાજ નથી. તેમજ સુંદર ઉપાય કૌશલ્યપણું શુભ ધ્યાનાદિ બાબતમાં પ્રાપ્ત થાય છે, ધ્યાન કરતી વખતે કયા પ્રદેશમાં બેસી ધ્યાન કરવું, લક્ષ્યવૃત્તિ

ક્યાં રાખવી, આસન ક્યું કરવું, સંકલ્પ કેવી રીતે ઓછા થાય વિગેરે સમજવાની બાબતોમાં કુશળપણું તેનામાં પ્રાપ્ત થઇ જાય છે. ॥૫૫॥

**આ દૃષ્ટિની ઉચ્ચ મહત્વતા કહે છે.**

**परिष्कारगतः प्रायो विघातोऽपि न विद्यते ॥**
**अविघातश्च सावद्य परिहारान्महोदयः ॥५६॥**

અર્થ. આ બલા દૃષ્ટિવાળો યોગિ મહાત્મા એટલો બધો આગળ વધેલો હોય છે કે તેને "परिष्कार गतः" કોઈ પણ પુદ્ગલીક વસ્તુ-ધર્મના ઉપગરણો કે બીજી કોઇપણ ચીજમાં પ્રાયે કરી "विघातो" ઇચ્છા પ્રતિબંધ-આગ્રહ આ વસ્તુ મલે તોઠીક આવો પ્રતિબંધ રહેતો નથી તેમજ "सावद्यपरिहारात्" પ્રતિષેધ કરેલ વસ્તુનો પરિહાર કરવાથી "अविघातश्च" ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા સંબંધી આગ્રહ ન હોવાથી આ પ્રતિબંધા ભાવ છે તેજ મહોદય મોક્ષ મેલવી આપવામાં કારણ થાય છે. ॥૫૬॥

**વિવેચન.** આ જીવ બલા દૃષ્ટિ સુધિ પહોંચેછે ત્યારે તે યોગિમહાત્મામાં પુદ્ગલિક વસ્તુ તરફનો આગ્રહ-આશક્તિભાવ ઘણો ખરો ઓછો થઈ ગયો હોય છે. વળી આ મહાત્માને ખાવાપીવાની કે પહેરવા ઓઢવાની કોઇ પણ વસ્તુ ઉપર પ્રાયે કરી આગ્રહ રહેતો નથી. આ વસ્તુ મળે તોજ ખાવી, પહેરવી કે ઓઢવી બીજી નહિ. આવો આગ્રહ કદિ હોતો નથી. તેમજ સાવદ્ય વસ્તુ-પ્રતિષેધ કરેલ વસ્તુનો ત્યાગ કરવાથી "अविघातश्च" ઇચ્છિત વસ્તુ મેળવવા

સંબંધી આગ્રહના અભાવને લઇ અમુક વસ્તુ હોય તોજ ચાલે બીજી હોય તો ન ચાલે આવો હઠવાદ ચાલ્યો જવાથી આ આગ્રહાભાવ છે તેજ મહોદય-મોક્ષ મેલવી દેવામાં કારણ બને છે. પ્રભુ મહાવીર દેવ જણાવે છે કે કર્મ બંધનું કારણ આગ્રહ-હઠવાદ છે આ આગ્રહ જ્યારે ચાલ્યો જાય છે એટલે મોક્ષ મળતાં વાર લાગતી નથી, તારા નામની બીજી દૃષ્ટિ કરતાં આ બલા દૃષ્ટિ ઉન્નત્તિ ક્રમમાં ઘણી આગળ વધેલ હોય છે. અને એટલો બધો વધારો થાય છે કે સમ્યક્ બોધની સામીપ્યતા સ્પષ્ટ જણાય છે, સાધારણ રીતે અમુક વિચાર માત્રની ઉત્પત્તિ થી પોતાની જાતને સમ્યક્ત્વવાન્ અથવા સમકિતી માનનાર નેતો અહીં ઉભા રહેવાનું સ્થાનજ નથી. એ બીના સ્પષ્ટ રીતે આ દૃષ્ટિમાં વર્ત્તતા જીવોના લક્ષણ ઉપરથી ખુલ્લી રીતે સમજાય તેમ છે.

इत्ति तृतिया बलादृष्टिःसमाप्ताः

બલા દૃષ્ટિ કહી હવે દીપ્રા દૃષ્ટિ કહે છે.

प्राणायामवती दीप्रा न योगोत्थानवत्यलम् ॥
तत्त्वश्रवणसंयुक्ता सुक्ष्मबोधविवर्जिता ॥५७॥

અર્થ. દીપ્રા નામની ચોથી દૃષ્ટિમાં અષ્ટ યોગાંગો પૈકી ચતુર્થ યોગાંગ પ્રાણાયામ પ્રાપ્ત થાય છે. શ્વાસનું લેવું અને મુકવું આ દ્રવ્ય પ્રાણાયમ છે આથી શરીરના મળો સાફ થાય છે. પરંતુ અહીં ભાવરેચક પ્રાણાયામ બાહ્ય ભાવ, તેનો અભાવ થાય છે, અહીં તથા પ્રકારની ચિત્તની પરમ શાંતિરૂપ પ્રશાંત વાહિતાનો લાભ થવાથી "योगोत्थान"

ઉત્થાન નામનો જે દોષ છે ચિત્તની અશાંતિરૂપ તેનો આ દૃષ્ટિમાં અભાવ થાય છે, અને તત્ત્વ શ્રવણ નામનો ગુણ આ દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. તારા દૃષ્ટિમાં તત્ત્વ સાંભળવાની ઇચ્છારૂપ શુશ્રૂષા હતી, હવે તત્ત્વને ગુરૂ પાસે રહી સાંભળે છે, આથી તેનામાં પ્રથમની ત્રણ દૃષ્ટિ કરતા બોધ વધે છે, આ દીપ્રા દૃષ્ટિમાં બોધ દીવાની પ્રભા જેવો ઘણોજ સારો હોય છે, અવસરે સ્મૃતિ પણ પ્રાપ્ત થાય છે, છતાં સૂક્ષ્મ બોધ તો હજી આ દૃષ્ટિમાં પણ નથી, પાંચમી સ્થિરા દૃષ્ટિ પ્રાપ્ત થવાથી સૂક્ષ્મ બોધ થાય છે. ॥૫૭॥

**વિવેચન.** આ દીપ્રા નામની ચોથી દૃષ્ટિ છે. આ દૃષ્ટિમાં બોધ દીવાની પ્રભા જેવો ઘણો વખત રહેનારો તથા પ્રથમની ત્રણ દૃષ્ટિ કરતાં ઘણો સારો તેમજ અવસરે બરોબર સ્મૃતિને આપનારો હોયછે. આ દૃષ્ટિમાં અષ્ટાંગ યોગોમાં ચતુર્થ યોગાંગ પ્રાણાયામ નામનું પ્રાપ્ત થાય છે, પ્રાણાયામ ત્રણ પ્રકારના છે, પ્રાણવાયુનું અંદર લાવવું તે પુરક પ્રાણાયામ છે. પ્રાણવાયુનું બહાર કાઢવું તે રેચક પ્રાણાયામ છે, અને વાયુનું અંદર રોકવું તે કુંભક પ્રાણાયામ છે આ પ્રમાણે ત્રણ પ્રકારના આ દ્રવ્ય પ્રાણાયામ કરવાથી શરીરની અંદરની નાડીઓ શુદ્ધ થાય છે, અને ધ્યાનમાં પણ મદદગાર થાય છે. છતાં અહીં ભાવ પ્રાણાયામ કરવા જણાવે છે. બાહ્યભાવ-પુદ્ગલીક વસ્તુ તરફ પ્રેમ તેનો આ દૃષ્ટિમાં રેચક કરવો, એટલે બાહ્યભાવ કાઢી નાખવો, રેચક ભાવ પ્રાણાયામ અંતર ભાવનો પુરક કરવો, આત્મીક ગુણો-જ્ઞાનદર્શનાદિને પુરવા-એકઠા કરવા તે પુરક ભાવ પ્રાણાયામ અને સ્થિરતા ભાવનો કુંભક થાય છે. આત્મસ્વરૂપમાં રમ-

ણતા કરવી તે કુંભક ભાવ પ્રાણાયામ છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના ભાવ પ્રાણાયામ અહિં થાય છે. દ્રવ્ય પ્રાણાયામાથી આત્મોન્નતિ થતી નથી, પણ ભાવ પ્રાણાયામથી થાય છે, આવા પ્રકારના પ્રાણાયામથી ગ્રંથિભેદ તુરત થાય છે, તેમજ ચિત્તની અશાંતિ ચંચલતા—અસ્થિરતા રૂપ ઉત્થાન દોષનો અભાવ થવાથી અહીં પ્રશાંત વાહિતાનો લાભ થાય છે, ચિત્તમાં પરમશાંતિ પ્રાપ્ત થાય છે, તેમજ આ દૃષ્ટિમાં શ્રવણ ગુણ પ્રાપ્ત થાય છે, અત્યાર સુધિ સાંભળવાની ઇચ્છા "शुश्रुषा" થઈ હતી તે હવે શ્રવણ કરે છે, તેથી બોધ વધારે સ્પષ્ટ વ્યક્ત થાય છે. અને અહીં પ્રથમ કહેલા યોગના બીજોના અંકુરાઓ ફળરૂપે સહજ ઉગવા માંડે છે. આ દૃષ્ટિમાં બોધ જો કે સારો છે, તોપણ આગળ કહેવામાં આવતો સૂક્ષ્મ બોધ તે અહીં હોતો નથી. તે બોધ તો સ્થિરા નામની પાંચમી દૃષ્ટિમાં સમ્યક્ત્વ પ્રાપ્ત થવાથી થવાનો છે, તે બોધ આ દીપ્રા દૃષ્ટિમાં હોતો નથી. ॥૫૭॥

## ભાવ રેચકાદિ પ્રાણાયામનો ગુણ કહે છે.

**प्राणेभ्योऽपि गुरुर्धर्मः सत्यामस्यामसंशयम् ॥**
**प्राणांस्त्यजतिधर्मार्थं न धर्मं प्राणसंकटे ॥५८॥**

અર્થ. આ દીપ્રા દૃષ્ટિમાં રહેલો યોગિ મહાત્મા સંશય વગર પોતાના પ્રાણ કરતાં પણ ધર્મને મહાન્ ગણે છે, અને ધર્મની ખાતર પોતાના પ્રાણને પણ છોડી દે છે. પણ પ્રાણની ખાતર ધર્મને છોડતો નથી, ગમે તેવા સંકટમાં આવે છતે ધર્મને છોડતો નથી. ॥૫૮॥

**વિવેચન.** બાહ્ય ભાવના ત્યાગરૂપ ભાવરેચક પ્રાણાયામ પ્રાપ્ત થવાથી આ દીપ્રા દૃષ્ટિમાં રહેલ યોગિ મહાત્માને ધર્મ ઉપર એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થાય છે કે જે પોતાના પ્રાણ કરતાં પણ ધર્મને અધિક ગણે છે, તેમજ ધર્મને માટે પ્રાણ છોડે પણ ધર્મનો ત્યાગ કરતો નથી. ગમે તેવા સંકટમાં આવે છતે, તેમજ કોઈ તેના પ્રાણ લે તો તે કબુલ કરે પણ ધર્મ છોડવાની અથવા ધર્મના નિયમો તોડવાની હા પાડે નહિ, આ દૃષ્ટિવાળાનું આવું દૃઢ વર્તન થાય છે તેનું મુખ્ય કારણ કે તેને વ્યવહારના તમામ કાર્ય તરફ અરૂચિ ઘણી થઈ છે તેજ છે. ॥૫૮॥

**આજ કારણ બતાવે છે.**

**एक एव सुहृद्धर्मो मृतमप्यनुयाति यः ॥**
**शरीरेण समं नाशं सर्वं मन्यत्तु गच्छति ॥५९॥**

અર્થ. આ દીપ્રા દૃષ્ટિમાં બોધ સારો હોવાથી આ દીપ્રા દૃષ્ટિવાળો જીવ બોધ–જ્ઞાનને લઇ વિચાર કરે છે કે મરી ગએલા જીવની પાછળ માત્ર એક ધર્મજ મિત્રની માફક પાછળ જાય છે. બાકી પુત્ર, સ્ત્રી, ધનધાન્ય, રાજ્યાદિ તમામ વસ્તુ શરીરની સાથેજ નાશ પામે છે. અગર પાછળ આવતી નથી અહિંજ પડી રહે છે. ॥૫૯॥

**વિવેચન.** આ દીપ્રા દૃષ્ટિમાં રહેવા જીવને અમુક અંશે વિવેકજ્ઞાન પ્રગટ થાય છે, આથી તે સમજે છે કે પ્રાણ જશે તો પણ ભવાંતરમાં મિત્રની માફક ધર્મ સાથે આવે છે, પરંતુ ધર્મ જશે તો શરીર કાંઇ કામ આવવાનું નથી

તેમજ ભવાંતરમાં સાથે પણ આવનાર નથી. આમ સમજી શરીર કરતાં પણ ધર્મની આ દૃષ્ટિવાળો વિશેષ કરી કદર કરે છે-લાગણી રાખે છે, તેમજ પુદ્‌ગલીક તમામ વસ્તુ તથા સ્વજનાદિ કુટુંબ પણ શરીરના નાશ થવા સાથે તમામ નાશ થઇ જાય છે, અથવા તમામ વસ્તુ પારકી થઇ જાય છે, આમ સમજીને ધર્મને કદિ છોડતો નથી. ॥૫૯॥

## આજ બીનાને સ્પષ્ટ કરે છે.

**इत्थं सदाशयोपेत स्तत्त्वश्रवण तत्परः ॥**
**प्राणेभ्यः परमं धर्मं बलादेव प्रपद्यते ॥६०॥**

અર્થ. આ પ્રમાણે આ દીપ્રા દૃષ્ટિવાળો જીવાત્મા આત્માના શુદ્ધ આશય યુક્ત નિરંતર તત્વજ્ઞાન સાંભળ-વામાં તત્પર રહે છે. તેમજ પોતાના પ્રાણથકી અધિક પ્રધાન ધર્મને બલાત્ સારી પેઠે માને છે-સ્વીકારે છે. ॥૬૦॥

**વિવેચન.** આ દીપ્રા દૃષ્ટિવાળા જીવનમાં અમુક અંશે વિવેકજ્ઞાન પ્રાપ્ત થવાથી સત્ય સ્વરૂપ કાંઇક અંશે સમજ-વાથી પુદ્‌ગલીક વસ્તુ તરફની આશકિત ઘટતાં ધર્મ તરફ પ્રીતિ ઘણી વધે છે, અને આ પ્રમાણે આત્માના શુદ્ધ આશયથી-શુદ્ધ અંતઃકરણથી તત્વજ્ઞાન સાંભળવામાં તત્પર રહે છે, તેમજ આ તત્વજ્ઞાનના પ્રતાપે પોતાના પ્રાણ કરતાં-જીવ કરતાં પણ ધર્મને ઉત્કૃષ્ટ-પ્રધાન બલાત્ સારી પેઠે માને છે, આ તેનો સ્વભાવ છે, વળી આ દૃષ્ટિમાં રહેલા જીવને ધ્યાન કરતાં યોગોત્થાન-મન-વચન અને કાયાના યોગની અંદર થતી ચપળતા રૂપી દોષ તે આ દીપ્રા દૃષ્ટિ-વાળાને હોતો નથી ॥૬૦॥

## તત્વશ્રવણના ગુણો કહે છે.

क्षाराम्भस्त्यागतोयद्व न्मधुरोदकयोगतः ॥
वीजं प्ररोहमाधत्ते तद्वत्तत्वश्रुतेर्नरः ॥६१॥

અર્થ. ખારા પાણીના ત્યાગથી અને મીઠાપાણીના સમાગમથી જેમ બીજ ઉગી નીકળે છે. તેવી રીતે તત્વજ્ઞાનના સાંભળવાથી આ દીપ્રા દૃષ્ટિવાલા જીવમાં મોક્ષનું બીજ રોપાય છે. ॥૬૧॥

**વિવેચન.** ગમે તે જાતના બીજને મીઠું પાણી મલે તો તરતજ તે ઉગી નીકલે છે, પણ ખારૂ પાણી જો મલે તો તે બીજ વાવ્યું હોય તો પણ બીજ ઉગતું નથી, પણ તે બીજ બળી જાય છે, તે બીજને મીઠા પાણીનું જ્ઞાન ભલે ન હોય તો પણ તે મીઠા પાણીના સ્પર્શ માત્રથી બીજ ઉગી નીકળે છે, તે પ્રમાણે અચિંત્ય સામર્થ્યવાળી તથા મહાપ્રભાવ વાળી એવી તત્વશ્રુતિ થકી આ દીપ્રા દૃષ્ટિવાલો જીવ પોતામાં મોક્ષના બીજને વાવે છે. ॥૬૧॥

## આ તત્વશ્રુતિનો ભાવાર્થ કહે છે

क्षाराम्भस्तुल्यइह च भवयोगोऽखिलो मनः ॥
मधुरोदक योगेन समा तत्त्वश्रुतिस्तथा ॥६२॥

અર્થ. અહિં ખારા પાણી સમાન સમગ્ર સંસાર જાણવો. અને મીઠા પાણીના સંબંધ સમાન તત્વજ્ઞાનનું ગુરૂ પાસે સાંભળવું જાણવું. ॥૬૨॥

**વિવેચન.** સંસારની અંદર માતા, પિતા, પુત્ર, સ્ત્રી, ધન, ધાન્ય અને મિત્રાદિ વિગેરે તમામ સંયોગો છે તે ખારા

પાણીના જેવા અતત્વ શ્રવણરૂપ છે, તેનાથી કોઇ દિવસે બીજની વાવણી ન થાય, બીજને વાવ્યું હોય તો પણ અંકુરો કદિ ઉત્પન્ન થાય નહિ, પણ મીઠા પાણીના સંબંધ સમાન તત્ત્વશ્રવણ છે. આનો સંયોગ થયો હોય તો નિશ્ચયે કરી સમ્યકત્વ રૂપ બીજની વાવણી થાય છે, અને પરિણામે તેનાથી દેવલોકના સુખની પ્રાપ્તિરૂપ અંકુરો નીકળી પરંપરાએ મોક્ષરૂપ ફલને આપે છે. ॥૬૧॥

## આ તત્વશ્રુતિનો ગુણ બતાવે છે.

अतस्तु नियमादेव कल्याणमखिलं नृणाम् ॥
गुरुभक्तिसुखोपेतं लोकद्वयहितावहम् ॥६३॥

અર્થ अतस्तु—આ તત્વજ્ઞાનના સાંભળવાથી નિયમે કરી સંપૂર્ણ રીતે મનુષ્યોનું કલ્યાણ થાય છે, કલ્યાણ કેવું છે તે કહે છે. ગુરૂશ્રીની ભક્તિ કરવાથી સુખને દેનાર છે તથા આ લોક તથા પરલોકના હિતને આપનાર છે. ॥૬૩॥

**વિવેચન.** સતસમાગમના અપૂર્વ લાભ માટે ગુરૂશ્રી જણાવે છે કે ગુરૂદ્વારા તત્વજ્ઞાન સાંભળવાનો લાભ મળે છે, અને આ તત્વજ્ઞાન સાંભળવાથી તેના હૃદયમાં તમામ પ્રાણી પ્રતે પર ઉપગાર કરવાની ભાવના થાય છે, આ પર ઉપગાર કરવાથી તમામ જીવોનું કલ્યાણ થાય છે, પર ઉપગારથીજ આગળ વધાય છે. વળી ગુરૂ પ્રતે ભક્તિ બહુ માન આદર સત્કાર સન્માન કરવાથી તથા તેઓશ્રીના ફરમાન મુજબ ચાલવાથી તેઓશ્રીની આજ્ઞા મુજબ પરોપકાર કરવાથી વાસ્તવીક રીતે તેજ કલ્યાણ દેનાર છે. તેમજ

આ લોક તથા પર લોકના હિતને દેનાર જે શુભાનુબંધી પુણ્ય બંધ છે તે પણ ગુરૂભક્તિજ સાધ્ય છે, પ્રાપ્તવ્ય છે, ગુરૂની મદદ વગર કદિપણ આગળ વધી શકાતું નથી. ॥૬૨॥

## ગુરૂભક્તિનું ઉત્કૃષ્ટ ફળ જણાવે છે.

**गुरुभक्तिप्रभावेन तीर्थकृद्दर्शनं सतम् ॥**
**समापत्त्यादिभेदेन निर्वाणैकनिबन्धनम् ॥६४॥**

અર્થ. ગુરૂ ભક્તિના પ્રભાવથી આ જીવ ઘણો આગળ વધે છે. તેમજ ગુરૂશ્રીના સમાગમથી "**समापत्ति**" ધ્યાન વિશેષ અને તેના ભેદો તેમાં તલ્લીન થવાથી—અભ્યાસ કરવાથી ધ્યાન દ્વારા તીર્થંકરનું દર્શન થાય છે અને આ દર્શન છે તેજ મોક્ષનું એક અસાધારણ કારણ છે. ॥૬૩॥

**વિવેચન.** જ્ઞાનિ એક શ્વાસ લઇને મુકે એટલા ટાઇમમાં પૂર્વક્રોડવર્ષના કર્મને ખપાવે છે—ક્ષય કરે છે. આ જ્ઞાનિ આત્મસ્વરૂપમાં રમણતા કરનાર ધ્યાનિ જાણવો. આ ધ્યાનના અનેક ભેદો શાસ્ત્રમાં બતાવેલ છે; પણ હાલ આ ઉત્તમોત્તમ માર્ગ નષ્ટ પ્રાય જેવો થયો છે, ભાગ્યેજ ધ્યાન કરનારા જોવામાં આવે છે પણ ધ્યાન સિવાય આગળ કદિ વધી શકાતું નથી તે ચોકસ છે, જ્યારે ત્યારે પણ આ ધ્યાન કર્યા વગર છુટકો નથી, આ ધ્યાનનો લાભ ગુરૂશ્રી. ની ભક્તિ કરવાથી મળે છે, અહીં "**समापत्त्यादि**" જે લખેલ છે તે એક પ્રકારનું ધ્યાન છે, આના બીજા ભેદો આદિ શબ્દથી જણાવેલ છે, તે પાતંજલી વિગેરે યોગ દર્શનથી જાણવા યોગ્યછે, આ સમાપત્તિ—આત્મસ્વરૂપની પ્રાપ્તિ

રૂપ ધ્યાન કરવાથી ભૃકુટિ કે બ્રહ્મરંધ્રમાં લક્ષ્ય આપવાથી પ્રભુનું સાક્ષાત્ દર્શન થાય છે અને આ દર્શન છે તેજ થોડા વખતમાં પરમપદ—મોક્ષ મેળવી આપવામાં અવંધ્ય કારણ—અસાધારણ કારણ છે. ॥૬૫॥

## સુક્ષ્મબોધનું લક્ષણ કહે છે.

सम्यग्घेत्वादिभेदेन लोके यस्तत्त्वनिर्णयः ॥
वेद्यसंवेद्य पदतः सूक्ष्मबोधः स उच्यते ॥६५॥

અર્થ. સમ્યક્ હેતુના ભેદવડે લોક—વિદ્વાનોની સભા મધ્યે જે તત્વનો નિર્ણય "वेद्यसंवेद्यपदतः" જેનું સ્વરૂપ આગળ કહેવામાં આવે છે એવા વેદ્યસંવેદ્ય પદથી—સમ્યક્-ત્વથી નિશ્ચય કરવો, તેને સૂક્ષ્મબોધ કહે છે. ॥૬૫॥

**વિવેચન.** શ્રીમાન્ વાદિવૈતાળ શ્રી દેવસૂરિજી મહારાજે પ્રમાણનયતત્વા લોકાલંકાર નામનો ન્યાયનો ગ્રંથ બનાવેલ છે, આ ગ્રંથમાં હેતુઓનું સ્વરૂપ—કેટલા પ્રકારના સમ્યક્ હેતુઓ અને કેટલા પ્રકારના હેત્વાભાસો છે, તેમજ પ્રમાણ નય તથા સપ્ત ભંગીનું સ્વરૂપ વસ્તુ તત્વનો નિર્ણય કરવા જણાવેલ છે, તથા વાદ કેવી રીતે કરવો વિગેરે અનેક બાબતો ઘણી સારી રીતે જણાવેલ છે, આની અંદર હેતુનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે—અવિપરીતપણે જે સ્વરૂપ બતાવેલ છે તેને યથાર્થપણે જાણી તથા તેના ભેદો ફળ સ્વરૂપ વિગેરે જાણી તેના વડે વિદ્વાનોની સભા મધ્યે જે તત્વનો નિર્ણય કરવો "वेद्यसंवेद्यपदतः" વેદ્યસંવેદ પદથી જે તત્વનો નિશ્ચય કરવો. સમ્યકદષ્ટિ જીવ વસ્તુ તત્વનો નિર્ણય ઘણી સારી રીતે

પક્ષીઓની છાયા પડે છે છાયાને ભ્રાંતિથી કોઇ માણસ સાચા પક્ષી તરીકે માની પ્રાણીમાં પ્રવેશ કરે તેને પકડવાનો. શું તે લાભ મેળવી શકવાનો છે ? કદિ પણ તેમ મેળવી શકવાનો નથી "अतः परं" આ કારણથી ઉત્કૃષ્ટ વેદ્યસંવેદ્ય પદ આ પ્રથમની ચાર દૃષ્ટિમાં નથી. ॥૬૭॥

**વિવેચન**. અવેદ્ય સંવેદ્ય પદ–મિથ્યાત્વ. વેદ્યસંવેદ્ય પદ–સમ્યકત્વ આ ગુણ પ્રથમની ચાર દૃષ્ટિમાં આવેલ ન હોવાથી હજી ભ્રમ થવા સંભવ છે. દૃષ્ટાંત તરીકે પાણીમાં પડતી પક્ષીઓની જેમ છાયાને કોઈ અજ્ઞાની માણસ સાચા-પક્ષી તરીકે માની તેને પકડવાને પાણીમાં પ્રવેશ કરે તો શું તે માણસ પકડવાનો લાભ મેળવી શકવાનો છે ? કદિ પણ નહિ મેળવે, આ જેમ અજ્ઞાન કે ભ્રાંતિથી બને છે તે પ્રમાણે આ પ્રથમની ચાર દૃષ્ટિ પણ અવેદ્ય સંવેદ્ય પદવાળી ઉત્કટ છે, સૂક્ષ્મ બોધના અભાવને લઈ વસ્તુમાં રહેલ અનંતાધર્મો તથા સાપેક્ષ પણાને બરોબર સમજી શકતો નથી. વળી આ દૃષ્ટિમાં ગ્રંથિભેદ પણ થતો નથી આને લઈ વેદ્યસંવેદ્ય પદ તથા સૂક્ષ્મબોધ સ્થિરાદિ ચાર દૃષ્ટિમાં છે. આ સૂક્ષ્મબોધની શરૂઆત ચોથી દીપ્રાદૃષ્ટિના છેડે ચરમયથા પ્રવૃત્તિ કરણ પ્રાપ્ત થતા થાય છે. એમ યોગા-ચાર્યો જણાવે છે. ॥ ૫૩ ॥

**આમ શા માટે તેનો ઉત્તર આપે છે.**

अपायशक्तिमालिन्यं सूक्ष्मबोधविबंधकृत् ॥
नैतद्वतोऽयं तत्त्वे कदाचिदुपजायते ॥ ६८ ॥

આમ શા માટે તેનો ઉત્તર આપે છે.

अपायशक्तिमालिन्यं सूक्ष्मबोधविबंधकृत् ॥
नैतद्वतो ऽयं तत्तत्त्वे कदाचिदुपजायते ॥६८॥

અર્થ. સૂક્ષ્મ બોધને બંધ કરનાર—સૂક્ષ્મબોધ ન થવાનું કારણ નરકાદિ અપાયના હેતુઓ– અસત્ પ્રવૃત્તિઓ તેના દ્વારા થતી આત્મશક્તિની મલીનતા તેજ સૂક્ષ્મ બોધ થવામાં વિઘ્નભૂત છે, આથી આ મલીનતાવાલો પ્રાણી આ સૂક્ષ્મ બોધને મેળવી શકતો નથી, કદાચિત્ તત્વ વિષય બોધ થઈ પણ જાય તોપણ તે સુંદર તો નથી. ॥૬૮॥

**વિવેચન.** આ દીપ્રા દૃષ્ટિમા હજી પુદ્ગલીક ભાવ તરફ અસત્ પ્રવૃત્તિ થવાના અંગે આ જીવને નરકાદિ ગતિના અપાયને–દુઃખને દેનાર એવા કારણો–આશ્રવોનું સેવન કરવાથી–કર્મ બીજ વાવવાથી સૂક્ષ્મબોધ રૂપી ફળો પ્રાપ્ત થતા નથી. તેમજ આ મલિનતા વાળા જીવને તત્વવિષયક બોધ થતો નથી, પરંતુ આ દૃષ્ટિ અવંધ્યબીજ રૂપ હોવાથી ક્યારેક બોધ પણ થાય ખરો,છતાં તે બોધ ઘણો સુંદર ન હોય ॥૬૮॥

अपायदर्शनं तस्मा च्छ्रुतदीपान्न तात्त्विकम ॥
तदाभा ऽऽलंबनंत्वस्य तथापापे प्रवृत्तितः ६९॥

અર્થ. આ દૃષ્ટિવાળો જીવ પોતામાં રહેલા તાત્વિક દોષોને આગમ રૂપ દીવાથી જોઈ શકતો નથી. પરંતુ ભ્રાંત્તિથી પારમાર્થિક કર્તવ્યોની માફક કાર્યો કરે છે; કારણકે હજી બીન ઉપયોગથી પણ પાપની અંદર પ્રવૃત્તિ થાય છે. ॥૬૯॥

**વિવેચન.** સંસારની અંદર એવા પણ જીવો પડયા છે કે માત્ર ઉપરના દેખાવ ખાતર એવો ઠઠારો કરે છે કે

તેને જોઈ બીચારા બાહ્યદૃષ્ટિવાળા જીવો તેમાં ફસાઈ જાય છે, અને માને છે કે આતો માહાત્મા ખરેખર ચોથા આરાની વાનકી રૂપ છે, ભલે એકવાર એવા ભોળા જીવોને છેતરી પોતાની વાહવાહ બોલાવે, આવા બાહ્ય આડંબરી જીવો તાત્વિક દૃષ્ટિથી પોતામાં રહેલા દોષોને શ્રુતજ્ઞાન-રૂપ પ્રદીપથી જોઈ શકતા નથી, પરંતુ ભ્રાંતિથી પરમાર્થના જેવી ક્રિયા કરવાનો ડોળ કરે છે. આ પ્રમાણે પોતામાં રહેલા દોષોને નહિ જોવાથી આના ઉપયોગથી પાપમાં પ્રવૃત્તિ કરે છે. સારાંશ એ છે કે સૂક્ષ્મ બોધ ન હોવાથી આ દૃષ્ટિવાળો જીવ હજી પોતામાં રહેલા દોષોને જોતા શીખ્યો નથી. ।।૬૯।।

**अतोऽन्यदुत्तरास्वस्मा त्पापे कर्मागसो ऽपि हि ॥**
**तप्तलोहपदन्यासतुल्पा वृत्तिः क्वचिद्यदि ॥७०॥**

અર્થ "अताऽन्यत्" અવેદ્ય સંવેદ્ય પદથી અન્ય જે વેદ્યસંવેદ્યપદ "उत्तरासु" સ્થિરાદિ ચાર દૃષ્ટિમાં હોય છે, આવેદ્યસંવેદ્યપદથી કદાચ કર્મસંયોગને લઈ પાપની અંદર પ્રવૃત્તિ કરે તો પણ તે પ્રવૃત્તિ તપાવેલા લોઢાના ગોળા ઉપર પગના મુકવા જેવી કરે છે, વાસ્તવિક રીતે તો તે અસત્ પ્રવૃત્તિ કરતોજ નથી પણ કદાચ કરે તો અત્યંત પાપથી ડરતો ડરતો કરે છે. ।।૭૦।।

**વિવેચન.** અવેદ્યસંવેદ્યપદ–એટલે મિથ્યાત્વ. વેદ્ય સંવેદ્યપદ એટલે સમ્યકત્વ. આ સમ્યકત્વ ગુણ સ્થિરાદિ ચાર દૃષ્ટિમાં હોય છે, આ ગુણને લઈ આ દૃષ્ટિવાળો જીવ પાપના કોઈપણ કામમાં–હિંસાદિ વિગેરેમાં પ્રવૃત્તિ કરતો

નથી. કદાચ કર્મસંયોગને લઇ પ્રવૃત્તિ થઈ જાય તો તે લોઢાના તપાવેલા ગોળા ઉપર જેમ પગ મુકવો તેના જેવી હોય. અર્થાત્ પાપ પ્રવૃત્તિ કરતા ઘણોજ ડરે છે, ચાલતા સુધિ તો કરતો નથી. અને કદાચ પ્રવૃત્તિ કરે તો હદપારનો પશ્ચાતાપ તેને હોય છે. ॥૭૦॥

## આમ હોવાનું કારણ બતાવે છે.

वेद्यसंवेद्यपदतः संवेगातिशयादिति ॥
चरमैव भवत्येषा पुनर्दुर्गत्ययोगतः ॥७१॥

અર્થ. વેદ્યસંવેદ્યપદને લઈ આજીવને અતિશય વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને આ વૈરાગ્યને લઈ આ પાપપ્રવૃત્તિ છેલ્લી છે,કારણકે હવે પછી તેની ફરીથી દુર્ગતિ થવાની નથી.॥૭૧॥

**વિવેચન.** વેદ્યસંવેદ્યપદ, કે જેનું સ્વરૂપ આગળ કહેવામાં આવે છે. આ પદને લઈ આદષ્ટિવાળા જીવને અતિશય વૈરાગ્ય થાયછે, અને આ વૈરાગ્યને લઈ હવે આ જીવની આ છેલ્લીજ પાપપ્રવૃત્તિ છે, કારણ કે હવે ફરી દુર્ગતિ તેની થવાની નથી, અહિં વાદિ શંકા કરે છે કે, આ તમારૂ કહેવું ઠીક નથી, કારણકે શ્રેણિકાદિના ઉદાહરણથી તથા જેઓ સમ્યકત્વથી પતિત થઈ ગયા છે; એવા અનંતાજીવો અનેક વાર દુર્ગતિમાં ગયા છે, તો પછી છેલ્લી વારની દુર્ગતિ છે તે કેમ કહેવાય. આનો ઉત્તર આપતાં કહે છે કે, આ તમારૂં કહેવું ઠીક નથી. અમારો અભિપ્રાય તમો જાણતા નથી. અહિં જે વેદ્યસંવેદ્યપદ કહેલ છે તે ક્ષાયિકસમ્યકત્વને આશ્રિ કહેલ છે, નિશ્ચયથી વેદ્યસંવેદ્યપદ તેજ કહેવાય છે,

આ અભિપ્રાયથી અમોએ વ્યવહાર કરેલ છે, વળી આ ક્ષાયિક સમ્યકત્વ હોતે છતે દુર્ગતિ ફરી મળતી નથી, બાકી ઉપશમ કે ક્ષયોપશમ સમ્યકત્વપતનસ્વભાવવાળા હોવાથી દુર્ગતિ મળી શકેછે, પણ ક્ષાયિક સમ્યકત્વ પતન સ્વભાવ વાળું ન હોવાથી તે પ્રાપ્ત થયા પછી ફરી દુર્ગતિ મળતી નથી, વાદિ; તો પછી શ્રેણિકરાજાને ક્ષાયિકસમ્યકત્વ છતાં દુર્ગતિ કેમ મળી ? ઉત્તર-સમ્યકત્વ પામ્યા પહેલા આયુષ્ય-નામ કર્મનો બંધ પડી જવાથી દુર્ગતિ મલીછે, અથવા નરક ગતિમાં ગયા છતાં માનસીક દુઃખ નહોવાથી તે દુર્ગતિજ ન કહેવાય. જેમ વજાના તંદુલને પકાવવાથી તે કદિપાકતા નથી, અંદર જરાપણ વિકાર થતો નથી, તે પ્રમાણે અંતઃકરણમાં શ્રેણિકરાજાને જરાપણ દુઃખ સંબંધી વિકાર ન થવાથી તે દુર્ગતિજ નથી અથવા, આ વાત એકાંતથી પકડવી તે સારી નહિ. પ્રાયિક તે વાત જાણવી, આથી શ્રેણિક રાજાને છોડી બીજા માટે આ વાત સમજવી કે ક્ષાયિકસમ્યકત્વ પ્રાપ્ત થયા પછી ફરી દુર્ગતિ મળતી નથી. આ વેદ્યસંવેદ્યપદથી જુદું અવેદ્યસંવેદ્યપદ છે તેનું સ્વરૂપ હવે બતાવે છે. ॥૭૧॥

## પરમાર્થપદ બતાવે છે,

अवेद्यसंवेद्यपद मपदंपरमार्थतः ॥
पदं तु वेद्यसंवेद्य पदमेवहि योगिनाम् ॥७२॥

અર્થ. અવેદ્યસંવેદ્યપદ છે તે પરમાર્થથી અપદ છે. પરંતુ વેદ્યસંવેદ્ય પદ છે તેજ યોગિમહાત્માઓનું ખરૂંપદ છે ॥૭૨॥

**વિવેચન.** અવેદ્યસંવેદ્યપદ એટલે મિથ્યાદષ્ટિના

આશયનું-હૃદયનું સ્થાન છે, અર્થાત્ મિથ્યાદષ્ટિનું જ્ઞાન-આ જ્ઞાન છે તે વાસ્તવિક "अपदं" છે, યથાસ્થિત વસ્તુતત્ત્વની પ્રાપ્તિને કરાવનાર નથી. પરંતુ " पदंतु, पदं," વેદ્યસંવેદ્યપદ છે તેજ પદ છે, આ પદ યોગિમહાત્માઓનું હોય છે, વસ્તુ તત્ત્વને જાણનાર એવા સમ્યકત્વદૃષ્ટિ મહાત્માઓનુંજ આપદ છે, આપદનું અન્વર્થ લક્ષણ આગળ કહેવામાં આવેછે. ॥૭૨॥

આજ બીના જણાવે છે,

वेद्यं संवेद्यते यस्मि न्नपायादि निबन्धनम् ॥
तथाऽप्रवृत्ति बुध्यापि स्त्र्यागमविशुध्धया ॥७३॥

અર્થ. વેદ્ય કહેતા જ્ઞાનથી ગ્રહણ કરવા લાયક એવો પદાર્થ ક્ષયોપશમના અનુસરે જાણીએ જે પદછતાં-જે જ્ઞાન છતાં તે વેદ્યસંવેદ્યપદ, આ પદ કેવું છે તો કહે છે, સ્વર્ગ, નરકાદિના સ્વરૂપને જણાવનાર છે, તથા શ્રુતજ્ઞાનથી દૂરકરેલ છે વિપરીતમલ જેણે આવી નિર્મળ બુદ્ધિથી સ્ત્રી વિગેરેનું ખરૂ સ્વરૂપ જાણવાથીતથા "अप्रवृत्ति बुध्या"કહેતા.અસત્પ્રવૃત્તિને ત્યાગ કરવાની બુદ્ધિ જેનાથી થાયછે,તેવેદ્યસંવેદ્યપદછે.॥૭૩॥

**વિવેચન.** વેદ્યસંવેદ્યપદના સ્વરૂપને જણાવતા શાસ્ત્ર-કાર મહારાજ જણાવે છે કે જાણવાલાયક એવા ઘટપટાદિ પદાર્થો,તથા નરક,સ્વર્ગ. મનુષ્ય વિગેરે ગતિના કારણો તથા અસત્પ્રવૃત્તિવાળી બુદ્ધિથી થતા ગેરલાભો તથા સ્ત્રી પુત્રધન ધાન્ય વિગેરે વસ્તુથી થતા કર્મબંધનો જે શ્રુત જ્ઞાનવાળી નિર્મળ બુદ્ધિથી સંવેદ્યતે જાણીએ ક્ષયોપશમના અનુસારે જેથી તેવેદ્યસંવેદ્યપદછે,અહિં મૂળસૂત્રમાં સ્ત્રીનું ગ્રહણ કરેલ

છે, તેથી એમ જણાવે છે કે, કર્મબંધનમાં મુખ્યકારણ સ્ત્રી છે. બુદ્ધિમાન મનુષ્યો પણ સ્ત્રીના પાસમાં સપડાઈ જાય છે એમ જણાવવા મૂળપાઠમાં સ્ત્રીનું ગ્રહણ કરેલ છે. ॥ ૭૩ ॥

तत्पदं साध्ववस्थानाद् भिन्नग्रंथ्यादिलक्षणम् ॥
अन्वर्थयोगत स्तंत्रे वेद्यसवेद्यमुच्यते ॥७४॥

અર્થ. સારી રીતે વસ્તુ તત્ત્વના નિશ્ચયથી રાગદ્વેષરૂપી ગ્રંથિને ભેદવારૂપ આપદ છે, અન્વર્થયોગથી સિદ્ધાંતમાં "वेद्यंसंवेद्यते अनेन" જાણવા લાયક જાણી એ જેનાવડે તેને વેદ્યસંવેદ્યપદ કહેછે, અર્થાત્ આને સમ્યક્દર્શન કહેછે.॥૭૪॥

**વિવેચન.** "पदनात् पदं" આશય; કે સ્થાન, સારી રીતે વસ્તુતત્ત્વના નિશ્ચયથીસમ્યક્–સારીરીતે શુદ્ધ આશયથી રાગદ્વેષરૂપીગાંઠને ભેદવાથી પ્રાપ્ત થયું છે ખરૂ સ્વરૂપ જેને એવું આપદ સાર્થક–ગુણ નિષ્પન્ન વેદ્યસંવેદ્યપદ શાસ્ત્રમાં જણાવેલ છે, વેદ્યં સંવેદ્યતે અનેન જાણવા લાયક વસ્તુનો નિશ્ચય જેના વડે યથાર્થ કરાવે તેજ આ સમ્યક્દર્શન–વેદ્યસંવેદ્યપદ છે. જ્યાં સુધી સમ્યકત્વની પ્રાપ્તિ થતી નથી ત્યાંસુધી વસ્તુતત્ત્વનો યથાર્થબોધ થતો નથી. આ સૂક્ષ્મબોધ ચોથી દૃષ્ટિમાં થતો નથી. ॥૭૪॥

## આ પદથી ભિન્નપદ બતાવે છે.

अवेद्यसंवेद्यपदं विपरीतमतो मतम् ॥
भवाभिनन्दिविषयं समारोपसमाकुलम् ॥७५॥

અર્થ. અવેદ્યસંવેદ્ય પદ છે તે પહેલાં કરતાં વિપરીત કહેલ છે, સમારોપ સમાકુલં કેતા વિપરીત જ્ઞાનથી યુક્ત

અને ભવાભિનંદિ વિષયવાળું છે, અર્થાત્ ભવાભિનંદિ જીવે અંગિકાર કરેલું આઅવેદ્યસંવેદ્યપદ–મિથ્યાજ્ઞાનછે તેમ સમજવું ॥ ૭૫ ॥

**વિવેચન.** વેદ્યસંવેદ્યપદ કરતાં આ અવેદ્ય સંવેદ્યપદ છે તે વિપરીત છે–મિથ્યાત્વ છે, અને આ મિથ્યાત્વને લઇ અવેદ્ય કહેતા નહિ જાણવા લાયક એવી પુદ્ગલીક વસ્તુમાં રાતદિવસ માથા માર્યા કરે પણ જે જાણવા લાયક આત્મકલ્યાણને કરનાર તત્ત્વાદિ સ્વરૂપ જે સત્ય છે તેને જાણવા પ્રયત્ન ન કરે તથા પ્રકારના પરિણામ નહોવાથી, અજ્ઞાનાવરણ ક્ષયોપશમના અનુસારે તત્ત્વ વિષય નિશ્ચય બુદ્ધિ ન થવાથી મૃગતૃષ્ણામાં પાણીની ભ્રાંતિ જેમ થાય છે, તેની માફક–આ પદથી તાત્વિકબોધ થતો નથી, અને જેનું સ્વરૂપ આગળ કહેવામાં આવે છે એવા ભવાભિનંદિ જીવ કે જેને સંસારમાંજ આનંદ આવેછે, તેની માફક મિથ્યાત્વ દોષથી વિપરીત પ્રવૃત્તિ કરતાં નરકાદિ ગતિ તરફ પ્રયાણ કરે છે, જો કે મિત્રાદિ દૃષ્ટિમાંઅવેદ્યસંવેદ્ય પદશિથિલ છે તોપણ આદરવા લાયક તથા જાણવાલાયક વસ્તુને યથાર્થ ન જાણવાથી વિપરીત પ્રવૃત્તિ કરી ચારગતિરૂપ સંસારમાં અવેદ્યસંવેદ્યપદવાળોપરિભ્રમણ કરે છે. ॥ ૭૫ ॥

### ભવાભિનંદિ જીવનું લક્ષણ કહે છે.

क्षुद्रो लाभरति र्दीनो मत्सरी भयवान शठः ॥
अज्ञो भवाभिनन्दि स्यान्निष्फलारंभसंगतः ॥७६॥

અર્થ. કૃપણ–યાંચાશીલ, દીન નિરંતર અકલ્યાણને જોનાર, મત્સરી–પરના ભલામાં રાજી નહિ, ભયવાન્–નિરં-

તર બીકણુ, શઠઃ—માયાવી, અજ્ઞો—મૂર્ખઃ ભવાભિનંદિ સંસાર ને બહુ માનનારો, આવા માણસના આરંભેલાકાર્યો કદિપણ પૂર્ણ થતા નથી, કારણકે સર્વ જગ્યાએ અપારમાર્થિકવસ્તુમાં જ આગ્રહી હોય છે. ॥૭૬॥

**વિવેચન.** જ્યાંસુધિ પુદ્‌ગલીક વસ્તુમાં રાચવાપણું હોય, સંસારને જ સુખનું સ્થાન માની તેમાંજ રાતદિવસ પ્રવૃત્તિ કરતો હોય તેને સૂક્ષ્મબોધ—યા સમ્યકત્વની પ્રાપ્તિ ક્યાંથી થાય? અસ્થિર વસ્તુને સ્થિર માની દાન દેવામાં કૃપણુતા તે કરે છે, ૧. તે વસ્તુ મેળવવા દરેક જણ પાસે યાચના કરે છે. ૨. દીનતાને લઇ નિરંતર અકલ્યાણુને જોવે છે, ૩. પરના ભલામાં રાજી નહિ, ૪. નિરંતર ભયનેજ જોનાર, ૫. ગમે તે રીતે પ્રપંચ કરી વસ્તુ મેવળનાર. ૬. વસ્તુતત્વને નહિ સમજનાર મૂર્ખ, ૭. સંસારને જ બહુ બહુ માનનાર, સંસારમાં જ સર્વ વાતની અનુકુલતા એજ મોક્ષ માનનાર, ૮. આવા જીવને ભવાભિનંદિ કહેછે, આ જીવ પુદ્‌ગલીક વસ્તુ મેળવવા ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તેમાં તે ફળીભૂત થતો નથી, દરેક વસ્તુની અનુકુલતા મેળવવી તે પુણ્યને આધિન છે, અને પુણ્યની પ્રાપ્તિ પરોપકારાદિ સત્કાર્યો કરવાથી મળેછે,તેમાં તેને અતત્વ બુદ્ધિ —અસત્ બુદ્ધિનો આગ્રહ થવાથી પ્રવૃત્તિ કરતો નથી. ॥૭૬॥

## જો આમ છે તો શું સમજવું.

इत्यसत्परिणामानु   विद्धो वोधो न सुंदरः ॥
तत्संगादेव नियमा   द्विपसंपृक्तकान्नवत् ॥७७॥

અર્થ. આ પ્રમાણે ભવાભિનંદિના અસત્ પરિણામથી યુક્ત જે બોધ છે તે સારો નથી. કારણકે ભવાભિનંદિના અસત્પરિણામના સંબંધને લઈ નિયમે કરી ઝેર વડે કરી મિશ્રીત અન્ન જેમ ઝેરરૂપ જ ગણી ઉપયોગમાં આવતું નથી. તે પ્રમાણે આ બોધ પણ નકામો સમજવો. ॥૭૭॥

**વિવેચન.** એકતરફ વસ્તુતત્વ જાણવાનોબોધ કરવો. અને બીજી બાજુ પુદ્ગલીક વસ્તુ મેળવવા અનેક પ્રપંચો કરવા, એક બાજુ વસ્તુમાં રહેલ અનિત્યત્વ, ક્ષણિકત્વ, અસારત્વ વિગેરેનો ઉપદેશ આપી તેના પ્રતેની આસક્તિ દૂર કરવા ઉપદેશ આપવો, અને બીજી બાજુ તે અસાર વસ્તુ મેળવવા પ્રયત્ન કરવો.આ ઉપદેશ પોથીમાંના રીંગણા જેવો કોને અસર કરે. ભવાભિનંદિની અસત્ પ્રવૃતિવાળો બોધ તે વાસ્તવિક બોધ જ નથી, વિવક્ષિત પરિણામના સંબંધને લઈ નિયમે કરી અન્નમાં ઝેર ભળવાથી વાસ્તવિક તે અન્નજ ન કહેવાય. તે પ્રમાણે આ બોધ પણ સુંદર ન કહેવાય. ॥ ૭૭ ॥

## આનું ફળ બતાવે છે.

एतद्वन्तोऽत एवेह विपर्यासपरा नराः ॥
हिताहितविवेकान्धा खिद्यन्ते सांप्रतेक्षिणः ॥७८।

અર્થ. આ અવેદ્યસંવેદ્ય પદવાળા જીવો મિથ્યાત્વપણાને લઇ પુદ્ગલીક વસ્તુમાંજ આનંદ માનનારા હોવાથી તેઓ આલોકમાં વિપરિત પ્રવૃત્તિ કરવામાં તત્પર રહે છે, તેમજ આ હિતકારી છે કે અહિતકારી છે તેનો વિવેક કરવાને

–જાણવાને છતિ ચક્ષુએ અંધ બનેલાછે, અને વર્તમાન સુખને જોનારા એવા જીવો ભવિષ્યમાં ખેદ પામે છે. ॥૭૮॥

**વિવેચન.** પાણી પીવાની ઇચ્છાએ મૃગો મૃગતૃષ્ણિકા –ઝાંઝવા તરફ દોડે છે, પણ આખરે તેઓ નિરાશ બને છે, કારણ કે જ્યાં પાણી ન હતું ત્યાં ભ્રાંતિથી પાણી મનાયું હતું, આની માફક અવેદ્યસંવેદ્યપદવાળા–મિથ્યા જ્ઞાનવાળા બુદ્ધિના વિપર્યાસપણાને લઈ અહિતકારી પુદ્ગલીક પ્રવૃત્તિઓને હિતકારી માને છે. અને હિતકારી આત્મકલ્યાણ માટેની પ્રવૃત્તિને અહિતકારી માને છે. કારણ કે વિવેકરૂપી ચક્ષુ તેઓ ગુમાવી બેઠેલાછે, આને લઇ તેઓ છતિ ચક્ષુએ અંધ ગણાય છે. વળી વર્તમાન સુખનેજ માનનારા "આ ભવ મીઠા પરભવ કોણે દીઠા "આવી માનતાવાળા હોવાથી પાંચે ઇંદ્રિયોના પુદ્ગલીક સુખરૂપી પાણી તરફ પ્રવૃત્તિ કરે છે. પણ પરિણામે સુખરૂપી પાણી નહિ મલવાથી પક્ષઘાત ભગંદરાદિ રોગો તેમાંથી ઉલટા મળવાથી મૃગની માફક પશ્ચાતાપ કરે છે. ॥૭૮॥

### આજ વાત જણાવે છે.

जन्ममृत्युजराव्याधि रोगाशोकाद्युपद्रुतम् ॥
वीक्षमाणा अपि भवं नोद्विजन्तेऽतिमोहतः ।७९॥

અર્થ. જન્મ, મરણ,જરા. વ્યાધિ–કોઢાદિ,રોગ અજીર્ણ અતિસાર વિગેરે, શોક ઇષ્ટ પુરૂષનો વિયોગ, આદિ શબ્દથી ભૂતની પીડા વિગેરે. આ વિગેરે અનેક દુખોથી પીડાતા અનેક જીવોને સંસારમાં જોવે છે. છતાં આજીવ મોહને લઈ ઉદ્વેગને પામતો નથી–વૈરાગ્યને પામતો નથી. ॥૭૯॥

**વિવેચન.** જ્ઞાનિ પુરૂષો આપણને વારંવાર ચેતાવે છે કે મહાનુભાવો જરા તપાસ તો કરો કે સંસારમાં સુખ ક્યાં છે? વિષયજન્ય સુખ એક મધુનાબિંદુ જેટલું છે. પણ તેના અંગે દુખ કેટલું તેનો જરા વિચાર કરો. પ્રથમ જન્મ સંબંધી દુખ, એક નાના સરખા જન્મસ્થાનમાંથી બહાર નીકળતાં જે દુઃખ થાય છે તે તો તેનો આત્મા જ જાણે છે, મરણ સંબંધી દુખ પણ કાંઇ ઓછુ નથી. અંતસમયે જીવ આ શરીરમાંથી જાય છે, ત્યારે જે દુખ થાય છે તે પણ તેનો આત્માજ જાણે છે, તેમજ જરા—વૃદ્ધાવસ્થા, તેના દુખો વૃદ્ધપુરૂષોને જોઇને ખાત્રી કરો, વ્યાધિ—કોઢ, ભગંદર વિગેરેથી પીડાતા જીવોને તપાસો, રોગો—અજીર્ણ—સંઘયણી વિગેરે, શોક—ઇષ્ટ એવા પુત્ર સ્ત્રી વિગેરેના વિરહથી ઉત્પન્ન થએલ ચિત્તનો વિકાર. આદિ શબ્દથી ભૂત-પ્રેત વિગેરેનો ઉપદ્રવ. આ વિગેરે અનેક દુઃખોનો અનુભવ આ જીવ એક વિષયસુખના બિંદુ માટે કરે છે. અને બીજા જીવો પણ આ વિષયસુખથી અનેક દુઃખોનો અનુભવ કરે છે એમ પ્રત્યક્ષ રીતે જોવે છે છતાં આ જીવને મોહરૂપી એવો કોઈ વિચિત્ર ગ્રહ વળગ્યો છે કે જેને લઈ—ઉદ્વેગને—વૈરાગ્યને પામતો નથી. ॥૭૯॥

**વળી આ જીવો શું કરે છે તે બતાવે છે.**

कुकृत्यं कृत्यमाभाति कृत्यं चाकृत्यवत्सदा ॥
दुःखे सुखधियाकृष्टा कच्छूकण्डूयकादिवत् ॥८०॥

અર્થ. વિપરીત બુદ્ધિવાળા જીવો, કુકૃત્ય—જીવ હિંસા વિગેરે આરંભોને કૃત્ય—કરવા યોગ્ય જોવે છે. અને કૃત્ય—

અહિંસા અનારંભાદિ વિગેરેને મોહને લઈ અકૃત્ય–અકરવા યોગ્ય જોવે છે, તથા દુઃખમાં–વિષયાદિ પ્રવૃત્તિમાં સુખની બુદ્ધિવડે ખેંચાએલા જીવો કચ્છૂ–પામા–ખસ તેને કંડૂયકા–ખણુવાવાળા પ્રાણીઓની માફક હેરાન થાય છે. ॥૮૦॥

**વિવેચન.** જેમ ધતુરાનાપાન કરવાથી માણસતમામ વસ્તુને વિપરીત જોવે છે, મદિરાના પાન કરવાથી કૃત્યાકૃત્યને જોઇ શકતો નથી, તેવી રીતે મોહરૂપી મદીરના પા નથી આ જીવ કુકૃત્ય––જીવ હિંસા, અસત્ય, ચૌરી; મૈથુન, પરિગ્રહ વિગેરેને કરવા યોગ્ય કૃત્યની માફક માની તેમાં પ્રવૃત્તિ કરે છે, તેમજ કૃત્ય–કરવા યોગ્ય અહિંસા સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અકિંચનપણું વિગેરેને અકૃત્યની માફક માની તેની તરફ પ્રવૃત્તિ કરતો નથી. દુઃખમાં–અનેક પ્રકારના આરંભ સમારંભાદિમાં સુખની બુદ્ધિવડે પ્રવૃત્તિ કરે છે, જેમ કોઇ માણસને ખસ થવાથી તેની આવતી મીઠી ચળ તેને દૂર કરવા ખુબ ખંજોલેછે સુખની બુદ્ધિથી, પણ ચળ ઓછી થતી નથી, અને પરિણામે હાથમાં અનેક પ્રકારના ચાંદા પડી જવાથી જેમ હેરાન થાય છે, આહીં મૂલસૂત્રમાં પડેલ આદિ શબ્દવડે કોઢ રોગવાળો લેવો. આ કોઢીઓ કોઢના ચાંદામાં પડેલા કૃમિયા, તેના દુખથી મુક્ત થવા અગ્નિનું સેવન કરતાં જેમ દાઝી જવાથી હેરાન થાય છે. તે પ્રમાણે આ જીવ મોહથી હેરાન થાય છે. ॥૮૦॥

આજ વાતને સ્પષ્ટ કરતાં જણાવે છે.

यथा कण्डूयनेष्वेषां धी र्न कच्छूनिवर्तने ॥
भोगांगेषु तथैतेषां न तदिच्छा परिक्षये ॥८१॥

અર્થ. જેવી રીતે ખરજવાલાને ખરજ ખણવામાં જે બુદ્ધિ છે-લગ્ની લાગી છે, તેવી બુદ્ધિ ખસ દૂર કરીને સુખી થવામાં નથી. તેવી રીતે ભવાભિનંદિ જીવોનીબુદ્ધિ ભોગના જે અંગો છે. સ્ત્રી, વસ્ત્ર, ગંધ. સુંદર આહારાદિ વિગેરે મેળવવા જે લગ્ની લાગી છે, તેવી ભોગની ઇચ્છા મૂલથીજ નાશ થાય તેના માટે પ્રવૃત્તિ કરતા નથી. ॥૮૧॥

**વિવેચન.** ભવાભિનંદ જીવનું સ્વરૂપ દ્રષ્ટાંતથી જણાવે છે કે. કોઇ એક ખસ-ખરજવાળો જીવ તેને ખરજ ઘણી આવવાથી ખુબ નખવડે આંગળાને ખણવા લાગ્યો, આખરે નખો પણ ક્ષીણ થઇ જવાથી ખરજને ખણવા સારૂ સાંઠીની શોધમાં ફરે છે, પણ તે જે જગ્યાએ રહે છે ત્યાં રેતીવાળી જમીન હોવાથી ખણવા માટે સાંઠી ન મળી. એટલામાં ભિક્ષાપુટિક, તથા ઔષધ આપીને ગ્રહણ કરેલ છે ઘાસનો પુળો જેણે એવા વૈદ્યરૂપ વટેમાર્ગુનું દર્શન થયું, આ ખરજ-વાળા માણસે તેની પાસેથી એક તૃણ-સાંઠીની માગણી કરી. તેણે એક સાંઠી આ માણસને આપી, આમાણસ હૃદયથી ઘણોજ ખુશી થયો અને વિચારવા લાગ્યો કે ધન્ય છે આ માણ-સને,કે જેની પાસે આટલા બધા કંડૂયનો-ખરજ ખણવાની સાંઠીઓ છે, પછી તેણે આ વટેમાર્ગુને પુછ્યું,ભાઇ આટલા બધા કંડુયનો ક્યાં મળે છે, તેણે જવાબ આપ્યો કે લાટ દેશમાં, પણ તને આની જરૂર શું છે? આ માણસે ઉત્તર આપ્યો કે ખરજ ખણવાનો વિનોદઆથી કરવાનોછે, પથિક કહે છેકે જોઆમ છે તો પછી કંડુયનોની-સાંઠીઓની જરૂર શું છે-તારી ખરજ સાત રાત્રિમાંજ દૂર કરી દઉં, ત્રિફલાનો

પ્રયોગ કર, આ માણસ ઉત્તર આપે છે કે ખરજ ચાલી જાય તો પછી ખણવાના વિનોદના અભાવે જીવિતવ્યનું ફળ શું? માટે ત્રિફળાની મને જરૂર નથી. પણ કંડુયનો–સાંઠીઓ ક્યાં મળે છે એજ કહે. આ આશ્લોકનો ગુઢાર્થ છે, શબ્દાર્થ બતાવે છે. જેમ આખરજ વાળાની ઇચ્છા કંડુયનમાં હતી–ખણવાના સાધનમાં હતી, ખરજ દૂર કરવામાં નહતી, તેવી રીતે આ ભવાભિનંદિ જીવોની ઇચ્છા ભોગની નિવૃત્તિ માટે નથી પણ ભોગના સાધનો મેળવવામાં છે, વૃધ્ધાવસ્થા થએ છતે તત્વના અજાણપણાને લઈ વાજીકરણ–વીર્યવર્ધક રસાયણ તથા પૂર્ણચંદ્રોદયની ગોલીઓ વિગેરે દવાઓ ખાઇ શરીરમાંથી ગએલી તાકાદ તથા વીર્યને ફરી લાવવા વિષયભોગભોગવવા માટે પ્રયત્નો કરેછે. મૂલ સૂત્રમાં ઇચ્છા શબ્દનું ગ્રહણ કરેલછે, તેથી ભોગક્રિયા પણ અંગીકાર કરવી.ખરજ તથા ભોગેચ્છાને દૂર કરવા તેના ઉપાયો શોધવાની વાત પ્રથમની ચારદૃષ્ટિમાં બરાબર સમજાતી નથી, તેથી ખરજને દૂર કરવા સારૂ ખણવાનો ઈલાજ શોધે છે, પણ ખરજ ન આવે તેવો ઉપાય શોધવાનો વિચાર સમ્યક્બોધ વગર તેને થતો નથી અને અનેક પ્રકારની પાપચેષ્ટા કરીને અનેક પ્રકારનું કર્મમાલિન્ય અવેદ્યસંવેદ્યપદમાં વર્તતો પ્રાણી એકઠું કરે છે, અને મનુષ્યજન્મનો લાભ પરમપદ મેળવવાને બદલે સંસાર વધારી મુકે છે. ॥૮૧॥

### આનું ફળ જણાવે છે.

आत्मानं पाशयंत्येते सदाऽसच्चेष्टया भृशम् ॥
पाप धूल्या जडाः काय मविचार्यैव तत्त्वतः ॥८२॥

અર્થ. પૂર્વે કહી ગયા એવા ભવાભિનંદિ જીવો નિરંતર ખરાબ ચેષ્ટાવડે પોતાના આત્માને કર્મરજ વડે અત્યંત બાંધે છે, તથા જ્ઞાનાવરણીયાદિ રૂપ પાપધૂલીવડે મંદા એવા તે પરમાર્થથી કાર્યનો વિચાર કર્યા વગર વિષયાદિ ક્ષણિક સુખની આસક્તિવડે પોતાના આત્માને કર્મથી આછાદિત-વ્યાપ્ત કરી દે છે, ॥૮૨॥

**વિવેચન.** વસ્તુતત્ત્વના સૂક્ષ્મબોધ વગર વિષયાદિ ક્ષણિક સુખમાં આ જીવ વારંવાર પ્રવૃત્તિ કરે છે, અને આ સંસારને જ સુખરૂપ માને છે. આને લઈ નિરંતર પ્રાણાતિપાતના આરંભરૂપ અસત્ચેષ્ટાવડે આજીવો પોતાના આત્માને અત્યંત કર્મથી બાંધે છે, તેમજ કર્તવ્યાકર્તવ્યનો બોધ ન હોવાથી જડા-મુર્ખા એવા જીવો વાસ્તવિક કાર્યનો વિચાર કર્યા વગર ક્ષણિક વિષયસુખમાં આસક્ત બની પાપરૂપ ધૂલી-જ્ઞાનાવરણીયાદિ કર્મરૂપ ધૂલીથી પોતાના આત્માને ગુંઠિત-આછાદિત કરી દે છે, ॥૮૨॥

### આજ વાત જણાવે છે.

धर्मबीजं परंप्राप्य मानुष्यं कर्मभूमिषु ॥
न सत्कर्मकृषावस्य प्रयतन्तेऽल्पमेधसः ॥८३॥

અર્થ કર્મભૂમિષુ કે ભરતાદિ ક્ષેત્રમાં ધર્મ બીજનું ઉત્કૃષ્ટ કારણ એવું મનુષ્યદેહને પામી સતકર્મ કૃષિ-ધર્મ બીજને સ્થાપન કરવારૂપ ખેડીત ભૂમિમાં ધર્મબીજ નાખવાને મંદ બુદ્ધિવાળા જીવો પ્રયત્ન કરતા નથી. ॥૮૩॥

**વિવેચન.** ધર્મબીજની વાવણી કરવાને લાયક આજ

આર્યભૂમિ લાયક ગણાય છે. અનાર્યદેશ આર્યભૂમિ કરતાં ઘણો મોટો છે. પરંતુ ધર્મબીજની વાવણી કરવા માટે તે લાયક નથી. ધર્મ એવા શબ્દો તેઓના કાને કે સ્વપ્નામાં પણ પડતા નથી, માટે આર્યદેશ છે તેજ આત્મ કલ્યાણમાં મદદગાર છે, આજ ભૂમિમાં, ધર્મબીજનું ઉત્કૃષ્ટ કારણભૂત એવો મનુષ્ય દેહ પામીને, ભરતાદિ આર્યભૂમિમાં સતકર્મ–સારા સારા કર્મ કરવારૂપ ખેડ કરી તેમાં ધર્મ-બીજને દાખલ કરવાની ખાસ જરૂર છે. કે જેથી ભવિષ્યમાં મહાન્‌લાભમળે,પણ અલ્પબુદ્ધિવાળા વર્તમાનસુખને જોનારા જીવો ધર્મબીજને વાવવા પ્રયત્ન કરતા નથી, અને આખરે ઉત્તમ એવો મનુષ્ય જન્મ તે બીચારા હારી જાય છે. ॥૮૩॥

આ જીવો શું કરે છે તે કહે છે.

वडिशामिषत्र तुच्छे कुसुखे दारुणोदये ॥
सक्तास्त्य जन्तिसच्चेष्टां धिगहो दारुणं तमः ॥८४॥

અર્થ. માછલાના ગળાના માંસની માફક તુચ્છ એવા ભોગ સુખમાં કે જેનો વિપાક ઘણોજ ભયંકર છે. તેમાં આસક્ત બનેલા જીવો ધર્મના સાધનોને છોડી દે છે, આ કર્મનો દોષ છે, ધિક્કાર પડો તેઓને કેટલી બધી અજ્ઞા-નતા છે. ॥૮૪॥

**વિવેચન.** શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે જુવો તો ખરા, જીવોની કેટલી બધી અજ્ઞાનતા–મુર્ખતા, જેનાથી લાભ થવાનો છે એવી સચ્ચેષ્ટા–ધર્મના સાધનો કે જેનાથી પોતાનો ઉદય થવાનો છે તેને છોડી દે છે, અને માછલાના ગળાના માંસની માફક તુચ્છ, ભવિષ્યમાં જેનોવિપાક ઘણો

ખરાબ છે એવા વિષયભોગમાં આસક્ત બની પોતાના કર્ત-વ્યને ભુલી જાય છે, આ કેટલી બધી અજ્ઞાનતા છે.॥૮૫॥

આ વાતનો હવે ઉપસંહાર કરે છે.

अवेद्यसंवेद्यपद मान्ध्यं दुर्गतिपातकृत् ॥
सत्संगागमयोगेन जेयमेतन्महात्मभिः ॥ ८५ ॥

અર્થ. જેનું સ્વરૂપ પહેલા કહી આવ્યા છીએ એવું અવેદ્યસંવેદ્યપદ છે તે અંધતાને આપનાર છે, તેમજ દુર્ગ-તિમાં પાડનાર છે, માટે મહાત્માઓએ સતગુરૂના સમા-ગમથી તથા આગમ–સિદ્ધાંતના બોધવડે આ અવેદ્યસંવેદ્ય પદ છે તેને જીતિ લેવું. ॥૮૫॥

**વિવેચન.** સત સમાગમની જરૂર દરેક દર્શનકારો સ્વીકારે છે. નરક ગતિમાં પડવાની તૈયારીવાળા દ્રઢપ્રહારી, ચિલાની પુત્ર, વિગેરે પણ સત્ સમાગમથી પરમપદ–મોક્ષ મેળવી શક્યા છે, માટે અહીં ગુરૂશ્રી જણાવે છે કે "**सत् संगागमयोगेन**" અહીં એકવદ્ભાવ સમાસ કરવાથી પુરૂષ પ્રાધાન્યપણું જણાવે છે, ગુર્વાદિની સોબત કરી તથા શાસ્ત્રનો બોધ કરી, આ અવેદ્યસંવેદ્યપદને પુરૂષોએ ખાસ જીતી લેવા જરૂર છે કે જેથી દુર્ગતિમાં પડવું ન પડે અને આત્મ સ્વરૂપ પ્રગટ કરવામાં જે આંધ્યતા છે–જડતા છે, તેને પણ દૂર કરી શકાય, વળી આ યોગ્યતા આ ચોથી દૃષ્ટિને છેડે છે; પણ મિત્રાદિ ત્રણ દૃષ્ટિમાં અવેદ્યસંવેદ્યપદ જીતવું અશક્ય છે, એટલા માટે શાસ્ત્રમાં દીપ્રા દૃષ્ટિને છેડે જીત-વાનું વિધાન છે, પણ મિત્રાદિ ત્રણ દૃષ્ટિમાં તો માત્ર ઉપ-

દેશનું કથન કરવાનું છે, આમ યોગાચાર્ય કહે છે, અયોગ્યને આજ્ઞા હોય જ નહિં ત્રણ દૃષ્ટિ અયોગ્ય છે, ચોથી દૃષ્ટિના છેડે યોગ્યતા છે. ॥૮૫॥

### આને જીતવાનું ફલ કહે છે.

**जीयमाने च नियमादेतस्मिंस्तत्त्वतो नृणाम् ॥**
**निवर्तते स्वतोऽत्यंतं कुतर्कविषमग्रहः ॥ ८६ ॥**

અર્થ. મહામિથ્યાત્વનું કારણીભૂત એવું અવેદ્યસંવેદ્ય પદને નિયમે કરી તત્વત–પરમાર્થેન–સત્ય રીતે જીતે છતે મનુષ્યોનો કુતર્કરૂપી વિષમ ગ્રહ છે તે પોતાની મેળે જ અત્યંત ચાલ્યો જાય છે. ॥૮૬॥

**વિવેચન.** સૈન્યનો માલીક મરાએ છતે સૈન્ય સ્વયમેવ કબજે આવે છે. એ રીતે મહામિથ્યાત્વનું કારણીભૂત અવેદ્યસંવેદ્યપદનો–અજ્ઞાનસ્વરૂપનો સત્સમાગમ તથા શ્રુતજ્ઞાનદ્વારા જય મેળવે છતે, વાસ્તવિક મનુષ્યનો કુતર્ક વિષમ ગ્રહ–શાસ્ત્રનિરપેક્ષ જે કુતર્કોરૂપી વિષમ ગ્રહો છે તે આપોઆપ પરના ઉપદેશ વગર અત્યંત ચાલ્યો જાય છે, જેમ ભૂતાદિ વિષમગ્રહો પ્રાણીને હેરાન કરે છે તેવી રીતે કુતર્કો–શાસ્ત્રવિરૂદ્ધ તર્કોકરવા તે જીવને ગ્રહની માફક દુર્ગતિ આપે છે. ॥ ૮૬ ॥

### કુતર્કનું સ્વરૂપ બતાવે છે.

**बोधरोगः शमापायः श्रद्धाभंगोऽभिमानकृत् ॥**
**कुतर्कश्चेतसो व्यक्तं भावशत्रुरनेकधा ॥ ८७ ॥**

અર્થ. કુતર્કવિષમગ્રહ છે તે બોધને નાશ કરવા રોગનું

કામ સારે છે. પરમ શાંતિરૂપ શમભાવ છે તેને નાશ કરવા અપાય-દુઃખરૂપ છે, પ્રભુના વચન ઉપરની જે શ્રદ્ધા તેને નાશ કરવા આગમાર્થમાં અનિશ્ચયરૂપ છે, મિથ્યા ભિમાનને ઉત્પન્ન કરે છે, શુદ્ધ અંતઃકરણને નાશ કરવા ભાવ શત્રુનુંકામઅનેકપ્રકારે કુતર્કરૂપીવિષમગ્રહ કરેછે.॥૮૭॥

**વિવેચન.** આ ચાલુ કલિકાલમાં ભાગ્યે એવું દર્શન હશે કે જે કુતર્કરૂપી વિષમ ગ્રહથી નહિ પીડાતું હોય, જ્ઞાની સિવાય વસ્તુતત્વનો નિર્ણય થાયતેમ તો નથી,તોપછી જગડા કે વિતંડાવાદથી લાભ શો ? આ કુતર્કરૂપી ગ્રહ એવો છે કે આ જીવને ચાર ગતિમાં અનેક પ્રકારે દુઃખ આપે છે. શુદ્ધ આત્મસ્વરૂપનો બોધ તેનો નાશ કરવા રોગનું કામ કરે છે, રાગદ્વેષનો અભાવરૂપ જે શમભાવરૂપ પરમશાંતિ તેને અપાય-કષ્ટસમાન છે, દેવગુરૂ અને ધર્મરૂપ પરમતત્વો -અગર આત્મરૂપ પરમતત્વ તેની શ્રદ્ધા તેનો નાશ કરવા આગમ અર્થમાં સંદેહરૂપ છે,અસતઅભિમાનને ઉત્પન્ન કરે છે, શુદ્ધઅંતઃકરણ તેનો નાશ કરવાને પ્રગટ રીતે અનેક પ્રકારે આર્યપુરૂષોના અવર્ણવાદ બોલવાના કારણથી ભાવ શત્રુનું કામકુતર્કરૂપી વિષમગ્રહ કરેછે,માટે આત્મકલ્યાણના ઇચ્છક મનુષ્યોએ આ કુતર્કરૂપી વિષમગ્રહ છોડીદેવો.॥૮૭॥

## કરવા લાયક કર્તવ્ય બતાવે છે,

कुतर्केऽभिनिवेशस्तन्न युक्तो मुक्तिवादिनाम् ॥
युक्तः पुनः श्रुते शीले समाधौ च महात्मनाम् ॥८८॥

અર્થ. મુક્તિવાદિનાં-મુનિનાં-મહાત્માઓને કુતર્ક

વિષે આગ્રહ કદિપણ કરવો નહિ, પણ શ્રુતજ્ઞાનં ભણવામાં શીલવ્રત પાળવામાં, તથા સ્વરૂપ સ્થિર થવા રૂપ સમાધિ કરવામાં મહાત્માઓએ આગ્રહ કરવો વાજબી છે ॥૮૮॥

**વિવેચન.** પુન્ય છે, પાપ છે, ધર્મ છે, અધર્મ છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે, આ વિગેરે જીવાદિ તત્ત્વોને માને તે મુક્તિવાદિ મુનિઓ કહેવાય. આ મુનિઓ ત્રણ જગતના સ્વરૂપને સમ્યક્ પ્રકારે જાણતા હોવાથી, તેઓએ શાસ્ત્રવિરૂદ્ધ સ્વછંદે પોતાની મતિ કલ્પનાથી કોઇ પણ વસ્તુ તત્ત્વને વિષે આગ્રહ કે હઠ પકડતો નથી, છદમસ્થ પણાથી કોઈ વસ્તુ તત્ત્વમાં આગ્રહ પકડી જવાય તોપણ તે હઠ–કદાગ્રહથી તરત પાછું વળી જઇ માફી માગી લે છે, ગૌત્તમ સ્વામિ જેવા ચાર જ્ઞાનના ધણી તેઓએ પણ પોતાની ભૂલ થતા તરત આનંદ શ્રાવકની માફી માગી હતી, તો પછી તેઓની આગળ આપણે શું હીસાબમાં છીએ આમ સમજી કુતર્કમાં આગ્રહ છોડી દેવો પણ ભણવા ગણવામાં શીલવ્રત પાળવામાં તથા ચિત્તની એકાગ્રતાથી થતી સમાધિ આ વિગેરે સારા સારા કાર્યો કરવામાં એક બીજાથી આગળ વધી જવામાં પર ઉપકાર તથા વ્રત પચ્ચખાણ નિયમો વિગેરેમાં તેના કરતાં હું વધારે કરૂં આ વિગેરેમાં આગ્રહ કરવો સારો પણ આત્મકલ્યાણનો વિરોધી એવો આગ્રહ કદિ કરવો નાહ. ॥૮૮॥

वीजं चास्य परं सिद्धमवन्ध्यं सर्वयोगिनाम् ॥
परार्थकरणं येन परिशुद्धमतोऽत्र च ॥८९॥

અર્થ. આગ્રહ પરાર્થ કરવામાં કરવો જોઇએ. આ પરાર્થ

કેવો છે તો જણાવે છે કે શ્રુતજ્ઞાનાદિનું ઉત્કૃષ્ટ અને અવંધ્ય સર્વયોગિઓનું બીજ છે જે કારણને લઈ અન્યનો ઉપઘાત જેમાં નથી આવો પરિશુદ્ધ પર ઉપગાર તે કરવામાં જ આગ્રહ કરવો. ॥૮૯॥

**વિવેચન.** કુલયોગિ. પ્રવૃત્ત ચક્રયોગિ વિગેરેનું સ્વરૂપ પ્રથમકહી ગયા છીએ.આ યોગિઓના શ્રુતાજ્ઞાનનું પરં-ઉત્કૃષ્ટ અને અવંધ્ય બીજ સમાન પરાર્થકરણ કે પર ઉપગાર છે. આવો પર ઉપગાર કરવામાંજ આગ્રહ કરવો, આ ઉપગાર બીજા જીવોને નુકશાન કર્તા ન હોવો જોઇએ, આવો પર ઉપગાર; સામામાણસની યોગ્ય હાજતો પુરી પાડવારૂપ કરવા આગ્રહ રાખવો. ॥૮૯॥

## કુતર્કની અસરતા જણાવે છે.

अविद्यासंगताः प्रायो विकल्पाः सर्व एव यत् ॥
तद्योजनात्मकश्चैष कुतर्कः किमनेन तत् ॥९०॥

અર્થ. જેટલા જેટલા કુતર્કરૂપી વિકલ્પો છે તે બધા પ્રાયે કરી અજ્ઞાનતાથી યુક્તછે. આવિકલ્પો શબ્દરૂપ તથા અર્થરૂપ બે પ્રકારનાછે, આ વિકલ્પો જોડવાથીજ આકુતર્ક ઉત્પન્ન થાયછે, ગોમય પાયસાદિ વિકલ્પોની માફક આવા કુતર્કવડે શું આથી કાંઈ તત્ત્વ નિર્ણય થવાનો નથી.॥૯૦॥

**વિવેચન.** જ્ઞાનાવરણીયાદિકર્મના ઉદયથી સત્ય વસ્તુ સમજાતિ નથી. એટલે અજ્ઞાનતાને લઇ પ્રાયે કરી તમામ વિકલ્પો ઉત્પન્ન થાય છે, આ વિકલ્પો શબ્દરૂપ તથા અર્થરૂપ હોય છે. "नचकंबलोऽयंदेवदत्तः" આમાં તે

માણસનો આશય એવો છે છે કે આ દેવદત્ત પાસે નવીન કામળી છે, પણ સામો માણસ આ શબ્દોમાં વિકલ્પ ઉઠાવે છે કે દેવદત્ત પાસે નવ કામળો કયાં છે. એકજ છે. અહીં નવ શબ્દનો અર્થ નવીન થાય છે તેમજ નવ સંખ્યાવાચક પણ છે. આથી કુતર્કવાદિએ શબ્દમાં વિકલ્પ ઉઠાવ્યો છે. આ પ્રમાણે અર્થ બાબતમાં "गोमयपायसादि विकल्पे गोः पायसःभक्षणियंचेत् कथंतर्हि न गोमयं तदंगत्वात्॥ છાણ દુધ વિગેરે વિકલ્પોમાં કહે છે કે ગાયનું દુધ ખાવા યોગ્ય છે તો છાણ કેમ નહિ, કારણ કે છાણ પણ ગાયનું અંગછે, આ વિગેરે વિકલ્પો કુતર્કો નકામા છે. આનાથી જરા પણ આત્મહિત તો નથી. પણ કર્મ બંધતો છેજ, આટલો ટાઇમ કોઇ સારા કામમાં કાઢવા જરૂર હતી. ॥૯૦॥

जातिप्रायश्च सर्वोऽयं प्रतीतिफलबाधितः ॥
हस्तीव्यापादयत्युक्तौ प्राप्ताप्राप्तविकल्पवत् ॥९१॥

અર્થ. તમામ કુતર્કો છે તે જાતિ પ્રાય છે. દૂષણાભાસ પ્રાય છે, અને પ્રતીતિ ફળ-નિશ્ચિત ફલથી બાધિત છે. હાથી મારે છે એમ માવતે કહે છતે પ્રાપ્તને મારે છે કે અપ્રાપ્તને મારે છે. આવા વિકલ્પો કરનાર બટુકને મહા મુશ્કેલીથી હાથીના પંજામાંથી છોડાવ્યો,તેવી રીતના આ વિકલ્પો જાણવા આથી જરાપણ લાભ નથી. ॥૯૧॥

**વિવેચન.** નૈયાયિક દર્શનને સ્થાપનાર કણાદ નામના રૂષીએ પોતાના શિષ્યોને-ભક્તોને વાદિને કેમ જીતી લેવો તેના માટે છલ, જાતિ. નિગ્રહસ્થાન વિગેરે બતાવેલ છે. આ બધા પ્રપંચો છે-કુયુક્તિઓ છે, ગમે તે રીતે છલ-

પ્રપંચ કરીને વાદિને જીતવા માટેના રસ્તા બતાવેલા છે, તે બધા કુતર્કો જાણવા, તેથી કાંઈ વસ્તુતત્ત્વને બાધા પોચવાની નથી, સત્ય હેતુથી તે કુતર્કો બાધિત થઇ જાય છે. વળી આવા વિકલ્પો કરવાથી નૈયાયિક છાત્રની માફક નાશ થાય છે. પણ આત્મકલ્યાણ કરી શકતો નથી. જેમ કોઇ એક નૈયાયિક વિદ્યાર્થી તાજો ન્યાય શાસ્ત્રને ભણી ઘેર આવે છે એટલામાં તેની સન્મુખ ગાંડો બનેલો એક હાથી દોડતો આવે છે. હાથી ઉપર બેઠેલા માવતે બુમ પાડી કે હે લોકો હાથી ગાંડો થયો છે. માટે જલદી ખસી જાવ–દૂર ચાલ્યા જાવ, આ સાંભળીને તે ન્યાય ભણેલો છાત્ર કહે છે કે અરે બઠર શું આવું યુક્તિ બાહ્ય બોલે છે, હાથી અડેલાને મારે કે અડેલો ન હોય તેને મારે, પેલો પક્ષ કહે તો તું અડેલો છું તો તને કેમ મારતોનથી, બીજો પક્ષ કહેતો નહિ અડેલા ઘણા છે તેને કેમ મારતો નથી, આ પ્રમાણે તે કુતર્ક–વિતર્ક કરેછે એટલામાં હાથીએ તે છાત્રને શુંઢમાં પકડી મારીનાખવાની તૈયારીકરતામાવતે મહામુશ્કેલીથી તેનેછોડાવ્યો, આવા વિકલ્પો કરવાથી જેમ આ વિદ્યાર્થીને પ્રાણ છોડવા વખત આવ્યો હતો. તેવી રીતે આવા કુતર્કો કરવાથી જીંદગી આમને આમજ પૂર્ણ થઈ જાય છે, અને કરવા યોગ્ય કાંઇ પણ નહિ કરી શકવાથી આખરે પશ્ચાતાપ હદપારનો થાય છે. જાતિપ્રાયતા એટલા માટે કહેલ છે કે સર્વ જગ્યોએ ભિન્ન ભિન્ન અર્થ કરવાનો સ્વભાવ હોવાથી, તથા તદ્‌ગત વિકલ્પો પણ એવા જ હોય છે. ॥૯૧॥

स्वभावोत्तरपर्यंत एपोऽसावपि तत्त्वतः ॥
नार्वाग्दृग्गोचरो न्यायादन्यथान्येन कल्पितः ॥९२॥

નથી. સ્વભાવ છે ઉત્તર તેનો પર્યંતમાં એવો આ કુતર્ક છે. જ્યારે આવો આગ્રહ કુતર્ક વાદિને પુછે કે જગત શું કારણ? ત્યારે ઉત્તર આપે કે તેનો એવો સ્વભાવ છે. જેમ અગ્નિ બાળે છે, પાણી ભીંજવે છે, આ તેનો સ્વભાવ છે, તે પ્રમાણે આ પણ સમજવું, શાસ્ત્રકાર કહે છે કે આ સ્વભાવ છે તેને વાસ્તવિક અર્વાગ્ દૃષ્ટિવાળા-છદ્મસ્થો જોઈ શકતા નથી ત્યારથી, કારણકે જે વાતને જોયા કીધા છો તેને બીજો વાદિ બીજી રીતે જણાવે છે, તો પછી તમારા કહેવામાં નિશ્ચય ક્યાં રહ્યો. ॥૬૨॥

વિવેચન. કુતર્ક વાદિ કહે છે કે આ જગત ઈશ્વરે બનાવ્યું છે. ઈશ્વરની ઈચ્છા પ્રમાણે સુખ દુઃખ આપે છે વિગેરે. અહીં તેને પુછવામાં આવે છે કે ઈશ્વરને જગત્ બનાવવાનું શું કારણ, ઈશ્વરને કોણે બતાવ્યો, ઈશ્વર દયાળુ છે, કે નિર્દય છે. વિગેરે પ્રશ્નો પુછવામાં આવતા ઉત્તરમાં જણાવે છે કે, તે તો ઈશ્વરનો સ્વભાવ છે, આ જગત્ અનાદિ કાલથી છે, છે ને છે, આ જગતને કોઈએ બનાવેલ નથી આત્મા, આકાશ, કાલ, પરમાણુવાદિ વિગેરે વસ્તુ અનાદિકાલથી સિદ્ધ છે, નિત્ય છે તેને ઈશ્વર કેવી રીતે બનાવી શકે. ઉત્તરમાં ઈશ્વરનો એવો સ્વભાવ છે. આ પ્રમાણે કુતર્ક વાદિનો ઉત્તર અંતે સ્વભાવમાં આવીને ઉભો રહે છે, પણ દાખલા દલીલો આપી શકતો નથી; અને કહે છે કે અગ્નિનો સ્વભાવ બાળવાનોછે. પાણીનો સ્વભાવ પલાળવાનો છે. આ સ્વભાવને જેમ ફારફેર ન કરી શકીએ, તે પ્રમાણે ઈશ્વરનો સ્વભાવ છે ઉત્તરમાં કહેછે

કે આ સ્વભાવને છદમસ્થ જીવો પરને પ્રસિદ્ધ એવા ન્યાયથી જોઈ શકતા નથી, કારણકે બીજા વાદિઓ તમારી કહેલ બીનાને બીજી રીતે વર્ણન કરે છે, તેજ બતાવે છે, તમો વસ્તુના સ્વભાવ વડે ઉત્તર આપો છો તો તે સર્વ ઠેકાણે એજ ઉત્તર આપવો પડશે. કેવી રીતે તે કહે છે, જેમ બોધ મતવાળા દરેક વસ્તુને ક્ષણિક માને છે, અને ક્ષણિકપણાને લઈ વસ્તુમાં અર્થ ક્રિયા થાય છે. આ ઠેકાણે તમારે કહેવું પડશે કે વસ્તુમાં અર્થ ક્રિયા કરવાનો સ્વભાવ છે, અને તેથી તે અર્થ ક્રિયાને કરે છે, પણ ક્ષણિકપણાને લઇને નહિ, ક્ષણિકતા દરેક પદાર્થમાં બોધોએ માનેલ છે.તેમજ કોઈપણ કારણને લઈ વસ્તુમાં અર્થ ક્રિયાનો અભાવપ્રસંગ પણઆવશે,સ્વભાવ સિવાય બીજું કાંઈપણ કારણ તો છે નહિ, વલી અગ્નિ પલાળી દે છે પાણીના સમીપણાને લઈ. તેનો તેવો સ્વભાવ છે, તથા પાણી બાળે છે અગ્નિના સમીપપણાને લઈ, તેનો તેવો સ્વભાવ છે. વળી સ્વભાવો વિચિત્ર પ્રકારના હોવાથી લોક બાધા સિવાય જુદા જુદા સ્વભાવો કુતર્કપણાને લઈ આ પ્રમાણે માનવું તે ઘણું ખરાબ છે, આ રહસ્ય છે. ॥૯૨॥

આ વાતને વિશેષ પ્રકારે જણાવે છે,

अतोऽग्निः क्लेदयत्यम्बुसंनिधौ दहतीति च॥
अंब्वग्निसंनिधौ तत्स्वाभाव्यादित्युदिते तयोः ॥९३॥

અર્થ. છદમસ્થ જીવોને અધિકૃત સ્વભાવ પ્રત્યક્ષ નથી આ કારણને લઈ અગ્નિ ભીંજવે છે. આ વાતતો પ્રત્યક્ષ

અર્થ. સ્વભાવ છે ઉત્તર જેનો પર્યંતમા એવો આ કુતર્ક છે, જ્યારે સામો માણસ કુતર્ક વાદિને પુછે કે આનું શું કારણ; ત્યારે ઉત્તર આપે કે તેનો એવો સ્વભાવ છે, જેમ અગ્નિ બાળે છે, પાણી ભીંજવે છે, આ તેનો સ્વભાવ છે, તે પ્રમાણે આ પણ સમજવું, શાસ્ત્રકાર કહે છે કે આ સ્વભાવ છે તેને વાસ્તવિક અર્વાગ્ દૃષ્ટિવાળા- છદમસ્થો જોઈ શકતા નથી ન્યાયથી, કારણકે જે વાતને તમો કહો છો તેને બીજો વાદિ બીજી રીતે જણાવે છે, તો પછી તમારા કહેવામાં નિશ્ચય કયાં રહ્યો. ॥૯૨॥

**વિવેચન.** કુતર્ક વાદિ કહે છે કે આ જગત ઇશ્વરે બનાવ્યું છે. ઇશ્વરની ઇચ્છા પ્રમાણે સુખ દુઃખ આપે છે વિગેરે. અહીં તેને પુછવામાં આવે છે કે ઇશ્વરને જગત્ બનાવવાનું શું કારણ, ઇશ્વરને કોણે બતાવ્યો, ઇશ્વર દયાળુ છે, કે નિર્દય છે. વિગેરે પ્રશ્નો પુછવામાં આવતા ઉત્તરમાં જણાવે છે કે, તે તો ઇશ્વરનો સ્વભાવ છે, આ જગત્ અનાદિ કાલથી છે, છે ને છે, આ જગતને કોઈએ બનાવેલ નથી આત્મા, આકાશ, કાલ, પરમાણુવાદિ વિગેરે વસ્તુ અનાદિકાલથી સિદ્ધ છે, નિત્ય છે તેને ઇશ્વિર કેવી રીતે બનાવી શકે. ઉત્તરમાં ઇશ્વિરનો એવો સ્વભાવ છે. આ પ્રમાણે કુતર્ક વાદિનો ઉત્તર અંતે સ્વભાવમાં આવીને ઉભો રહે છે, પણ દાખલા દલીલો આપી શકતો નથી; અને કહે છે કે અગ્નિનો સ્વભાવ બાળવાનોછે. પાણીનો સ્વભાવ પલાળવાનો છે. આ સ્વભાવને જેમ ફારફેર ન કરી શકીએ, તે પ્રમાણે ઇશ્વિરનો સ્વભાવ છે ઉત્તરમાં કહેછે

કે આ સ્વભાવને છદમસ્થ જીવો પરને પ્રસિદ્ધ એવા ન્યાયથી જોઈ શકતા નથી, કારણકે બીજા વાદિઓ તમારી કહેલ બીનાને બીજી રીતે વર્ણન કરે છે, તેજ બતાવે છે, તમો વસ્તુના સ્વભાવ વડે ઉત્તર આપો છો તો તે સર્વ ઠેકાણે એજ ઉત્તર આપવો પડશે. કેવી રીતે તે કહે છે, જેમ બોધ મતવાળા દરેક વસ્તુને ક્ષણિક માને છે, અને ક્ષણિકપણાને લઈ વસ્તુમાં અર્થ ક્રિયા થાય છે. આ ઠેકાણે તમારે કહેવું પડશે કે વસ્તુમાં અર્થ ક્રિયા કરવાનો સ્વભાવ છે, અને તેથી તે અર્થ ક્રિયાને કરે છે, પણ ક્ષણિકપણાને લઇને નહિ, ક્ષણિકતા દરેક પદાર્થમાં બૌધોએ માનેલ છે.તેમજ કોઈપણ કારણને લઈ વસ્તુમાં અર્થ ક્રિયાનો અભાવપ્રસંગ પણઆવશે,સ્વભાવ સિવાય બીજું કાંઈપણ કારણ તો છે નહિ, વલી અગ્નિ પલાળી દે છે પાણીના સમીપણાને લઈ. તેનો તેવો સ્વભાવ છે, તથા પાણી બાળે છે અગ્નિના સમીપપણાને લઈ, તેનો તેવો સ્વભાવ છે. વળી સ્વભાવો વિચિત્ર પ્રકારના હોવાથી લોક બાધા સિવાય જુદા જુદા સ્વભાવો કુતર્કપણાને લઈ આ પ્રમાણે માનવું તે ઘણું ખરાબ છે, આ રહસ્ય છે. ॥૯૨॥

## આ વાતને વિશેષ પ્રકારે જણાવે છે,

अतोऽग्निः क्लेदयत्यम्बुसंनिधौ दहतीति च॥
अंम्वग्निसंनिधौ तत्स्वाभाव्यादित्युदिते तयोः ॥९३॥

અર્થ. છદમસ્થ જીવોને અધિકૃત સ્વભાવ પ્રત્યક્ષ નથી આ કારણને લઈ અગ્નિ ભીંજવે છે. આ વાતતો પ્રત્યક્ષ

વિરૂદ્ધ છે. માટે તે વિરોધદૂર કરવા કહેછેકે પાણી સમીપમાં. તેમજ પાણી બાળે છે આ વાત પણ લોક બાધિત છે, તો કહે છે કે અગ્નિ સમીપમાં, આમ શા માટે, તો કહે છે કે અગ્નિ તથા પાણીનો એવો સ્વભાવ છે, આ પ્રમાણે કહે છતે તેને ઉત્તર બીજો વાદિ દે છે. ॥૯૩॥

**વિવેચન.** વ્યવહારની અંદર વસ્તુનું સ્વરૂપ જે પ્રમાણે રહેલ છે તે વસ્તુને બીજી રીતે માનવી અને પછી સ્વભાવનું આલંબન લેવું આ કોઈ રીતે યોગ્ય ગણાય નહિ, પ્રત્યક્ષ પ્રમાણથી સ્વભાવ સિદ્ધ થઈ શકતો નથી, પાણી બાળે છે આમ કહેવું તે પ્રત્યક્ષ વિરૂધ છે, છતાં આ વિરૂદ્ધતા ટાળવાને કહેવું. અગ્નિ સંનિધૌ, અગ્નિની સમીપમાં બાળે છે આ બોલવું કેવળ કુતર્કપણાને લઈને છે. તેમજ અગ્નિ ક્લેદયતિ ભીંજવેછે. આપણ પ્રત્યક્ષ વિરૂધ વાત હોવાથી ફરી કહે છે, પાણીની સમીપમાં આપણ વાત કુતર્કપણાને લઈ બોલે છે, કે પાણી તથા અગ્નિનો તેવો સ્વભાવ છે, આ પ્રમાણે વાદિએ કહે છતે ઉત્તર કહેછે ॥૯૩॥

## શું ઉત્તર આપે છે તે કહે છે.

**कोशपानादृते ज्ञानोपायो नास्त्यत्र युक्तितः ॥**
**विप्रकृष्टोऽप्ययस्कान्तः स्वार्थकृद्दृश्यते यतः ॥९४॥**

અર્થ. તમોએ જે અહીં વસ્તુ તત્વના નિશ્ચયમાં સ્વભાવવાદ યુક્તિથી જણાવ્યો, આ તમારો સ્વભાવવાદ જાણવાને-નિશ્ચય કરવાને કોશપાન કરીને ખાત્રી કરાવી

આપો તોજ માનવા લાયક છે. તે સિવાય નિશ્ચય કરવાને બીજો ઉપાય–યુક્તિ નથી. વાદિ કહે છે કે આ વાતને નિશ્ચય કરવા બીજું સબળ દૃષ્ટાંત છે. અયસ્કાંત દૂર રહેલ હોય છે છતાં પોતાનું કામ લોઢાને પોતાના તરફ ખેંચ- વાનું કરે છે. આ વાત નજરે દેખાય છે. ॥૯૩॥

**વિવેચન.** પહેલાના વખતમાં ગુન્હેગારને ગુન્હો કરેલ છે કે નહિ તેની ખાત્રી કરવા ધીજ કરાવતા હતા, આમાં તપાવેલ લોઢાનો ગોળો હાથમાં આપતા, તપાવેલ તેલના તાવડામાં હાથ નંખાવતા, કોશ ધખાવી તેને ચાટવા દેતા, આમાં જો તે સાચો હોય તો તેને કાંઈ પણ થાય નહિં અને જુઠો હોય તે તરતજ ઠેકાણે પડે. આનું નામ કોશ પાનથી વસ્તુનું જ્ઞાન કરવાનું છે. શાસ્ત્રકાર જણાવે છે કે, તારો સ્વભાવવાદ સત્ય છે તેની ખાત્રી આ કોશપાન કરીને અમને ખાત્રી કરાવી દ્યો. બાકી આ કોશ પાન કર્યા સિવાય અગ્નિ ભીંજાવેછે પાણીની સમીપમાં. પાણી બાળે છે અગ્નિની સમીપમાં, આ વિગેરે સ્વભાવવાદ માનવાને બીજુ એક પણ કારણ નથી, બાકી શુષ્ક તર્ક યુક્તિથી કાંઇ વળે નહિ. વાદિ કહે છે કે આ વાતને સિદ્ધ કરવા બીજુ દ્રષ્ટાંત છે. જેમકે અયસ્કાંત એક પથ્થરની જાત તે દૂર પડેલ હોય તો પણ પોતાનું કામ લોઢાને પોતાના તરફ ખેંચવાનું કરે છે. તે નજરે જોઇએ છીએ. આ તેનો સ્વભાવ છે કે, અય- સ્કાંત દૂર હોય અને લોઢું નજીક હોય તો તેને ખેંચે છે. પણ તાંબા વિગેરેને ખેંચતો નથી, તેમ કાપતો પણ નથી. આ પ્રમાણે અયસ્કાંતની માફક અગ્નિ વિગેરેના પણ તથા

પ્રકારના સ્વભાવ કલ્પવા કોણ નિષેધ કરે તેમ છે, કોઇ રોકે તેમ નથી. ।।૯૪।।

### આ વાતનો ઉપસંહાર કર્તા કહે છે.

दृष्टान्तमात्रं सर्वत्र यदेवं सुलभं क्षितौ ॥
एतत्प्रधानस्तत्केन स्वनीत्यापोद्यते ह्ययम् ॥९५॥

અર્થ. લોક પ્રતીતિથી બાધત વસ્તુ દ્રષ્ટાંત માત્રથી સિદ્ધ કરે છતે જગતમાં સર્વત્ર વિશેષ વગર કહેલ નીતીથી દ્રષ્ટાંતો મલવા સુલભ છે, અને આ કુતર્ક પણ તેને લઈનેજ છે. તો પછી તે કુતર્કને કોણ બાધિત કરી શકે તેમ છે–? પોતાની નીતિથી વિરૂદ્ધ કોણ બાધિત કરે તેમછે.?।।૯૫।।

**વિવેચન.** વસ્તુતત્વનોનિશ્ચય દ્દષ્ટાંત માત્રથી થઇ શકતો નથી, લોક પ્રતીતિથી બાધિત વસ્તુ દ્દષ્ટાંત માત્રથી સિદ્ધ કરે છતે જગતમાં વિશેષ વગર દરેક વસ્તુ સિદ્ધ થઈ જશે ? અને પછી દરેક વસ્તુ સ્વભાવ માત્રથી જ ઉત્પન્ન થવાથી કારણ વિગેરે સામગ્રી મેળવવા, તથા ધર્માનુષ્ઠાનો પણ કરવા જરૂર નહિ રહે. પોતાના કુતર્કવાદને પોષણ આપનાર દ્રષ્ટાંત તો મળી આવવાનુંજ. દ્રષ્ટાંત પ્રધાનવાળો આ કુતર્કવાદ કયા ઉપાયથી દૂર કરી શકાય ? સ્વભાવવાદિની નીતિ કઇ રીતે વિરોધી કરવી ? ।।૯૫।।

### આ વાત ઉપર દ્દષ્ટાંત આપે છે.

द्विचन्द्रस्वप्नविज्ञान निदर्शनबलोत्थितः ॥
निरालम्बनतां सर्वज्ञानानां साधयन्यथा ॥९६॥

અર્થ. જેમ કોઇ માણસને સ્વપ્નાની અંદર બે ચંદ્રનું

જ્ઞાન થયું વસ્તુ વગર, આ બે ચંદ્રજ્ઞાનના દ્રષ્ટાંતના બળથી તે માણસ તમામ જ્ઞાનો વસ્તુ વગર ઉત્પન્ન થાય છે, એમ સાધે તો કોણ તેને નિવારી શકે તેમ છે. સ્વપ્નામાં જેમ બે ચંદ્રનું જ્ઞાન નિરાલંબન છે વસ્તુ વગરનું છે. તે દ્રષ્ટાંતથી તમામ જ્ઞાનો પણ વસ્તુ વગરના નિરાલંબન થાય છે એમ પણ સાધિ શકાય છે. ॥૯૬॥

**વિવેચન.** યત્ કિંચિત્ દ્રષ્ટાંતથી ગમે તેવી રીતે વસ્તુને સિદ્ધ કરવામાં આવે તો પછી પૂર્વાચાર્યોએ વસ્તુ તત્વનો જે નિર્ણય કરેલ છે તે કેવી રીતે ટકી શકશે ? જેમ એક માણસે સ્વપ્નામાં બે ચંદ્રને જોયા. બીજા માણસે પાણી નહિ છતાં પણ ઝાંઝવામાં પાણી જોયું. આ બંને જ્ઞાનો પદાર્થો નહિ છતાં ઉત્પન્ન થયાં, આ દ્રષ્ટાંતોને લક્ષ્યમાં રાખી કોઈ સ્વભાવવાદિ માણસની માફક એમ કહે છે કે, જેટલા જ્ઞાનો થાય છે. તે તમામ સામાન્ય રીતે નિરાલંબન છે, વસ્તુ વગર જ્ઞાન થાય છે આમ સિદ્ધ કરે દ્રષ્ટાંતના બળથી તો તેને કોણ નિવારણ કરે તેમ છે ? ॥૯૬॥

## આથી કાંઈ તત્ત્વની સિદ્ધિ થતી નથી.

सर्वं सर्वत्र चाप्नोति यदस्मादसमंजसम ॥
प्रतीतिबाधितं लोके तदनेन न किंचन ॥९७॥

અર્થ. આ કુતર્કથી અસમંજસ–અતિ પ્રસંગ અને લોક પ્રતીતિથી બાધિત આવા અનેક દોષો પ્રાપ્ત થાય છે, તેમ વિશેષ વગર સર્વવસ્તુસર્વપ્રકારે સાધિ શકાશે. પ્રતિનિયતપણું રહી શકશે નહિ. દ્રષ્ટાંત માત્રને મુખ્ય ગણવાથી. માટે આ કુતર્કની કાંઇ પણ જરૂર નથી. ॥૯૭॥

**વિવેચન.** આ કુતર્કરૂપી વિષમગ્રહથી કોઈપણ વસ્તુ સિદ્ધ થઈ શકતી નથી, માટે આનો ત્યાગ કરી દેવો, સ્વપ્નામાં જેમ બે ચંદ્રના જ્ઞાનરૂપી દ્રષ્ટાંતથી તમામ જ્ઞાનોને નિરાલંબન ગણવામાં આવે તો પછી તમામ વસ્તુનો અભાવ થવાથી અસમંજસપણું તથા અતિપ્રસંગ એકને બદલે બીજું સિધ્ધ થવાથી, તથા લોકપ્રતીતિ સિદ્ધ વસ્તુ ઓળવવાથી, બીજી રીતે કલ્પના કરવાથી પ્રતીતિ બાધિતવિગેરે અનેક દોષો લાગુ પડે છે. માટે દ્રષ્ટાંત માત્રને સાર–મુખ્ય માની તેના દ્વારા કુતર્ક કરવો તે સારો નથી.

## બીજી પણ બીના કહે છે.

**अतीन्द्रियार्थसिद्ध्यर्थं यथालोचितकारिणाम ॥**
**प्रयासः शुष्कतर्कस्य न चासौ गोचरः क्वचित् ॥९८॥**

અર્થ. અતીંદ્રિય એવો અર્થ ધર્માદિ તેની સિદ્ધિ માટે બુદ્ધિવાળાઓનો પ્રયાસ–પ્રકર્ષ પ્રવૃત્તિછે તે. શુષ્કતર્કસમાન છે. આનાથી અતીંદ્રિયઅર્થનો નિશ્ચય થતો નથી. ॥૯૮॥

**વિવેચન.** વિચાર પૂર્વક પ્રવૃત્તિ કરનારા એવા વિદ્વાનોએ અતીંદ્રિયઅર્થ સ્વર્ગ, નરક, મોક્ષ. ધર્મ વિગેરે બાબતોમાં શુષ્કતર્કવડે નિર્ણય કરવાનો પ્રયાસ કરવો તે નકામો છે. કારણ કે અતીંદ્રિયધર્માદિપદાર્થો છે તે શુષ્કતર્કનાવિષયજ નથી. અર્થાત્ તર્કથી વર્તમાન વસ્તુનો પણ નિર્ણય થતો નથી તો પછી અતીંદ્રિયપદાર્થો કે જે પ્રત્યક્ષ વિષય છેજ નહિ એવી વસ્તુનોનિર્ણય તર્કથી કેમ થાય? ॥૯૮॥

गोचरस्त्वागमस्यैव ततस्तदुपलब्धितः ॥
चन्द्रसूर्योपरागादिसंवाद्यागमदर्शनात् ॥९९॥

અર્થ. અતીંદ્રિયઅર્થ છે તે. આગમ પ્રમાણનો વિષય છે. કારણ કે આગમથીજ અતીંદ્રિય અર્થોનો નિશ્ચય થાય છે, ચંદ્ર સૂર્યના થતા ગ્રહણોનો સંવાદ નિશ્ચય કરનાર આગમો જોવામાં આવે છે. ॥૯૯॥

**વિવેચન.** અતીંદ્રિય સ્વર્ગ–નરક–મોક્ષ, જીવ, સંવર, નિર્જરા. નિગોદ વિગેરે જે જે વસ્તુઓ છે તે આગમનોજ વિષય છે, અને આગમથી તે વસ્તુતત્વનો નિર્ણય કરી શકીએ છીએ, પણ છદમસ્થપ્રાણી પોતાની મેળે વસ્તુ તત્વનો નિર્ણય કરી શકતો નથી, પણ આગમ શાસ્ત્રથીજ વસ્તુતત્વનો નિશ્ચય થાય છે. ભવિષ્યમાં થનારા ચંદ્ર તથા સૂર્યના ગ્રહણોનો નિશ્ચય. અમુક દિવસે ગ્રહણ થશે, અને એ પ્રમાણે વાત જે મળતી આવે છે તેજ આગમ પ્રમાણની સત્યતા બતાવે છે.આ લૌકિક અર્થની સત્યતા બતાવી. તે પ્રમાણે અલૌકિક અર્થની સત્યતા પણ જાણી લેવી. પરંતુ તર્કથી નિર્ણય થતો નથી. એ ચોકસ સમજવું. ॥ ૯૯॥

## ઉપસંહાર કરે છે.

एतत्प्रधानः सच्छाद्धः शीलवान् योगतत्परः ॥
जानात्यतीन्द्रियानर्थांस्तथा चाह महामतिः ॥१००॥

અર્થ. અતીંદ્રિયઅર્થને કોણ જાણી શકે તે જણાવેછેકે. શાસ્ત્ર છે પ્રધાન જેને એવો સારો શ્રદ્ધાળુ–પ્રાજ્ઞ, શીલવાન્– પરના દ્રોહથી પાછો હઠેલો, યોગાભ્યાસમાં તત્પર, આવો

પ્રાણીછે તે. ધર્માદિઅતીંદ્રિયપદાર્થોને જાણે છે. આ બાબતમાં મહામતિ-પતંજલિરૂપી નીચે પ્રમાણે જણાવે છે. ॥૧૦૦॥

**વિવેચન.** શ્રુતકેવલી છે તે અવધિજ્ઞાન, મનઃપર્યવ-જ્ઞાન તથા કેવળજ્ઞાન નહિ છતાં જેટલું કેવલી કેવળજ્ઞાનના બળથી જાણે છે અને જણાવે છે તેટલુંજ શ્રુતજ્ઞાનના બળથી શ્રુતકેવલી પણ જાણે છે તેમજ જણાવી શકે છે. છદમસ્થ જીવો ન જાણી શકે કે આ કેવલી નથી તેતો એમજ જાણે છે કે આ પણ કેવલીજ છે, અતિશય જ્ઞાનવાળો કોઇ હોય તોજ જાણી શકે કે આ શ્રુત જ્ઞાની છે પણ કેવલી નથી, આ ઉપરથી જણાવવાનું કે આગમના બલથી ત્રણે કાળમાં રહેલા પદાર્થોને જાણી શકાય છે, પણ આ આગમનો લાભ પ્રાપ્ત કરવા સારૂ તેવા પ્રકારના ગુણો હોય તેજ લાભ મેળવે છે, તે ગુણો બતાવે છે. શ્રદ્ધાવાન્ પ્રથમ પ્રભુના વચન ઉપર શ્રદ્ધા રાખવાવાળો જોઈએ. પ્રાજ્ઞ-બુદ્ધિશાળી જોઇએ. શીલવાન આચાર વિચાર સારા જોઈએ. પરનો દ્રોહ થાય એવું વચન પણ બોલનાર ન જોઈએ. યોગતત્પર યોગાભ્યાસ કરવામાં તત્પર, મનવચન અને કાયાના યોગોને જેમ બને તેમ કાબુમાં રાખવામાં તત્પર આવો પ્રાણી છે તે આગમદ્વારા સ્વર્ગ, નરક, ધર્મ, ધર્મા-સ્તિકાય વિગેરે અતીંદ્રિય અર્થો છે તેને જાણે છે. આ બીના મહામતિ-પતંજલિ યોગિઓ પણ કહે છે. જે કહે છે તે નિચેના શ્લોકથી બતાવે છે. ॥૧૦૦॥

**રૂષી પતંજલિ જણાવે છે.**

**आगमेनानुमानेन योगाभ्यासरसेन च ॥**
**त्रिधा प्रकल्पयन्प्रज्ञां लभते तत्त्वमुत्तमम् ॥१०१॥**

અર્થ. આગમપ્રમાણથી, અનુમાનથી, અને યોગાભ્યાસરસથી ત્રણ પ્રકારે બુદ્ધિને સંસ્કારવાળી બનાવવાથી ઉત્તમ તત્ત્વને મેળવે છે-જાણે છે. ॥૧૦૧॥

**વિવેચન,** બાલજીવો પ્રમાણીક પુરૂષોના વચનરૂપી આગમથી, મધ્યમપુરૂષો હેતુ થકી થતું સાધ્યનું જ્ઞાનરૂપ અનુમાનથી, અને પંડીત પુરૂષો શાસ્ત્રમાં કહેલ અનુષ્ઠાનાત્મક યોગાભ્યાસથી પોતાની બુદ્ધિને સંસ્કારવાળી બનાવીને ઉત્તમ તત્ત્વને મેળવે છે-જાણેછે. પાપરૂપ સંમોહની નિવૃત્તિ થવાથી બીજીરીતે જાણી શકતા નથી; શ્રુતાદિભેદ-શ્રુત,ચિંતા,ભાવના, તર્ક. સ્વપરહીત આ વિગેરેથી ઉત્તમ તત્ત્વને જાણી શકાય છે, એમ પતંજલી રૂષી કહે છે. ॥૧૦૧॥

## આગમથી અતીંદ્રિયઅર્થને જણાવે છે.

**न तत्त्वतो भिन्नमताः सर्वज्ञा वहत्रो यतः ॥**
**मोहस्तदविमुक्तीनां तद्भेदाश्रयणं ततः ॥१०२॥**

અર્થ. શાસ્ત્રમાં વાસ્તવિક રીતે જુદા જુદા અભિપ્રાયવાળા ઘણા સર્વજ્ઞો કહેલા નથી, યતઃ જે કારણથી અંધશ્રદ્ધાવાળા સર્વજ્ઞોમાં ભેદ માને છે. તે તેઓનો મોહ છે, એમ જાણવું. સામાન્યપણે સર્વજ્ઞ એકજ છે. ॥૧૦૨॥

**વિવેચન.** શાસ્ત્રમાં કહેલ છે કે જેટલા જેટલા સર્વજ્ઞો ભૂતકાલમાં થયા અને વર્તમાનમાં થાય છે. અને ભવિષ્યમાં થશે તે તમામ સર્વજ્ઞોના વિચારોમાં કદિ ભેદ પડતો નથી. અનંત ધર્મોત્મક જે વસ્તુ છે તેને બધા સર્વજ્ઞો એક રીતે જોવે છે, જોવામા ફારફેર હોતો નથી. માટે સામાન્યથી

તમામ સર્વજ્ઞોનો એક અભિપ્રાદ હોવાથી ઘણા સર્વજ્ઞો નથી. "तद्विमुक्तीनां" સર્વાતિશય શ્રાદ્ધાનાં-અંધ શ્રદ્ધાવાળાઓ સર્વજ્ઞમાં ભેદ માને છે, તે મોહને લઇને માને છે તેમ સમજવું વાસ્તવીક રીતે સર્વજ્ઞોમાં ભેદ નથી. ॥૧૦૨॥

**કેમ ભેદ નથી તે કહે છે.**

**सर्वज्ञो नाम यःकश्चित्पारमार्थिक एव हि ॥**
**स एक एव सर्वत्र व्यक्तिभेदेऽपि तत्त्वतः ॥१०३॥**

અર્થ. સર્વજ્ઞના નામને ધારણ કરનાર જો કોઈ હોય તો તે વાસ્તવિક અર્હદાદિ સર્વ જગ્યાએ વ્યક્તિ ભેદ-ઋષભાદિ વિગેરે ભેદ છતાં પણ અર્હદાદિ સર્વજ્ઞ સામાન્ય પ્રકારે એક જ છે. ॥૧૦૩॥

**વિવેચન.** સર્વજ્ઞના ગુણ નહિ છતાં પોતાના માનેલા ઈષ્ટદેવને સર્વજ્ઞ તરીકે માનવા તે ઉપચરિત અવાસ્તવિક જાણવા. પણ ઉપચાર વગર વાસ્તવિક સર્વજ્ઞના નામને ધારણ કરનાર જો કોઈ સર્વજ્ઞ હોય તોતે અર્હદાદિ એકજ સર્વજ્ઞ છે. પછી ઋષભ અજીત સંભવ વિગેરે વ્યક્તિ ભેદ છતાં પણ પ્રતિપત્તિ-તે સર્વજ્ઞની સામાન્ય પ્રકારે પ્રાપ્તિ એકજ છે; જોકે તમામ દર્શનકારો સર્વજ્ઞને માનનારા છે. તો પણ મુખ્યત્વપણે સર્વજ્ઞ એકજ છે એમ ન્યાયમતિ પતંજલી ઋષિ માને છે. સામાન્ય પ્રકારે સર્વજ્ઞનો સ્વિકાર નહિ કરે છતે નૈયાયિક વિગેરેના માનેલા એવા સર્વજ્ઞની સિદ્ધિ પણ કયાંથી થશે? માટે સામાન્યપણે એકજ સર્વજ્ઞ માનવો સારો છે. ॥૧૦૩॥

विशेषस्तु पुनस्तस्य कार्त्स्न्येनासर्वदर्शिभिः ॥
सर्वैर्न ज्ञायते तेन तमापन्नो न कश्चनः ॥१०४॥

અર્થ. સર્વજ્ઞ સામાન્ય પ્રકારે એક છે, પણ વિશેષની અપેક્ષાએ જુદા જુદા પણછે, તમામ અસર્વદર્શિ એવા પ્રમાતાઓની અપેક્ષાએ આ તમામ પ્રમાતાઓ સર્વજ્ઞને જાણતા નથી કારણકે સર્વજ્ઞને જોએલ ન હોવાથી, કદાચ માનો કે સર્વજ્ઞને જોયા પણ હોય. તોપણ સર્વજ્ઞના જ્ઞાનને જાણી શકતા નથી, સર્વજ્ઞના જ્ઞાનને જાણે છે એમ માનો તો પોતેજ સર્વજ્ઞપણાને પામે છે, અને એમ થશે તો પછી જગતમાં કોઈ પણ અસર્વજ્ઞ રહી શકશે નહિ. ॥૧૦૪॥

**વિવેચન.** દરેક વસ્તુ સામાન્ય તથા વિશેષરૂપ છે. દરેક ઘટમાં ઘટત્વરૂપ સામાન્ય ધર્મ રહેલ છે અને આ સામાન્ય ધર્મને લઈ દરેક ઘટોને એક ઘટ તરીકે ઓળખાવાય છે. પણ પટાદિ તમામ વસ્તુથી વ્યાવૃત્ત હોવાથી અનેકરૂપ વિશેષ પણ છે. આ પ્રમાણે સામાન્ય ધર્મ સર્વજ્ઞત્વપણાને લઈ બધા એકરૂપ સર્વજ્ઞ છે, પણ સર્વ અસર્વદર્શિ પ્રમાતૃઓથી વ્યાવૃત્ત હોવાથી અનેક રૂપ વિશેષ વિભિન્નરૂપ પણ છે, કારણ કે આ તમામ પ્રમાતાઓએ સર્વજ્ઞને જોએલ ન હોવાથી જાણતા નથી. કદાચ સર્વજ્ઞને જોયા હોય તો પણ સર્વજ્ઞનું જ્ઞાન અરૂપી હોવાથી તેઓ જાણી શકતા નથી કે જોઈ શકતા નથી. અને જોઈ શકે તો પોતેજ સર્વજ્ઞ બની જાય. આથી એ બીના જણાવી કે અનેક સર્વજ્ઞો છે તો પણ સામાન્ય પ્રકારે એકજ છે તેમ માનવું. ॥૧૦૪॥

तस्मात्सामान्यतोऽप्येन मभ्युपैति य एव हि ॥
निर्व्याजं तुल्य एवासौ तेनांशेनैव धीमताम् ॥१०५॥

અર્થ, તસ્માત્ સામાન્ય પ્રકારે સર્વજ્ઞ એક છે એમ કથન કરે છતે જે કોઈ અસર્વજ્ઞ પ્રમાતા સામાન્ય પ્રકારે સર્વજ્ઞને માન્ય કરે છે શુદ્ધ અંતઃકરણથી, અને તેમના વચનો પાલવાને જે તત્પર થાય છે, તેજ બુદ્ધિશાળીઓની મધ્યમાં સામાન્ય પ્રકારે સર્વજ્ઞની પ્રતિપ્રતિ–પ્રાપ્તિ સ્વીકાર-રૂપ એક અંશથી તે સર્વજ્ઞની તુલ્ય ગણાય છે. ॥૧૦૫॥

**વિવેચન.** જીનેશ્વરપ્રભુનીઆજ્ઞા માનનારા–પછી રાગ-દ્વેષને જીત્યા હોય યા ન જીત્યા હોય તોપણ તે જૈન કહેવાય છે, તેવી રીતે સામાન્ય પ્રકારે સર્વજ્ઞ એક છે તે પ્રમાણે શુદ્ધ અંતઃકરણથી અંગીકાર કરનારા અને સર્વજ્ઞના વચનોને માન આપનારાઓ પણ સર્વજ્ઞની તુલ્ય ગણાય છે. ॥૧૦૫॥

## આ વાતને દ્રષ્ટાંતથી સમજાવે છે.

यथैवैकस्य नृपते र्बहवोऽपि समाश्रिताः ॥
दूरासन्नादिभेदेपि तद्भृत्याः सर्व एव ते ॥१०६॥

અથ. જેમ કોઈ એક રાજાની ઘણા પુરૂષો સેવા કરે છે. તેમાં કોઈને દૂર રાખે છે, કોઇને પોતાની પાસે રાખે છે, કોઈને દિવાન પદવી છે કોઈને કોટવાળ પદવી છે. કોઈ ફોજદાર છે, આ પ્રમાણે જો કે ભેદો પડે છે તોપણ તે બધાઓ રાજાના તો ચાકરોજ કહેવાય છે. ॥૧૦૬॥

**વિવેચન.** ગુણ પ્રમાણે જુદા જુદા હોદ્દા અપાય છે. અને તે પ્રમાણે તેઓને કામ સોંપવામાં આવે છે. તેમજ

પગાર પણ તે કામના પ્રમાણે મળે છે, ફોજદાર, કોટવાળ, દિવાન, મંત્રિ વિગેરે હોદ્દાથી જુદા છે, તો પણ તે બધા રાજાની આજ્ઞાને માનનારા રાજાના સેવકોજ કહેવાય, તે પ્રમાણે સર્વજ્ઞમાં પણ સમજવું. ॥૧૦૬॥

### આ વાતને ચાલુ દ્રષ્ટાંતમાં ઘટાડે છે.

सर्वज्ञतत्त्वाभेदेन तथा सर्वज्ञवादिनः ॥
सर्वे तत्तत्त्वगा ज्ञेया भिन्नाचारस्थिता अपि ॥१०७॥

અર્થ. સામાન્ય પ્રકારથી સર્વજ્ઞ રૂપતત્ત્વની સાથે અભેદપણાને લઈ રાજાનો આશ્રય કરનાર અનેક પુરૂષની માફક સર્વજ્ઞવાદિઓ બધા શ્રુતજીન; અવધિજીન, મનઃપર્યાયજીન, કેવલિજીન વિગેરે જુદા જુદા આચારમાં રહ્યા છતાં પણ અધિકારના ભેદવાળા પુરૂષની માફક આ બધા જીનો સર્વજ્ઞ રૂપતત્ત્વનોજ આશ્રય કરનારા છે. ॥૧૦૭॥

**વિવેચન.** સર્વજ્ઞરૂપી મહારાજાનો આશ્રય કરનાર તમામ શ્રુતાદિ જીનો જુદા જુદા આચાર–ગુણવાળા છતાં સર્વજ્ઞ થવાની સન્મુખ બનેલા સર્વજ્ઞરૂપી મહારાજાની સેવા કરનારા બધા સર્વજ્ઞજ સમજવા અથવા સર્વજ્ઞનાશાસ્ત્રને બતાવનારાશ્રુતાદિજીનોબધા સર્વજ્ઞપ્રભુના દાસ કહેવાયછે.॥૧૦૭॥

### આ વાતનો ઉપસંહાર કરે છે.

न भेद एव तत्त्वेन सर्वज्ञानां महात्मनाम् ॥
तथा नामादिभेदेपि भाव्यमेतन्महात्मभिः ॥१०८॥

અર્થ. ઉપર કહી આવ્યા તે વાતને હવે પૂર્ણ કરતા જણાવે છે કે, વાસ્તાવિક રીતે ભાવસર્વજ્ઞ મહાત્માઓમાં

પરસ્પર જરાપણ ભેદ નથી.જો કે નામજીન સ્થાપનાજીન-દ્રવ્યજીન અને ભાવજીનરૂપ સર્વજ્ઞોમાં ભેદ પડે છે. તોપણ મહાત્માઓએ શુદ્ધ બુદ્ધિથી તેનો નિશ્ચય કરી લેવો.॥૧૦૭॥

**વિવેચન.** ધ્યાનાદિ દ્વારા જ્યારે આત્મસ્વરૂપ સંપૂર્ણ પ્રગટ થાય છે ત્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય છે. અને આ જ્ઞાનથી ત્રણે કાળનું સ્વરૂપ જાણી શકાય છે. આ જ્ઞાનવાળા જેટલા જીવો હોય તે બધા ભાવસર્વજ્ઞ કહેવાય છે, આ બધા સર્વજ્ઞોમાં જરા પણ ભેદ ન હોવાથી બધા એકજ ગણાય છે, જો કે નામસર્વજ્ઞ કોઈનું નામ સર્વજ્ઞ પાડવું, સ્થાપનાસર્વજ્ઞ સર્વજ્ઞની મૂર્તિ, દ્રવ્યસર્વજ્ઞ સર્વજ્ઞ થયા પહેલાનો જીવ, ભાવસર્વજ્ઞ ત્રણેકાળમાં રહેલ વસ્તુ તત્વને સમ્યક્ પ્રકારે જાણનારા આ પ્રમાણે નામાદિ સર્વજ્ઞોમાં ભેદ પડે છે. કારણ કે નામ; સ્થાપના અને દ્રવ્યસર્વ-જ્ઞોમાં ત્રિકાળ જ્ઞાન હોતું નથી, પણ ભાવસર્વજ્ઞોમાં જ્ઞાન હોય છે, અહીં જે પરસ્પર સર્વજ્ઞોમાં અભેદ જણાવેલ છે તે ભાવસર્વજ્ઞોને આશ્રિને જણાવેલછે.બાકી નામાદિ ત્રણ સર્વજ્ઞો, તે વાસ્તવિક સર્વજ્ઞો નથી. આ વાત મહાત્મા પુરૂષોએ અ-સંમોહ બુદ્ધિથી જાણી લેવી. ॥૧૦૭॥

**શાસ્ત્ર ગર્ભિત બીજી યુક્તિ જણાવે છે,**

**चित्राचित्रविभागेन यच्च देवेषु वर्णिता ॥**
**भक्तिः सद्योगशास्त्रेषु ततोऽप्येवमिदं स्थितम् ॥१०८॥**

અર્થ. ચિત્રા તથા અચિત્રાવિભાગથીબેપ્રકારનીભક્તિ લોકપાલ વિગેરે દેવોની કરવા અધ્યાત્મ ચિંતાવાળા યોગ-

શાસ્ત્રમાં પતંજલીરૂપીએ જણાવેલછે, "ततो पिकाणात्" ચિત્રા ચિત્ર ભક્તિરૂપ કારણથી, "इदं स्थितं प्रस्तुतं" સામાન્ય પ્રકારથી સર્વજ્ઞની સાથે અભેદવૃત્તિ સિદ્ધ થાય છે, ॥૧૦૮॥

**વિવેચન.** જેનું સ્વરૂપ આગળ કહેવામાં આવે છે એવી ચિત્રાભક્તિ તથા અચિત્રાભક્તિ આ પ્રમાણે બે પ્રકારની ભક્તિ દેવોની કરવા અધ્યાત્મ વિષયવાળા યોગશાસ્ત્રમાં પતંજલીરૂપી જણાવે છે, આ દેવો બે પ્રકારના છે લૌકિક અને લોકોત્તર, લૌકિકમાં શોમ, યમ,વરૂણ,કુબેર,ઇંદ્ર, રામ, કૃષ્ણ, મહેશ્વર, બ્રહ્મા વિગેરે દેવો જાણવા. લોકોત્તરમાં પરમપદ પામેલા એવા અર્હદાદિ વિગેરે મુક્તાત્માઓ લેવા, આ પ્રમાણે દેવોમાં ફેર છે તે પ્રમાણે ભક્તિમાં પણ ફેર છે, છતાં પતંજલી રૂપી પૂજા સત્કાર બહુમાન રૂપી ભક્તિ કરવા જણાવેછે, આથી જેમ દેવોમાં અભેદ વૃત્તિ યોગશાસ્ત્રમાં જણાવી તેવી રીતે સર્વજ્ઞોમાં અભેદ વૃત્તિ જાણવી; ॥૧૦૮॥

## આ વાતને સ્પષ્ટ કરે છે.

संसारिषु हि देवेषु भक्तिस्तत्कायगामिनाम् ॥
तदतीते पुनस्तत्त्वे तदतीतार्थयायिनाम ॥१०९॥

અર્થ. સંસારમાં રહેલા પણ હજી સુધિ મોક્ષે ગયા નથી એવા લૌકિક દેવો લોકપાલ વિગેરે તેઓની ભક્તિ-સેવા સંસારિદેવકાયગામિ–ભવિષ્યમાં દેવ થવાની ભાવનાવાળા સંસારમાં રહેલા એવા જીવો કરે છે, અને સંસારથી જેઓ અતિત થયા છે. પરમપદને પામ્યા છે એવા સર્વજ્ઞોની ભક્તિ સંસારથી અતીત થવાના માર્ગને અનુસરવા વાળા એવા યોગિઓ–મહાત્માઓ કરે છે; ॥૧૦૯॥

**વિવેચન.** સંસારી જીવો પુદ્‌ગલીક સુખની ઇચ્છાથી હરી. હર, બ્રહ્મા વિગેરે દેવોની ભક્તિ કરે છે, અને તેઓની ભાવના અનુસારે દેવલોકાદિ વિગેરે પુદ્‌ગલીક સુખોની પ્રાપ્તિ થાય છે, અને આત્મકલ્યાણ કરવાની ભાવનાથી વિતરાગ દેવ સર્વજ્ઞપ્રભુની પૂજા ભક્તિ બહુ માન, સંસારથી મુક્ત થઈ પરમપદ મેળવવાની ભાવનાવાળા એવા યોગિમહાત્માઓ કરે છે, વિતરાગ પ્રભુના સ્મરણ કે ધ્યાનથી યોગિઓ વિતરાગ બને છે માટે તેઓ સર્વજ્ઞની પૂજા કરે છે, અને સરાગી દેવોના સ્મરણ કે ધ્યાનથી મનુષ્યો સરાગી બને છે. કારણ કે તેજ તેઓને પ્રિય હોય છે, આથી વિતરાગ દેવને છોડી સરાગી દેવોની પૂજા કરે છે. ।।૧૦૯।।

## બંને ભક્તિનું સ્વરૂપ બતાવે છે,

**चित्रा चाद्येषु तद्रागतदन्यद्वेषसंगता ॥**
**अचित्रा चरमे त्वेषा शमसाराखिलैव हि ॥११०॥**

અર્થ. ચિત્રાભક્તિ નાના પ્રકારની છે. અને તે સંસારિક દેવોને વિષે રાગથી તથા દ્વેષથી કરે છે, જે દેવોના ઉપર પ્રેમ છે તેઓની ભક્તિ રાગથી કરે છે, અને જે દેવોના ઉપર પ્રેમ નથી તેઓના ઉપર દ્વેષભાવ ધારણ કરે છે, આ ભક્તિ મોહગર્ભિત છે. અચિત્રાભક્તિ એક પ્રકારની છે અને તે સંસારથી અતીત થએલા એવા સર્વજ્ઞોની આ ભક્તિ શમ સારા–શાંતિ છે પ્રધાન જેમાં એવી શમસારા સમગ્ર ભક્તિ એક પ્રકારની છે, કારણ કે આમાં મોહનો અભાવ છે. ।૧૧૦।

**વિવેચન.** લૌકિક દેવોની ભક્તિ રાગ અને દ્વેષથી

થાય છે જે દેવોની માનતા કરવાથી પોતાનું કામ કાક તાલિય ન્યાયથી થઇ ગયું હોય તેવા દેવોની ભક્તિ રાગથી કરે છે અને બીજા દેવોની ભક્તિ નહિ કરીશ તો હેરાન કરશે આવી બુદ્ધિથી જે ભક્તિ થાય છે તે દ્વેષ યુક્ત સમજવી. કારણ કે આમાં મોહ રહેલ છે અને મોહથી ભક્તિ આવી જ થાય છે. આ પ્રમાણે ચિત્રા ભક્તિ અનેક પ્રકારે છે. પણ વિતરાગપ્રભુ જેઓ સંસારથી મુકત થઈ પરમપદમોક્ષમાં બીરાજમાન થયા છે તેઓના પ્રતે અંતઃકરણથી શુદ્ધપ્રેમ રાખવો, માનસીક પૂજા કરવી. અગર તેઓની મૂર્તિની પૂજા, બહુમાન, સત્કાર કરવો આ એક પ્રકારની અચિત્રાભકિત છે. મોહના અભાવથી થતી હોવાથી એકજ પ્રકારની છે. આજ ભકિત કરવી ઉત્તમ છે. ॥૧૧૦॥

संसारिणां हि देवानां यस्माच्चित्राण्यनेकधा ॥
स्थित्यैश्वर्यप्रभावाद्यैः स्थानानि प्रतिशासनम् ॥१११॥

અર્થ. સંસારમાં રહેલા એવા શોમ, યમ, વરૂણ, કુબેર વિગેરે દેવોની નાના પ્રકારની અનેક રીતે પૂજા થાય છે, તેમજ દેવોની સ્થિતિ. ઐશ્વર્ય, પ્રભાવ, અને સહજ રૂપ વિગેરે તથા વિમાનો વિગેરેના ભેદો અનેક પ્રકારે પડે છે, તથા પ્રતિશાસન–દરેક દેવની આજ્ઞા જુદી જુદી હોય છે, સ્વર્ગ, મૃત્યુ, અને પાતાલવાસિદેવ બધા જુદી જુદી જાતના હોય છે, આ બધાની પૂજા એકરીતિ એ કે, એક પ્રકારે થતી નથી, જેવી જેવી જેની યોગ્યતા–લાયકાત, તે તે પ્રમાણે પૂજા થાય છે; દરેક દેવની એક રીતે પૂજા થતી નથી. ॥ ૧૧૧ ॥

**વિવેચન.** ભુવનપતિ-વ્યંતર-જ્યોતિશી-વૈમાનીક, વિગેરે સંસારમાં રહેલા દેવો અનેક પ્રકારના છે. આ દેવોનિ આયુષ્યનિ સ્થિતિ;ઐશ્વર્યતા,પ્રભાવ, તથા શરીરનીકાંતિ,રૂપ. પણ એક સરખા હોતા નથી; તેમ જ તેઓને રહેવાના સ્થાનો-વિમાનો તથા શાસન-આજ્ઞા વિગેરે દરેક દેવની એક સરખી હોતી નથી, તેમજ તેઓની પૂજા ભકિત પણ એક પ્રકારે નથી, જેવી જેની યોગ્યતા પૂન્યમાં વધારો જેનેહોય છે. તેની પૂજા ભકિત,આજ્ઞા,ઐશ્વર્ય, આયુષ્ય. વિમાનો વિગેરે ઘણા સારા પ્રમાણમાં હોય છે. જેની પુન્ય પ્રકૃતિ ઓછી હોય છે તેને તેવા પ્રમાણમાં પૂજાભકિત વિગેરે પ્રાપ્ત થાયછે, આ બીના ત્રણે લોક આશ્રિ જાણવી. ॥૧૧૧॥

### આ વાતનો નિર્ણય કરે છે.

**तस्मात्तत्साधनोपायो नियमाच्चित्र एव हि ॥**
**न भिन्ननगराणां स्यादेकं वर्त्म कदाचन ॥११२॥**

અર્થ. દેવો નાના પ્રકારના હોવાથી તે દેવોને આરાધના કરવાના ઉપાયો પણ નિયમે કરી નાના પ્રકારના હોય છે; આ વાત દ્રષ્ટાંત આપી જણાવે છે કે, જુદા જુદા નગરો પ્રતે જવાનો માર્ગ કયારે પણ એક હોતો નથી, અને એક માર્ગ હોય તો જુદા નગરો કહેવાયજ નહિ.

**વિવેચન.** મંત્રવાદિઓ મંત્ર સાધના કરવા બેસે છે ત્યારે જે જાતિનો દેવ હોય તેને તે પ્રકારે પૂજાપુલ નૈવેદ્ય ધરવા પડે છે, હલકી જાતીના દેવોને જે ભોગો ધરવા પડે છે તે વૈમાનીક દેવોને ધરવા પડતા નથી, તેને તો સારામાં

સારા સુગંધી પદાર્થો, સારા સારા ફળો, ફુલો વિગેરે ધરવા પડે છે, ત્યારે વ્યંતર જાતના ભેરવ ક્ષેત્રપાલ વિગેરે દેવોને ભોગો જુદીજ પ્રકારના ધરવા પડે છે. આ બધી પૂજન વિધી ભક્તિજ કહેવાય છે, પણ લાયકાતના પ્રમાણમાંજ કરવાથી તે લાભદાયક થાય છે, આ બીનાને લોક પ્રસિદ્ધ ઉદાહરણથી જણાવે છે કે, અમદાવાદ, મુંબઈ, જયપુર, જેસલમેર, રતલામ, હૈદ્રાબાદ વિગેરે જુદા જુદા નગરોનો એક માર્ગ કદિ હોતો નથી, અને જો એકજ માર્ગ હોય તો તેને જુદા જુદા નગરો કહેવાય જ નહિ, તે પ્રમાણે દેવોની પૂજાભક્તિ નાના પ્રકારની હોય છે. ॥૧૧૨॥

## તેજ વાત જણાવે છે.

इष्टापूर्तानि कर्माणि लोके चित्राभिसंधितः ॥
नानाफलानि सर्वाणि द्रष्टव्यानि विचक्षणैः ॥११३॥

અર્થ. જગતમાં જુદા જુદા અભિપ્રાયથી કરાતી યજ્ઞ સંબંધી ઈષ્ટપૂર્ત ક્રિયાઓ છે તે સર્વે જુદા જુદા ફલને આપે છે, એમ વિદ્વાનોએ સમજવું. હૃદયના આશય પ્રમાણે ફળ મળે છે. ॥૧૧૩॥

**વિવેચન.** પ્રથમના વખતમાં પરચક્રના ભય પ્રસંગે, વરસાદના કારણ પ્રસંગે તથા કોઈ પણ ઇચ્છીત વસ્તુની પ્રાપ્તિ માટે તેતે દેવોને ઉદ્દેશી યજ્ઞાદિ ક્રિયાઓ બ્રાહ્મણો કરાવતા હતા, આ યજ્ઞાદિ પ્રસંગે જે જે ક્રિયાઓ કરવામાં આવતી અને બ્રાહ્મણોને મંત્રાદિના સંસ્કારથી વાસિત કરી સોનું રૂપું વિગેરે દાન આપતા તથા બીજાઓ વાવ, કુવા,

તળાવ, જગ્યા તથા અન્નાદિ વિગેરે વસ્તુ દાન દેતા, આ ઇષ્ટાપૂર્તાદિ કર્મક્રિયા કરનારા અનેક મનુષ્યો જુદા જુદા અભિપ્રાયથી કરે છે. આપણ દેવને ઉદ્દેશીને થતી ક્રિયા એક પ્રકારની ભકિતછે. આ નાના પ્રકારની ભકિતનું ફળ જેવા જેવા આશયો–અભિપ્રાયો–લાગણીઓ હોય તેવાતેવા પ્રકારના ફળો મળેછે. આ બધા અનુષ્ઠાનો મોહ ગર્ભિત હોવાથી જે જે આશયથી કરેલ હોય તેવા તેવા ફળો મળે છે. ॥૧૧૩॥

## ઇષ્ટાપુર્તનું સ્વરૂપ બતાવે છે.

ऋत्विग्भिर्मंत्रसंस्कारैर्ब्राह्मणानां समक्षतः ॥
अंतर्वेद्यां हि यद्दत्तमिष्टं तदभिधीयते ॥ ११७ ॥

અર્થ. યજ્ઞમાં અગ્રેસર તરીકે ક્રિયા કરાવનારા બ્રાહ્મણો મંત્રના સંસ્કાર વડે વાસિત કરેલ સુવર્ણાદિ યજ્ઞની વેદિકાની અંદર બેસી બ્રાહ્મણોની સમક્ષ, યજમાન, ઋત્વિજ બ્રાહ્મણોને જે દે છે, તે ઇષ્ટ કહેવાય છે, ॥૧૧૪॥

**વિવેચન.** પુત્રાદિ અગર સ્વર્ગાદિની ઇચ્છાવડે પ્રથમના વખતમાં ઘણા અજ્ઞાનિ જીવો યજ્ઞ કરાવતા હતા, તે વખતે યજ્ઞ સંબંધી ક્રિયા કરાવનાર મુખ્ય બ્રાહ્મણને ઋત્વિજ કહે છે, આ ઋત્વિજો યજમાને દાન દેવા માટે એકઠી કરેલ ચીજો સ્વર્ણ રૂપું વસ્ત્ર વિગેરે તેને વેદના મંત્રવડે પવિત્ર બનાવીને યજ્ઞ કરાવનાર યજમાન બ્રાહ્મણોની સમક્ષ ઋત્વિજ બ્રાહ્મણોને દાન આપે છે, આનું નામ ઇષ્ટ કહેછે. ॥૧૧૪॥

## હવે પુર્ત જણાવે છે.

वापीकूपतडागानि देवतायतनानि च ॥
अन्नप्रदानमेतत्तु पूर्तं तत्त्वविदो विदुः ॥११५॥

અર્થ. વાવ, કુવો, તલાવ, દેવમંદિર, વસતિ, મુકામ વિગેરે તથા અન્ન વિગેરેનું જે દાન દેવું તેને તત્ત્વના જાણકાર પુર્ત કહે છે. ॥૧૧૫॥

**વિવેચન.** યજ્ઞના પ્રસંગે યજ્ઞ કરાવનારાઓ–યજમાનો આ લોકની કે પરલોકની કોઇપણ પુદ્ગલીક વસ્તુ મલવાની ભાવનાએ બ્રાહ્મણોને જે વાવ, કુવા સાર્વજનીક ઉપયોગી વસ્તુ દાનમાં આપે છે આને પુર્ત કહે છે, આપણ એક પ્રકારની ભક્તિ દેવનીછે. આ ભક્તિકરનારા અનેક હોયછે, તો પણ તેઓ બધાને એક સરખું ફળ મળતું નથી.॥૧૧૫॥

## આંતર હેતુ અધિકૃત્ય કહે છે.

**अभिसंधेः फलंभिन्न मनुष्ठाने समेऽपि हि ॥**
**परमो ऽतः स एवेह वारीव कृषिकर्मणि ॥११६॥**

અર્થ. એક સરખા ધર્મના અનુષ્ઠાનો–ધર્મ કરણીઓ કરતાં છતાં અંતઃકરણના આશયોને લઇ ઇષ્ટ વસ્તુરૂપી ફલ મલવામાં પરમઃકેતા ઉત્કૃષ્ટ ભેદ પડે છે, અતઃકેતા આ કારણને લઈ " સએવ" અભિસંધિ. હૃદયનો આશય છે તેજ પાણીની માફક કૃષિકર્મના ફળોમાં ભેદ પાડે છે, પાણી એક છે છતાં તેનાથી પાકનાં ધાન્યો. કે ફળો. એક સરખા થતા નથી. ॥૧૧૬॥

**વિવેચન.** પોષા, પૂજા, પ્રતિક્રમણ. વ્રત, તપ, જપ દેવ પૂજાદિ વિગેરે ધર્મના અનુષ્ઠાનો એક સરખા કરનારા ઘણા માણસો જોવામાં આવે છે, છતાં તેઓના ફળમાં ઘણો મોટો ફેર પડે છે, જે જે આશયથી ધર્મક્રિયા

કરાતી હોય તેને તે પ્રમાણે ફલ મલે છે; કુવા, વાવ, નદી કે તળાવનું પાણી એક સરખું ખેતરમાં પડે છે, છતાં આશય રૂપ ઉપાદાન કારણ જુદાજુદા હોવાથી બાજરો, જાર, ઘઉં, મગ, અડદ, શ્રીફળ, કેરી, દાડમ, નારંગી વિગેરે ભિન્નભિન્ન પદાર્થો ઉત્પન્ન થાય છે. આશયરૂપ ઉપાદાન કારણમાં ફેર હોવાથી એક સરખા પ્રકારની સેવા પણ ફલમાં ભિન્ન ભિન્ન પણે પરિણમે છે. ॥૧૧૬॥

## આશયના ભેદનું કારણ જણાવે છે.

रागादिभिरयं चेह भिद्यतेऽनेकधा नृणाम् ॥
नानाफलोपभोक्तॄणां तथा बुद्ध्यादि भेदतः ॥११७॥

અર્થ. નાના પ્રકારના ફલનો ઉપભોગ કરનારા મનુષ્યોના રાગદ્વેષાદિ દોષોવડે આશયો–વિચારો લોકમાં અનેક પ્રકારે જુદા પડેછે. તથા બુદ્ધ્યાદિના ભેદવડે પણ આશયો જુદા પડે છે. ॥ ૧૧૭ ॥

**વિવેચન.** ધર્મના કે અધર્મના અનુષ્ઠાનો–ક્રિયાઓ જીવો કરે છે તેમાં રાગદ્વેષની મંદતા, મધ્યતા, અને તિવ્રતાને લઇ વિચારોમાં અનેક પ્રકારના ભેદો પડે છે અને આ આશયો–અભિપ્રાયોને લઈ નાના પ્રકારના ફળોનો ઉપભોગ કરતા પ્રત્યક્ષ મનુષ્યો જોવામાં આવે છે તથા આગળ બતાવવામાં આવતા બુદ્ધ્યાદિના ભેદથી પણ અભિપ્રાયો જુદા પડે છે, આ પ્રમાણે રાગાદિદોષો તથા બુદ્ધ્યાદિભેદોને લઇ અભિપ્રાયો જુદા પડે છે, અને તેને લઇ ફલમાં પણ ભિન્નતા પડે છે. ॥૧૧૭॥

## બુદ્ધયાદિ ભેદો બતાવે છે.

बुद्धिर्ज्ञानमसंमोह स्त्रिविधो बोध इष्यते ॥
तद्भेदात्सर्वकर्माणि भिद्यन्ते सर्वदेहिनाम् ॥११८॥

અર્થ. બુદ્ધિ, જ્ઞાન, અને અસંમોહથી ત્રણ પ્રકારે બોધ થાય છે. અને બુદ્ધ્યાદિના ભેદથી સર્વ પ્રાણીઓના સર્વ કર્મો ઇષ્ટપૂર્તાદિ જુદા પડે છે કારણના ભેદથી ફળમાં પણ ભેદ પડે છે ॥૧૧૮॥

**વિવેચન.** વર્તમાન વિષયવાળી બુદ્ધિ દરેક મનુષ્યોની એક સરખી હોતી નથી, એક વસ્તુના નિર્ણયમાં દરેક મનુષ્યો જુદા જુદા અભિપ્રાયો આપેછે. શાસ્ત્રથી ઉત્પન્ન થતો બોધ તે જ્ઞાન છે, આપણ બોધ દરેકનો એક સરખો હોતો નથી, જે વસ્તુજે પ્રમાણે છે તેને યથાર્થ જાણવું. જેમકે સામાયક, પ્રતિક્રમણ; પૌષધ, દેવવંદન, પૂજા વિગેરે સદ્અનુષ્ઠાનો જે સ્વરૂપેછે, તેને તે રૂપે જાણવા, અને તેમાં આદર કરવો, પણ તેમાં મુંજાવું નહિ, આનું નામ અસંમોહ કહેવાય છે, આ અસંમોહ દરેકનો એકસરખો હોતોનથી, આને લઈ શાસ્ત્રમાં ત્રણપ્રકારનો બોધ કહેલછે, આ બુદ્ધ્યાદિ ત્રણના ભેદને લઈ સર્વ ક્રિયાઓ યજ્ઞમાં થતિ ઇષ્ટપૂર્તાદિ તથા બીજી દેવવંદન પૂજા વિગેરે તમામ પ્રાણીઓની જુદી પડે છે, કારણના ભેદને લઇ ફલમાં અવશ્ય ભેદ પડે છે. ॥૧૧૮॥

इन्द्रियार्थाश्रया बुद्धि र्ज्ञानंत्वागमपूर्वकम् ॥
सदनुष्ठानवच्चैतदसंमोहोऽभिधीयते ॥११९॥

અર્થ. ઇંદ્રિય અને અર્થને આશ્રય કરવાવાળી બુદ્ધિ

છે. આગમ પૂર્વક થનાર બોધને જ્ઞાન, અને સારા અનુષ્ઠાનવાળું જે જ્ઞાન તે અસંમોહ, આ પ્રમાણે બુદ્ધ્યાદિત્રયનું સ્વરૂપ છે. ॥૧૧૯॥

**વિવેચન.** ચક્ષુરાદિ ઇંદ્રિયો, અર્થ ઘટપટ વિગેરે, આ બંનેના આશ્રયથી થનાર જે બોધ તેનું નામ બુદ્ધિ. જેમ કોઇ તીર્થયાત્રિકને જોવાથી નિશ્ચય કરી શકાય છે કે આ યાત્રિકો કોઇ તીર્થે જાય છે, આનું નામ બુદ્ધિ કહેવાય, આગમ પૂર્વક થનાર બોધ તે જ્ઞાન છે, જેમ કે તીર્થયાત્રા વિધિનું જેમ જ્ઞાન, સત્ અનુષ્ઠાનનું યથાર્થજ્ઞાન તે અસંમોહ. આ પ્રમાણે બોધરાજ કહે છે. ॥૧૧૯॥

## આ બીના ઉપર લોક પ્રસિદ્ધ દ્રષ્ટાંત કહે છે.

**रत्नोपलम्भ तज्ज्ञान तत्मा प्त्यादि यथाक्रमम् ॥**
**इहोदाहरणं साधु ज्ञेयंबुद्धचादि सिद्धये ॥१२०॥**

અર્થ. રત્નની પ્રાપ્તિ થવી તે બુદ્ધિ, આગમપૂર્વક રત્નનો બોધ તે જ્ઞાન છે, અને રત્નની પ્રાપ્તિ થયા પછી તેની વ્યવસ્થા કરવી. તેની કિંમત આંકવી વેચવું વિગેરે અસંમોહ છે, આ પ્રમાણે બુદ્ધયાદિ ત્રણની સિદ્ધિ માટે આ ઉદાહરણ સુંદર છે ॥૧૨૦॥

**વિવેચન.** બોધરાજ નામના કોઇ યોગાચાર્ય જણાવે છે કે ત્રણ પ્રકારે વસ્તુ તત્ત્વનો બોધ થાય છે, અને આ બુદ્ધ્યાદિ ભેદોને લઈ ફલોમાં પણ ભેદ પડે છે. આ ત્રણ પ્રકારનો બોધ દ્રષ્ટાંત આપીને સમજાવે છે કે રત્નની પ્રાપ્તિ થવી તે ચક્ષુ ઇંદ્રિય અને અર્થના આશ્રયથી થાય છે માટે

તે બુદ્ધિજન્ય બોધ છે, રત્નનું જ્ઞાન આગમથી થાય છે તે જ્ઞાનજન્ય છે, રત્નની પ્રાપ્તિ જ્ઞાનપૂર્વક હોવાથી તેની વ્યવસ્થા કરવી, કિંમત આંકવી, કે વેચવું વિગેરે અસંમોહજન્ય બોધછે, આ પ્રમાણે બુદ્ધિ, જ્ઞાન, અને અસંમોહની સિદ્ધિ ખાતર આ રત્નનું દ્રષ્ટાંત સુંદર આપેલ છે. ॥૧૨૦॥

## સારા અનુષ્ઠાનનું સ્વરૂપ જણાવે છે.

**आदरः करणे प्रीति रविघ्नःसंपदागमः ॥**
**जिज्ञासा तन्निसेवाच सदनुष्ठान लक्षणम् ॥१२१॥**

અર્થ. આત્મકલ્યાણ માટેની જે જે શુભક્રિયાઓ છે, તેમાં આદર–બહુમાન, તથા તે ક્રિયા કરવામાં પ્રીતિ–આસક્તિ તથા વિઘ્નનો નાશ ભાગ્યના યોગથી થવો તે, સંપદાગમઃ—અભ્યંતરલક્ષ્મીજ્ઞાનાદિની પ્રાપ્તિ થવી, સદનુષ્ઠાન કરવાની જીજ્ઞાસા–ઇચ્છા થવી; તે પછી તે ક્રિયાઓ કરવા પ્રવૃત્તિ કરવી. તથા તેના પ્રતે હૃદયની લાગણી ધારણ કરવી, આ સારા અનુષ્ઠાનનું લક્ષણ છે, આનાથી ભાવિ સારો અનુબંધ–પુણ્યાનુબંધિપુણ્યનો અનુબંધ પડે છે. ॥૧૨૧॥

**વિવેચન.** વર્તમાન કાલમાં સામાયક, પૂજા, પ્રતિક્રમણ, દેવવંદન, પૂજા, પૌષધ, વ્રત, તપ, જપ વિગેરે જે જે ધર્મના અનુષ્ઠાનો કરવામાં આવે છે, આ બધા અનુષ્ઠાનો મોટે ભાગે ઓઘદ્રષ્ટિથી થાય છે, પણ આ અનુષ્ઠાનોને અમૃતક્રિયારૂપ બનાવવા ગુરૂશ્રી જણાવે છે કે, આ અનુષ્ઠાનોમાં આદર–બહુમાન રાખવો. ક્રિયા કરવામાં અત્યંત પ્રીતિ કરવી વેઠ ન ઉતારવી, હૃદયના શુદ્ધ આશયથી ધર્મ

ક્રિયા કરે છે ત્યારે વિઘ્નો પણ ભાગ્યોદયથી પોતાની મેળે ચાલ્યા જાય છે, વિઘ્નો ચાલ્યા જવાથી શુભ ભાવની વૃદ્ધિ થતા પુણ્યની પણ વૃદ્ધિ થાય છે, તેમજ સત્ ક્રિયામાં પ્રવૃત્તિ કરતાં જ્ઞાન દર્શનાદિ રૂપભાવ લક્ષ્મી પણ પ્રાપ્ત થાય છે, તથા પોતાને ઇષ્ટ એવી પ્રભુની પૂજા વિગેરે સદ્ અનુષ્ઠાનો કરવાની પ્રબલ ઇચ્છા કરવી તે જીજ્ઞાસા, તે પછી તે કાર્ય કરવું તેઓની સેવાભક્તિ કરવી તે " तन्निसेवा " ચશબ્દથી તે અનુષ્ઠાનો ઉપર હૃદયની લાગણી રાખવી આ સતઅનુષ્ઠાન ક્રિયાનું લક્ષણ છે, આનાથી ભાવિ ઘણોજ પુણ્યનો બંધ પડે છે, અને પરંપરાએ મોક્ષ મેળવી આપે છે. ॥૧૨૧॥

**બુદ્ધયાદિ બોધથી કરાતા અનુષ્ટાનોના ફળ કહે છે.**

**बुद्धिपूर्वाणि कर्माणि सर्वाण्येवेहदेहिनाम् ॥**
**संसार फलदान्येव विपाकविरस त्वतः ॥१२२॥**

અર્થ. બુદ્ધિ, જ્ઞાન, અને અસંમોહ, આ પ્રમાણે ત્રણ પ્રકારનો બોધ પ્રથમ જણાવી આવ્યા છીએ, હવે આ ત્રણ પ્રકારના બોધનું ફલ જણાવે છે, આમાં પ્રથમ બુદ્ધિ બોધનું ફલ કહે છે, આ બોધ પુદ્‌ગલીક વસ્તુની પ્રાપ્તિરૂપ હોવાથી તેના ગુણ દોષનું જ્ઞાન આ જીવમાં ન હોવાથી પુદ્‌ગલીક વસ્તુ તરફ અત્યંત આસકિત કરવાથી, બુદ્ધિપૂર્વકના જે જે શુભાશુભ કર્મો કરે છે તે સમગ્ર કર્મો, સામાન્ય પ્રકારે લોકમાં મનુષ્યોને ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરવા રૂપ ફલને આપે છે, કારણ કે શાસ્ત્રપૂર્વક તે પ્રવૃત્તિ ન હોવાથી, તેમજ પરિણામે મહાદારૂણવેદના વિપાકે વિરસ હોવાથી..નિશ્ચે કરી મનુષ્યોને ભોગવવી પડે છે ॥૧૨૨॥

**વિવેચન.** જગતમાં એવા પણ ઘણા જીવો પડયા છે કે જે જે વસ્તુ જોવામાં આવે કે તરત તેનો ઉપભોગ કરવા મન લલચાય. તેમજ મોઢેથી પણ બોલે છે કે પ્રભુએ આ બધી ચીજો શા માટે બનાવી છે? ઉપભોગની ખાતર જ બનાવી છે આમ કહી તે વસ્તુનો ઉપભોગ છુટે હાથે કરે છે, આવા ભવાભિનંદિ જીવો બુદ્ધિપૂર્વકના જે જે શુભાશુભ કર્મો કરે છે, તે તમામ કર્મો ચાર ગતિમાં પરિભ્રમણ કરવા રૂપ ફલને દેનારા છે અને પરિણામે ઘણો કડવો વિપાક મનુષ્યોને ભોગવવો પડવાનો છે. ॥૧૨૨॥

ज्ञानपूर्वाणि तान्येव मुक्त्यंगं कुलयोगिनाम् ॥
श्रुतशक्तिसमावेशादनुबन्धफलत्वतः ॥१२३॥

અર્થ. જ્ઞાન પૂર્વાણિ–ગુણ દોષની સમજણ પૂર્વકના પૂર્વોક્ત જે જે કર્મો–શુભ અનુષ્ઠાનો કરે છે તે તમામ કર્મો મુક્તિના અંગો બને છે શા માટે, તો કહે છે કે. શ્રુતશક્તિ–શ્રુતજ્ઞાન રૂપ શક્તિ તેઓમાં હોવાથી,તેમજ તાત્વિક અનુ. બંધ–શુદ્ધ અંતઃકરણની વિચાર શ્રેણિરૂપ ફલવાળા હોવાથી આ અનુષ્ઠાનો મોક્ષના અંગરૂપ બનેછે.॥૧૨૩॥

**વિવેચન.** તામલીતાપસે સાઠહજાર વર્ષ સુધી ઘોર તપશ્ચર્યાદિ વિગેરે અનુષ્ઠાનો કર્યા પણ તે જ્ઞાન પૂર્વકના ન હોવાથી મુક્તિના અંગભૂત તે કર્મો–અનુષ્ઠાનો ન બન્યા, પણ જ્ઞાન પૂર્વકના જો અનુષ્ઠાનો હોત તો મોક્ષ મેલવી આપત, કુલયોગિઓ જે જે અનુષ્ઠાનો કરે છે તે જ્ઞાન પૂર્વક કરતા હોવાથી તેઓને તે શુભક્રિયાઓ મોક્ષનું અંગ બને

છે. કુલયોગિઓનું સ્વરૂપ પહેલા જણાવેલ છે. વળી આગલ કહેવામાં આવશે, અહીં કુલયોગિઓ લેવાથી ગોત્રયોગિઓ જે છે તે ન લેવા, કારણ કે કુલયોગિઓ કરતાં તેમાં જ્ઞાન ઓછું હોય છે, તેમજ અમૃતશક્તિતુલ્ય શ્રુતજ્ઞાનરૂપશક્તિનો પ્રવેશ કુલયોગિઓમાં હોય છે, આ શક્તિને લઈ કુલ-યોગિઓને મુખ્ય ગણવામાં આવ્યા છે, તેમજ તાત્વિક શુદ્ધ અંતઃકરણની વિચાર શ્રેણિને લઇ કુલયોગિઓના અનુષ્ઠાનો પરમપદના અંગભૂત બને છે. ॥૧૨૩॥

असंमोहसमुत्थानि त्वेकान्तपरिशुद्धितः ॥
निर्वाणफलदान्याशु भवातीतार्थयायिनाम् ॥१२४॥

અર્થ. કોઇપિણ પ્રકારના પુદ્દગલિક ફ્લની ઇચ્છા રાખ્યા વગર, કરાતાં ધર્મનાઅનુષ્ઠાનો તે અસંમોહ જનિત છે. તે એકાંત શુદ્ધ હોવાના કારણથી શિઘ્ર નિર્વાણફ્લ–મોક્ષફ્લને દેનારા તે અનુષ્ઠાનો બને છે; આ લાભ ભવાતીતાર્થયાયિ –સમ્યક્પ્રકારે પરમતત્વ–મોક્ષને જાણનારા અને મોક્ષ નિકટ-વર્તિ એવા મહાત્માઓ મેલવે છે. ॥૧૨૪॥

**વિવેચન.** જે જે ધર્મના અનુષ્ઠાનો કરે છે, તેમાં જરાપણ પુદ્દગલિક ભાવની ઇચ્છાનો અંશપણ નથી, કેવલ આત્મકલ્યાણ કરવાની ભાવનાથીજ કરે છે.તે અનુષ્ઠાનો અસં-મોહ કહેવાય છે, મોહગર્ભિત ન હોવાથી, આ અસંમોહથી કરાતા પૂર્વોક્ત ધર્મના અનુષ્ઠાનો એકાંતથી પરિશુદ્ધ હોવાથી પરિણામે મોક્ષના ફ્લને આપે છે, ભવાતીત જે અર્થ પર-મપદ તેને જાણનારાઓ, અર્થાત્ સમ્યક્ પ્રકારે પરમ પદને

જાણનાર જેઓ હોયછે તે આ લાભ મેલવે છે–મોક્ષ જવાની તૈયારી જેની થઈ ચુકી છે તેઓ આ લાભ મેળવે છે.॥૧૨૪॥

**ભવાતીતાર્થયાયિનું લક્ષણ બતાવે છે,**

**प्राकृतेष्विह भावेषु येषांचेतो निरुत्सुकम् ॥**
**भवभोगविरक्तास्ते भवातीतार्थयायिनः ॥१२५॥**

અર્થ. સામાન્ય પદાર્થો શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ આ વિગેરે પદાર્થોમાં જે મહાત્માઓનું ચિત્ત અંતઃકરણ નિરૂત્સુક બન્યું છે–તે તે પદાર્થોમાંથી લાગણી નીકળી ગઈ છે જેઓની તથા ભવભોગ–સાંસારિક વિષય સુખોથી જેઓ વિરક્ત બન્યાછે, એવા જીવો મુક્ત જેવા છે તે ભવાતીતાર્થયાયિ કહેવાયછે,ભવમાં ચિતનો સ્પર્શ નહોવાથી॥૧૨૫॥

**વિવેચન.** જગતમાં જે જે મોહક પદાર્થો છે, અને જેમાં જગતના તમામ જીવો રાત અને દિવસ મચ્યા રહ્યા છે, આવા પાંચ ઇંદ્રિયોના વિષયસુખો–કામ ભોગો છે, આ કામ ભોગોમાં જે મહાત્માઓનું ચિત્ત–અંતઃકરણ નિરૂત્સુક–નિવૃત થઇ ગયુ છે–પાછુ હઠી ગયું છે નિસંગપણાને લઇ, તેમજ ભવભોગ–સંસારિક વિષય સુખોથકી જેઓ વિરકત બન્યા છે એવા જીવો મુકત કલ્પા–મુકત જેવા છે; તેઓને ભવાતીતાર્થયાયિ કહે છે, કારણ કે તેઓનું અંતઃકરણ સંસારિક પદાર્થોને હવે સ્પર્શ કરતું નથી. ॥૧૨૫॥

**एक एव तु मार्गोऽपि तेषां शमपरायणः ॥**
**अवस्थाभेदभेदेऽपि जलधौ तीरमार्गवत् ॥१२६॥**

અર્થ ભવાતીતાર્થયાયિ મહાત્માઓનો મોક્ષરૂપ મહે-

લમાં જવાનો એકજ માર્ગ છે. ચિત્ત વિશુદ્ધિ લક્ષણ તથા શમભાવમાં નિષ્ઠ રહેવું તે, જો કે અવસ્થા ભેદથી ભેદ છે, ગુણસ્થાનકના ભેદની અપેક્ષાએ ભેદ પડે છે, તો પણ મોક્ષરૂપી મહેલમાં જવાને આ માર્ગ દરેકનો એકજ છે, જેમ કે સમુદ્રમાં આગલ પાછળ ઘણા વહાણો ચાલ્યા કરે છે, તો પણ આ બધા વહાણોનો માર્ગ તો કિનારા પર આવવાનો–બંદર ઉપર આવવાનો એકજ છે. ॥૧૨૬॥

**વિવેચન.** જગતમાં અનેક દર્શનોને લઈ અનેક વાડાઓ પડયા છે. પણ પરંપરાએ આખરે ધ્યેય–મોક્ષ મેલવવું તે દરેકનું એક હોય છે. કોઈ દર્શનકાર એમતો કહેતા નથી કે રાગ, દ્વેષ, મોહ, ઈર્ષ્યા, અભીમાનથી મોક્ષ મલશે, મોક્ષ મેળવવામાટે ચિત્તની વિશુદ્ધિ તથા શમ ભાવતો દરેક દર્શન કારો માને છે, આથી મોક્ષ મેળવવા માટે સર્વનો એકજ માર્ગ છે કે, ચિત્તની વિશુદ્ધિ કરો, મનમાં રહેલી અનાદિ કાળની મલીનવાસના તેને દૂર કરો.અને સ્વસ્વરૂપમા સ્થીરતા કરો; રાગદ્વેષને બંધ કરો. આજ મોક્ષનો એકજ માર્ગ છે. જેઓ સંસારથી અતીતથઈ પરમપદની સન્મુખ થયાછે,એવા ભવાતીતાર્થયાયિઓ–મોક્ષ રૂપીનગર તરફ પ્રયાણ કરી રહ્યા છે. જો કે આ ભવાતીતાર્થયાયિઓ ગુણ સ્થાનકના ભેદથી જુદા પડે છે, તો પણ સમુદ્રમાં ચાલતા અનેક વહાણો આગળ,પાછળ, દૂર, નજીક વિગેરેથી ભેદ જોકે છે તોપણ તે બધા વહાણોવાલાઓનો માર્ગ એકજ છે કીનારા ઉપર જવાનો–બંદર ઉપર પહોંચવાનો માર્ગ બધાઓના માટે એકજ છે, તેવી રીતે મોક્ષરૂપી નગર કે મહેલમાં પહોંચવાને બધા ગુણઠાણા વાળા જીવો આમ જુદા પડે છે, તો પણ તે

જુદા નામથી-શબ્દથી કથન કરે છે, પરંતુ અન્વર્થને લઇ તે એકજ નિર્વાણનેજ જણાવે છે, જેમકે સદાશિવ, પરબ્રહ્મ, સિદ્ધાત્મા, તથાતા આ વિગેરે શબ્દોથી તે એકજ તત્ત્વને કહે છે. ॥૧૨૮॥

**વિવેચન.** સંસારાતીતતત્ત્વને દરેક દર્શનકારો જુદા જુદા શબ્દથી કથન કરે છે, પણ આ બધા શબ્દો વાસ્તવિક નિર્વાણ તત્ત્વનેજ અન્વર્થના યોગથી જણાવે છે તેજ કહે છે, નૈયાયિક વિગેરે પરતત્ત્વને સદાશિવ કહે છે. આ અન્વર્થથી બરોબર છે. સદાશિવ સર્વકાળ જયાં શાંતિ છે કયારે પણ અશાંતિ નથી ત્રણેકાલમાં પરિશુદ્ધ હોવાથી સર્વ અશિવનો અભાવ હોવાથી પરમતત્વને સદાશિવ કહે છે. પરં પ્રધાનં બ્રહ્મ-ઉત્કૃષ્ટબ્રહ્મ બૃહત્વ અને બૃંહકત્વવડે મહાન્ અને વિસ્તૃત સદ્‌ભાવના આલંબન ભૂત હોવાથી પરબ્રહ્મ, કૃતકૃત્ય હોવાથી હવે જેને કાંઇ કરવાપણું બાકી રહેલ નથી માટે સિદ્ધાત્મા, કાયમ માટે જેમ છે તેમ રહેવાથી તથાતેતિ, કહ્યું છે કે, ઉપાદાન તથા નિમિત્ત કારણથી જેઓ વિકારને પામતા નથી માટે તેને ધ્રુવા કહે છે, તથા સર્વકાલ એકરૂપ હોવાથી તથાતા કહેછે, તથા "विसंयोगात्मिका च इयं"-સર્વ સંયોગથી રહિત હોવાથી આ સિદ્ધિને વિસંયોગાત્મકા કહે છે, તથા આધિદૈવિક, આધિભૌતિક, તથા આધ્યાત્મિક આપ્રમાણે ત્રણે પ્રકારના દુઃખથી રહિત હોવાથી મુક્તિને ત્રિદુઃખપરિવર્જીતા કહે છે, અત્યંત જીવની રાશી હોવાથી મુક્તિને ભૂતકોટિ કહે છે, કર્મનો ક્ષય થવાથી જીવને પરમફલ આપનાર હોવાથી મુક્તિને ભૂતાર્થ ફલદા કહે છે, આ પ્રમાણે અનેક શબ્દો વડે તે પરમતત્વ-નિર્વા-

णुने जणावे छे, अन्वर्थनो योग तथा उक्तनीतिथी ते तमाम शब्दो एकज परमतत्वने जणावे छे. शब्दो भिन्न छतां पण अर्थमां फेर पडतो नथी, माटे परमतत्त्व एकज छे.॥१२८॥

### केम आम छे ते कहे छे.

तल्लक्षणाविसंवादान्निरावाधमनामयम् ॥
निष्क्रियं च परं तत्त्वं यतो जन्माद्ययोगतः ॥१२९॥

अर्थ. उपर जे जे नामो परमतत्वना कही आव्या ते बधा नामोने निर्वाणना लक्षणनी साथे विसंवाद आवतो नथी, तेमज बीजा नामो पण बतावेछे, जेमांथी आबाधा पीडा नीकळी गई छे तेने निराबाधं कहेछे, जेमांथी द्रव्यरोग तथा भावरोग नीकळी गयो छे तेने अनामयं कहे छे, कारणना अभावथी कर्तव्यनो अभाव थवाथी तेने निष्क्रियं कहेछे,जे कारणथी जन्म,जरा,मरण,रोग,शोकविगेरेनोआमां अभाव होवाथी परमतत्व आवा प्रकारनुं होयछे. ॥१२९॥

**विवेचन.** दरेक दर्शनकारोए परमतत्वनुं जे जे लक्षण बांध्युं छे, ते लक्षण आ निर्वाण लक्षणतत्व साथे जरापण विसंवाद आवतो नथी. आ प्रमाणे जुदा जुदा अनेक शब्दोथी परमतत्वने संबोधे छते वास्तविक परम तत्व एकज अने एकरूप छे, ते परमतत्वने भले जुदा नामथी बोलावो पण तेना अर्थमां फेर पडतो नथी. ॥१२९॥

### आ बधानुं रहस्य जणावे छे.

ज्ञाते निर्वाणतत्त्वेऽस्मिन्नसंमोहेन तत्त्वतः ॥
प्रेक्षावतां न तद्भक्तौ विवाद उपपद्यते ॥१३०॥

અર્થ. અસંમોહ બોધથી આ નિર્વાણ તત્વનો નિશ્ચય જાણે છતે પરમાર્થથી બુદ્ધિવાનોને નિર્વાણ તત્વ વિષય ભક્તિ કરવામાં વિવાદ ઉત્પન્ન થતો નથી. ॥૧૩૦॥

**વિવેચન.** સત્‌ચિદાનંદ સ્વરૂપ નિર્વાણ તત્વનો આ પ્રમાણે નિશ્ચય અસંમોહ બોધથી વાસ્તવિક થયે છતે પ્રેક્ષવતાં–વિચારપૂર્વક કાર્ય કરનારા બુદ્ધિવાનોને નિર્વાણ તત્વની સેવા કરવામાં–મોક્ષને લાયક યોગ્ય અનુષ્ઠાનનું સેવન કરવારૂપ ભક્તિ કરવામાં વિવાદ ઉપન્ન થતો નથી, કારણકે તત્વજ્ઞાનમાં ભેદ નહોવાથી અને તત્વજ્ઞાનમાં ભેદ સમજેતો બુદ્ધિમત્તામાં વિરોધ આવે અનેતે બુદ્ધિમાનજ ન ગણાય.॥૧૩૦॥

**सर्वज्ञपूर्वकं चैतन्नियमादेव यत्स्थितम् ॥**
**आसन्नोऽयमृजुमार्गस्तद्भेदस्तत्कथं भवेत् ॥१३१॥**

અર્થ. સર્વજ્ઞપૂર્વક આ નિર્વાણતત્ત્વ નિયમે કરી રહેલ છે, કારણકે અસર્વજ્ઞ નિર્વાણતત્ત્વને પ્રાપ્ત કરી શકતો નથી, સર્વજ્ઞ લક્ષણ ઋજુ–વાંકો નહિ એવો આ મોક્ષનો નજીક માર્ગ છે. આ માર્ગમાં "તદ્‌ભેદઃ" સર્વજ્ઞ બાબત મતભેદ કેમ હોઈ શકે ? ॥ ૧૩૧ ॥

**વિવેચન.** પરમ શાંતિરૂપ નિર્વાણતત્ત્વનો નિર્ણય ઉપર કરી આવ્યાછીએ, આનિર્વાણતત્ત્વની પ્રાપ્તિ ત્રણે કાલનું જ્ઞાન થવારૂપ સર્વજ્ઞ પણાની પ્રાપ્તિ થયા સિવાય કદિ થઈ શક્તિ નથી. આ સર્વજ્ઞપણું પ્રાપ્ત થયું એટલે નિર્વાણતત્ત્વની નજીક પોચ્યા છીએ એમ સમજવું, આને લઈ ગુરૂશ્રી જણાવે છે કે સર્વજ્ઞપૂર્વક નિર્વાણતત્ત્વ નિયમે કરી સ્થિત છે–પ્રાપ્ત થાય

છે, અને નિર્વાણનો આ નજીક અને સરલ-સિદ્ધો માર્ગ છે, સર્વજ્ઞની પ્રાપ્તિ થયા સિવાય નિર્વાણતત્ત્વ મળતું નથી આને લઈ સર્વજ્ઞતત્ત્વમાં બુદ્ધિમાનોને ભેદ કેમ હોઈ શકે ? ॥૧૩૨॥

### સર્વજ્ઞ એક છે તો દેશના ભેદ કેમ છે ?

चित्रा तु देशनतेषां स्याद्विनेयानुगुण्यतः ॥
यस्मादेते महात्मानो भवव्याधिभिषग्वराः ॥१३२॥

અર્થ. આ સર્વજ્ઞો બધા એક સ્વરૂપ છે તો તેઓની દેશના-તત્ત્વજ્ઞાનની બાબતોમાં ભિન્નતા કેમ પડે છે ? ઉત્તર આપે છે કે-શિષ્યને ગુણ જેવી રીતે થાય તેવી રીતે દેશના આપે છે. કારણકે તે માહાત્માઓ સંસારરૂપ વ્યાધિનો નાશ કરવાને ઉત્તમ પ્રધાન વૈદ્યો છે. ॥ ૧૩૨ ॥

વિવેચન. શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજ સાંખ્યદર્શનકાર કપીલ રૂપી. બૌદ્ધદર્શનકાર સુગત રૂપી વિગેરેને સર્વજ્ઞની કક્ષામાં મુકે છે, તે તેઓની માન્યતાને અનુસારે જાણવું. આ કપિલ, સુગત વિગેરે સર્વજ્ઞોની દેશના ચિત્રા-નાના પ્રકારની છે, જેમકે, સાંખ્યદર્શનકાર કપિલરૂપી કહે છે કે આ આત્મા નિત્યછે, ત્યારે બૌધમતવાળા સુગતાચાર્ય કહે છે કે આત્મા અનિત્ય છે. આવા જે ભેદો જોવામાં આવે છે તે. તથા પ્રકારના શિષ્યોને લાભ જેવી રીતે થાય તે પ્રમાણે દેશના આપેછે.જેમકે કપિલમતવાળા આત્માને નિત્ય માનેછે. આ બીના પણ અપેક્ષાએ સત્યછે. ભવિષ્યમાં થનારા પર્યાયોનો નાશ લક્ષ્યમાં રાખીને પર્યાયોને ગૌણ કરી. અને દ્રવ્યને મુખ્ય ગણિ જે દેશના આપે છે તે નિત્ય દેશના સમજવી, પુદગલીક

ક્ષણિક વસ્તુમાં ભોગની આસ્થાવાળા પ્રાણીને આશ્રિ તે વસ્તુ-ની અનિત્યતા બતાવવાને ખાતર દ્રવ્યને ગૌણ કરી પર્યાયોને મુખ્ય કરી જે દેશના આપે છે તે અનિત્યદેશના સુગમમત-વાળાની સમજવી, આ પ્રમાણે દરેક વસ્તુમાં અન્વય અને વ્યતિરેક ધર્મો રહેલા છે, તેને તે સર્વજ્ઞો નથી જાણતા તેમ નથી,નહિ તો તેઓ સર્વજ્ઞો નજ કહેવાય. આ પ્રમાણે અપેક્ષા લક્ષમાં રાખી તથા પ્રકારના ગુણ જોઇને અપાતી દેશના તે અદુષ્ટ દેશના છે, કારણકે આ સર્વજ્ઞ માહાત્માઓ છે તે સંસારરૂપી વ્યાધિ તમામ જીવોને લાગી છે અને તેને લઇ જન્મ-જરા-મરણ-આધિ,વ્યાધિ અનેઉપાધિના અનેક દુખો સહન કરી રહ્યા છે તેઓનો રોગ નાશ કરવાને તેઓ શ્રી ઉત્તમ વૈદ્યનું કામ કરે છે, ॥ ૧૩૩ ॥

## આથી શું સમજવું તે કહે છે.

यस्य येन प्रकारेण बीजाधानादिसंभवः ॥
सानुबन्धो भवत्येते तथा तस्य जगुस्ततः ।·१३३॥

અર્થ. જે માણસને જે દેશનાથી બીજાધાનનો સંભવ જોવેછે. તેને તે પ્રકારે તે મહાત્માઓ ઉપદેશ કરે છે. આથી સાનુબન્ધ શુદ્ધહૃદયની લાગણી થાય છે. ॥૧૩૩॥

**વિવેચન.** આ મહાત્માઓ કેવલજ્ઞાનથી જોઇ રહ્યા છે કે આ જીવ કઇ દેશનાથી પ્રતિબોધને પામશે તે વાત લક્ષ્યમાં રાખી પછી નિત્ય દેશના આપે છે અને આ દેશ-નાથી અનેક ભવ્ય જીવોના હૃદયમાં પહેલા કહી આવ્યા એવા યોગના બીજોનું આધાન-સ્થાપન કરેછે, તથાસંસારથી

ઉદાસીન વૃત્તિલાવી સાનુબંધ-હૃદયને શુધ્ધ કરે છે, તથા ઉત્તરોત્તર ગુણની વૃધ્ધિ થાય તેવી રીતે આ સર્વજ્ઞો તેઓને ધર્મ દેશના આપે છે. ।।૧૩૩।।

### બીજી રીતે દેશના ભેદનું કારણ કહે છે.

**एकापि देशनंतेषां यद्वा श्रोतृविभेदतः ॥**
**अचिन्त्यपुण्यसामर्थ्यात्तया चित्रावभासते ॥१३४॥**

અર્થ. યદ્વા અથવા સર્વજ્ઞ ભગવાનોની એક પણ દેશના શ્રોતાઓના ભેદને લઇ તથાઅચિંત્યપુણ્યના સામર્થ્યને લઈ નિત્યાદિ પ્રકારવડે જુદી જુદી દેખાય છે. ।।૧૩૪।।

**વિવેચન.** પહેલા સર્વજ્ઞ ભગવાનોની દેશનાની ભિન્નતાનું કારણ શિષ્યોને જેવી રીતે ગુણ થાય તે પ્રમાણે દેશના આપવાનું કારણ જણાવ્યું. અહીં હવે બીજું કારણ બતાવે છે કે તમામ સર્વજ્ઞ ભગવાનોની દેશના તેઓના મુખમાં થી નીકળેલી "एकापि देशना" દેશના એક છે છતાં શ્રોતાઓના ભેદને લઈ-દરેક શ્રોતા એક સરખા જ્ઞાનવાળા હોતા નથી, આ જ્ઞાનના ભેદોને લઇ દરેક શ્રોતા પ્રભુની વાણી એક સરખી રીતે ઝીલી શકતો નથી. આને લઈ દેશનામાં ભેદ પડે છે, તથા તથાભવ્યતતા દરેક જીવોની એક-સરખી નથી. જેની નીકટ તથાભવ્યતા હોય છે તે એ દેશના સારી રીતે ઝીલી શકે છે, બીજાઓ ઝીલી શકતા નથી-ગ્રહણ કરી શકતા નથી. આ કારણોને લઇ દેશના જુદી ભાસે છે, તથા અચિંત્ય પુણ્યના સામર્થ્યને લઈ સામા જીવોને પ્રતિબોધ કરવાનું ઉપાર્જીત કરેલ

કર્મ વિપાકને લઇ દેશનામાં ભિન્નતા દેખાય છે, પ્રભુના સમવસરણુમાં અનેક જીવો દેશના સાંભળવા આવતા હતા ત્યારે પ્રભુની વાણી દરેક જીવોના માટે એક સરખી હતી છતાં પ્રભુના અતિશયને લઇ દરેક જીવો પાતપાતાની ભાષામાં જાણુતા હતા, અને દરેક જીવો એમ સમજતા હતા કે પ્રભુ અમને ઉદ્દેશીને કહેછે. આ પ્રમાણે દેશના એક છતાં નિત્યાદિ પ્રકારવડે દરેક જીવોને જુદી જુદી દેશના ભાસે છે. ॥૧૩૪॥

**આથી ગુણ નથી તેમ નથી ગુણ છે તે કહે છે.**

**यथाभव्यं च सर्वेषामुपकारोऽपि तत्कृतः ॥**
**जायतेऽवन्ध्यताप्येवमस्याः सर्वत्र सुस्थिता ॥१३५॥**

અર્થ. ભવ્યતાને અનુસારે તમામ જીવોને ઉપગાર દેશનાથી થાયછે, આને લઇ પ્રભુ દેશનાને અવંધ્યપણુંછે. કોઇ જગ્યાએ નિષ્ફલ જતીનથી, સર્વજગ્યાએ સુસ્થિતછે.॥૧૩૫॥

**વિવેચન.** પ્રભુની દેશના એક છતાં, અનેક રીતે જીવોને આશ્રિ અવભાસ થાય છે, આનાથી જીવોને અવશ્ય લાભ થાય છે, તેજ વાત બતાવે છે, કે જે જીવોને જેવા પ્રકારનું ભવ્યત્વપણું મળેલ છે તે જીવોને તેના અનુસારે પ્રભુની દેશનાથી બધાને ઉપકાર-ગુણ થાય છે. આથી પ્રભુની દેશના અવંધ્ય ગણાયછે, અવશ્યે કરી દરેક જીવોને લાભ થાયજ,સર્વજગ્યાએ સારીરીતે દેશના સ્થિતછે.॥૧૩૫॥

**બીજી રીતે દેશનાનો ભેદ કહે છે.**

**यद्वा तत्तन्नयापेक्षा तत्कालादिनियोगतः ॥**
**ऋषिभ्यो देशना चित्रा तन्मूलैषापि तत्त्वतः ॥१३६॥**

અર્થ. અથવા તે તે નયનીઅપેક્ષાને આશ્રિ તથા તે તે કાલના સંબંધને લઇ કપિલાદિ ઋષિઓએ નાના પ્રકારની દેશના આપી છે, આ દેશના પણ સર્વજ્ઞદેશનાની મૂળ-વાળી છે પરમાર્થથી, નિર્મૂલ નથી. ॥૧૩૬॥

**વિવેચન.** અથવા દેશના નાના પ્રકારની બીજી રીતે બતાવે છે કે. તે તે નયોને આશ્રિ, દ્રવ્યાસ્તિકનય દ્રવ્યોને મુખ્યત્વે માને છે, અને પર્યાયોને ગૌણ માને છે, પર્યાયા-સ્તિક નય પ્રર્યાયોને મુખ્ય માનેછે, અને દ્રવ્યોને ગૌણ માને છે, તથા તે તે કાલાદિના યોગથી, સુસુમ, દુષમ, દુષમાદિ કાલને આશ્રિકપિલાદિ રૂષિઓએ અનેકપ્રકારની દેશનાઆપી છે,આ દેશના નિર્મૂલ નથી; પણ સર્વજ્ઞમૂલા દેશનાછે—સર્વ-જ્ઞદ્વારા પ્રાપ્ત થએલછે. પરમાર્થથી સર્વજ્ઞનાપ્રવચનનેઅનુસારે પ્રવૃત્તિ કરવાથી સર્વજ્ઞ મૂલા દેશના તેઓની છે. ॥ ૧૩૬ ॥

## આ બીના ચાલુ રૂષિઓમાં જોડે છે.

तदभिप्रायमज्ञात्वा न ततोऽर्वागदृशां सताम ॥
युज्यते तत्प्रतिक्षेपो महानर्थकरः परः ॥१३७॥

અર્થ. સર્વજ્ઞના અભિપ્રાયને જાણ્યા સિવાય અર્વાક્ દૃષ્ટિવાળાપ્રમાતાઓએ સર્વજ્ઞનાઅભિપ્રાયનો તિરસ્કાર કદિપણ કરવો નહિ. કારણકે તે મહાન્ અનર્થને કરનાર છે. ॥૧૩૮॥

**વિવેચન.** આજકાલના વિતંડાવાદિ અર્વાગ્દગ્યો સામાના અભિપ્રાયને જાણ્યા વગર એકદમ તેઓનું ખંડન કરવા બેસી જાય છે. તેઓને સમજાવતા સૂરીશ્વરજી મહારાજ જણાવે છે કે સર્વજ્ઞ પ્રભુના અભિપ્રાયને જાણ્યા સિવાય વર્તમાન

## આજ બીના જણાવે છે.

कुदृष्टयादिवन्नो सन्तो भाषन्ते प्रायसः क्वचित् ॥
निश्चितं सारवच्चैव किं तु सत्त्वार्थकृत्सदा ॥१४०॥

અર્થ. પ્રાયે કરી કુદૃષ્ટિ–મિથ્યાદૃષ્ટિની માફક મુનીઓ માહાત્માઓ બિભત્સશબ્દો કદિ પણ બોલતા નથી, ત્યારે કેવી રીતે બોલે છે, નિશ્ચિત–સંદેહ વગરનું, તથા સારવાળું પણ નકામું નહિ. તેમજ "सत्वार्थकृत्" પરાર્થને કરવાનું શીલ છે જેને આવી ભાષા નીરંતર બોલે છે. ॥૧૪૦॥

**વિવેચન.** પન્નવણાજીસૂત્ર તથા દશવૈકાલિકસૂત્ર વિગેરેમાં ઘણા ઠેકાણે ભાષાનું સ્વરૂપ બતાવેલછે,આમાં કેટલીક ભાષા બોલવા લાયક છે, અને કેટલીક બોલવા લાયક નથી, આ ભાષાનું સ્વરૂપ બરોબર જાણતો હોય તોજ તે મુનિપદને લાયક ગણાય છે, મતલબ કે સામાને અપ્રિય લાગે એવી ભાષા પણ ન બોલવી, પ્રીય, પથ્ય, હીતકારી, તથા સત્ય, સામાને અપ્રીય લાગે એવી ભાષા સત્ય હોય તો પણ ન બોલવી, આ શાસ્ત્રીય ફરમાન છે, આજ બીનાને અંગે જણાવે છે કે મિથ્યાદૃષ્ટિની માફક મુનિઓ–સતપુરૂષો કદાપિ કુત્સ્યશબ્દ–બિભત્સ શબ્દવાળીભાષા પ્રાયેકરીને બોલતા નથી, પણ શાસ્ત્રથી નિશ્ચિત કરેલ, સંદેહવગરની, તથા સારવાળી–જે સાંભળવાથી બીજાને લાભ થાય એવી, પણ રાજકથા, દેશકથા,ભક્તકથા, તથા સ્ત્રીકથા, આવી કથા કદિ બોલે નહિ, તથા પરાર્થ કરણ શીલવાળી–દરેક જીવોને જે ભાષાથી સારો લાભ થાય તથા પરોપકાર કરવામાં તમામ જીવો સદા તત્પર થાય આવી ભાષા બોલવી. ॥૧૪૦॥

આ બીનાનો હવે ઉપસંહાર કરે છે,

निश्चयोऽतीन्द्रियार्थस्य योगिज्ञानादृते न च ॥
अतोऽप्यत्रान्धकल्पानां विवादेन न किंचन ॥१४१॥

અર્થ. અતીંદ્રય અર્થ-સર્વજ્ઞ વિગેરે તેનો નિશ્ચય યોગિ માહાત્માઓના જ્ઞાન સિવાય થતોનથી. આ કારણથી સર્વજ્ઞના અધિકારમાંઅન્ધકલ્પા-અતત્ત્વદર્શિ-છદ્મસ્થો ને વિવાદ કરવાવડે કાંઈ પણ ફળ નથી. ॥ ૧૪૧ ॥

**વિવેચન.** છદમસ્થજીવો કે જેને સંપૂર્ણ જ્ઞાન નથી તેઓ સમીપમાં રહેલ વસ્તુનેજ જોઈ શકે છે, પણ ભૂતકાળમાં થઇ ગએલ વસ્તુને જોઇ શક્તા કે જાણી શક્તા નથી, કેટલીક રૂપી તથા અરૂપી વસ્તુઓ પણ એવી છે કે સમીપમાં રહેલ હોય તોપણ છદ્મસ્થ જીવો જોઈ શક્તા તથા જાણી શકતા પણ નથી તો પછી અતીંદ્રિય અર્થો, ધર્મ, સ્વર્ગ, નરક, સર્વજ્ઞ, ધર્માસ્તિકકાયાદિ વિગેરે પદાર્થો જે આપણી દૃષ્ટિ મર્યાદા બહાર છે તેનો નિશ્ચય સર્વજ્ઞ જ્ઞાનવાળા યોગિ માહાત્માઓજ કરી શકે છે, તે સિવાય બીજાઓ કરી શકતા નથી, યોગિ જ્ઞાનથીજ સર્વજ્ઞની સિદ્ધિ થાય છે. આ કારણને લઈ સર્વજ્ઞના અધિકારમાં "અન્ધ કલ્પાનાં" વિશેષ પ્રકારે તત્ત્વને જોનારા નહિ એવા છદ્મસ્થોએ, વિવાદ કરવા જરૂર નથી, આ વિવાદ કરવામાં પરિણામની જે ધારા છે તેનો નાશ થયા સિવાય ફળ મળવાનું નથી, જગડામાં પરિણામની ધારા કલુશીત બની કર્મબંધ કરવા સિવાય બીજો લાભ નથી. ॥૧૪૧॥

न चानुमानविषय एषोऽर्थस्तत्त्वतो मतः ॥
न चातो निश्चयः सम्यगन्यत्राप्याह धीधनः ॥१४२॥

અર્થ. સર્વજ્ઞ વિશેષ લક્ષણ આ અર્થ છે તે અનુમાન, કે, યુકિત પ્રમાણનો વિષય પરમાર્થથી છેજ નહિ, તેમજ આ અનુમાનથી સર્વજ્ઞનો સમ્યક્ પ્રકારે નિશ્ચય પણ થતો નથી, આ બાબતમાં બીજે ઠેકાણે ધીધન ભર્તૃહરિ કહે છે.॥૧૪૨॥

**વિવેચન.** જેટલા જેટલા અતીંદ્રિયઅર્થો સર્વજ્ઞ વિગેરે છે તે બધાનો નિશ્ચય યોગિ જ્ઞાનની થઈ શકે છે, પણ અનુ-માનથી કે ઉપમાનપ્રમાણથી કે તર્કપ્રમાણથી સર્વજ્ઞ લક્ષણ અતીંદ્રિય અર્થનો નિશ્ચય કદિ થઈ શકે નહિ, કારણકે આ પ્રત્યક્ષાદિ પ્રમાણો સમીપમાં રહેલ વસ્તુનેજ સિદ્ધ કરવામાં સમર્થ છે, પણ દૂર રહેલ અતીંદિય વિષયને ગ્રહણ કરી શકતા નથી, આથી આ પ્રમાણો સમ્યક્ રીતે અતીંદ્રિય અર્થનો નિશ્ચય કરી શક્તા નથી, આ બાબતમાં બીજે ઠેકાણે સામાન્ય અર્થમાં ધીધન ભર્તૃહરિ આ પ્રમાણે જણાવે છે.

**જે જણાવે છે તે કહે છે.**

यत्नेनानुमितोऽप्यर्थः कुशलैरनुमातृभिः ॥
अभियुक्ततरैरन्यैरन्यथैवोपपाद्यते ॥ १४३॥

અર્થ. ભર્તૃહરિ જણાવે છે કે અન્વય વ્યતિરેક વિગેરે હેતુના સ્વરૂપને જાણવામાં કુશળ એવા પ્રમાતા વડે પ્રયત્નથી અનુમિતકરેલા–નિશ્ચિત કરેલા એવા પણ અર્થને તેના કરતાં પણ ચડીયાતા એવ બીજા અન્વય વ્યતિરેક વિગેરે હેતુના

સ્વરૂપને જાણનાર પ્રમાતાઓ તે અર્થને બીજી રીતે નિશ્ચય કરે છે-મૂલ અર્થને ઉલટાવી બીજી રીતે નિશ્ચય કરેછે.॥૧૪૩॥

**વિવેચન.** શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે જગતમાં જેટલી યુક્તિઓ છે, તેના કરતાં કુયુક્તિઓ વધારે છે. એટલે એક વાદિ એકવસ્તુને સિદ્ધ કરવા અનુમાન કરે છે. ત્યારે બીજા વાદિ તે વસ્તુને બીજી રીતે સિદ્ધ કરે છે. આથી આ વાદવિવાદનો અંતકદિ પણ આવતો નથી, અને અતીંદ્રિય વસ્તુતત્ત્વનો નિશ્ચય અનુમાનાદિ પ્રમાણોથી કદિ થતો પણ નથી. આજ વાતને આગલના શ્લોકથી ચોકસ કરી આપે છે. ॥૧૨૫૩॥

## નિશ્ચય બતાવે છે.

ज्ञायेरन्हेतुवादेन पदार्था यद्यतीन्द्रियाः ॥
कालेनैतावता प्राज्ञैः कृतः स्यात्तेषु निश्चयः ॥१४४॥

અર્થ. અનુમાન પ્રમાણવડે જો અતીંદ્રિય પદાર્થો સર્વજ્ઞાદિ વિગેરે જાણવામાં આવે-નિશ્ચય કરવામાં આવે તો આટલા કાલસુધિમાં તાર્કિકોએ અતીંદ્રિય અર્થોને વિષે નિશ્ચય કર્યો હોત? અર્થાત્ હજી સુધી નિશ્ચય કર્યોજ નથી. ॥૧૪૪॥

**વિવેચન.** પ્રભુ મહાવીર દેવના વખતમાં પણ જ્ઞાન વાદિ. અજ્ઞાનવાદિ, ક્રિયાવાદિ, વિનયવાદિ વિગેરે ત્રણસોને ત્રેપઠ પાખંડિઓ પ્રભુના સમવસરણમાં આવતા હતા. છતાં પોતાના નિશ્ચયોનો નિર્ણય સર્વજ્ઞની સમક્ષ પણ કરી શકયા નથી. પ્રભુની પાસે જઈ પુછેતો તેનો નિર્ણય થાય ને? વળી સમવસરણમા દેશના શાંભળતા કાંઈ પણ વસ્તુ સમજે.

પણ સમવસરણથી બહાર ગયા એટલે હતા એવાને એવાજ. આથી પ્રભુ મહાવીરના સમયથી માંડી આજ સુધીના કાલ પર્યંત કોઈપણ તાર્કિકે અનુમાન પ્રમાણથી કોઇ પણ અતીંદ્રિય વસ્તુનો નિર્ણય કરી શકયા હોત ? અર્થાત્ હજી સુધી કોઈપણ મતનો કે કોઈપણ અતીંદ્રિય વસ્તુનો નિર્ણય કોઇપણ અર્વાગ્દષ્ટિ જીવે કરેલ નથી ॥૧૪૪॥

**न चैतदेवं यत्तस्माच्छुष्कतर्कग्रहो महान् ॥**
**मिथ्याभिमानहेतुत्वात्त्याज्य एव मुमुक्षुभिः ॥१४५॥**

અર્થ. "नचएततएवं" આ પ્રમાણે સર્વજ્ઞનો નિશ્ચય કુતર્કરૂપી વિષમ ગ્રહથી થતોનથી, તે કારણથી આ શુષ્ક તર્ક ગ્રહમહાન્ અતિરૌદ્ર–ભયંકર મિથ્યાઅભિમાનનો હેતુહોવાથી મોક્ષના ઇચ્છક એવા મુમુક્ષુઓએ તેનો ત્યાગ કરવો. ॥૧૪૫॥

**વિવેચન.** અત્યાર સુધિમાં કુતર્કરૂપી વિષમગ્રહની બાબતમાં જે જે બીના જણાવવામાં આવી, અને તેનાથી વસ્તુ તત્ત્વનો નિર્ણય પણ થતો નથી, તથા તે કેટલો બધો અનર્થને કરે છે તે તમામ બીના લક્ષ્યમાં રાખી મોક્ષના ઇચ્છક એવા મુમુક્ષુઓએ આ શુષ્ક તર્કગ્રહ છે તે મહાન્ અતિભયકંર મિથ્યાઅભિમાનનોહેતુહોવાના કારણે તેનોત્યાગ કરવો.કેજેથી વેદ્યસંવેદ્યપદ પ્રાપ્ત થતાવાર લાગે નહિ.॥૧૪૫॥

**ग्रहः सर्वत्र तत्त्वेन मुमुक्षूणामसंगतः ॥**
**मुक्तौ धर्मा अपि प्रायस्त्यक्तव्याः किमनेन तत् ॥१४६॥**

અર્થ. તમામ વસ્તુમા પરમાર્થથી મુમુક્ષુઓને કુતર્ક ગ્રહ રાખવો અસંગત–અયુક્ત છે–રાખવોનો જોવે. કારણકે

મુક્તિમાં પ્રાયે કરીને ધર્મોનો પણ ત્યાગ કરવો પડે છે. તો પછી આ શુષ્કતર્કના આગ્રહ વડે શું ? કાંઈ નહિ. ॥૧૪૬॥

**વિવેચન.** પહેલાં ત્રણ પ્રકારના યોગોનું સ્વરૂપ બતાવતા સામર્થ્ય યોગના બે ભેદ પાડયા હતા. તેમાં પહેલો ભેદ ધર્મ સંન્યાસ નામનો છે, આ યોગઆઠમા ગુણઠાણાથી માંડી તેરમાં સુધિ હોયછે, પછી યોગ સંન્યાસ ચઉદમે ગુણઠાણે પ્રાપ્ત થાયછે. અહીં આઠમે ગુણઠાણે ક્ષપક શ્રેણી માંડી તેરમે ગુણઠાણે પોચતા, ક્ષયોપશમ ભાવના જ્ઞાન. દર્શન, ચારિત્ર વિગેરે ધર્મોછે, તેનો ત્યાગ કરવો પડેછે, તે જાય એટલે ક્ષાયિક ભાવના જ્ઞાન દર્શન અને ચારિત્ર પ્રાપ્ત થાય છે. અહીં હવે કહેવાનું કે મુક્તિમાં જતી વખતે—કેવલ જ્ઞાન પ્રાપ્ત કરતી વખતે ક્ષયોપશમભાવના જ્ઞાન, દર્શનાદિ ધર્મો જ્યારે ત્યાગ કરવા પડે છે. તો પછી આ શુષ્ક તર્ક પ્રતે આગ્રહ રાખવાનું શું પ્રયોજન ? તેને છોડી દેવો એજ શ્રેષ્ઠછે, અહીં મૂળમાં પ્રાયશબ્દ કહેલછે. આથી એમ જણાવે છેકે મુક્તિમાં ક્ષાયિક ભાવના જ્ઞાન દર્શનાદિ ધર્મો હોય છે પણ ક્ષયોપશમ ભાવના જે ધર્મો છે જ્ઞાનાદિ, તે ત્યાગ કરવા પડે છે, અને તે ત્યાગ થાય ત્યારેજ કેવલજ્ઞાન પ્રગટ થાય છે. ॥૧૪૩॥

## કરવ યોગ્ય જણાવે છે.

तदत्र महतां वर्त्म समाश्रित्य विचक्षणैः ॥
वर्तितव्यं यथान्यायं तदतिक्रमवर्जितैः ॥१४७॥

અર્થ. વિચક્ષણ પુરૂષોએ આ ચાલુ કુતર્ક વિષમગ્રહના અંગે પોતાનો આગ્રહ છોડી મહાન્ પુરૂષો જે માર્ગે ચાલ્યા

છે તેજ માર્ગનો આશ્રય લઈને વર્તવું, યથાન્યાયં-યથા-યોગ્ય રીતેતેમાર્ગમાં અતિચાર દોષ ન લાગેતેમવર્તવું॥૧૪૭॥

**વિવેચન.** તર્કવિતર્ક કરવાથી-કે-અનુમાનાદિ પ્રમાણથી કોઈપણ વસ્તુનો નિર્ણય થતો નથી, તેમ એવું અતિશય વાળુ જ્ઞાન પણ આપણી પાસે નથી કે તેનો નિર્ણય આપણે આપણી મેલે કરી શકીએ ? આથી આત્મહીતના ઇચ્છક, એવા મુમુક્ષે માહાન્ પુરૂષો જે રસ્તે આગલ વધ્યા છે, તેજ માર્ગ અંગીકાર કરી ન્યાય-નીતિને ઉલંઘન કર્યા સિવાય, તેમજ તે ઉત્તમ માર્ગમાં કોઈ પણ પ્રકારનો દોષ અતિક્રમ. વ્યતિક્રમ. અતિચાર. વિગેરે ન લાગે તેવિરીતે વર્તન કરવું તેજ શ્રેયસ્કર છે. ॥ ૧૪૭ ॥

## આત્મહિતશિક્ષા બતાવે છે.

परपीडेह सुक्ष्मापि वर्जनीया प्रयत्नतः ॥
तद्वत्तदुपकारेऽपि यतितव्यं सदैव हि ॥१४८॥

અર્થ. પરપીડા જરામાત્રપણ આલોકમાં પ્રયત્નથી ર્જવી, તે પ્રમાણે તે જીવોને ઉપકાર કરવા નિરંતર પ્રયત્ન વો. આત્મહિતનો આ ઉત્તમ માર્ગ છે, ॥ ૧૪૮ ॥

**વિવેચન.** જ્ઞાનિ માહાત્માઓ આપણા ભલાની ખાતર તમામ સિદ્ધાંતના સારભૂત તરીકે કરવા લાયકા કર્તવ્ય. જણાવે છે કે. હે મહાનુભાવો તમારાથી બીજી ધર્મ કરણી બની શકેતો સારૂં છે, પણ આટલું કામ કરતાં કદિ ચુકશો નહિ, આટલાથી પણ તમારો ઉદ્ધાર આ સંસાર સાગરથી ચોકસ થઈ જશે, તે બતાવે છે કે, આ જગતમાં

નાના મોટા જેટલા પ્રાણીઓ છે તેઓની સૂક્ષ્મ સરખી-જરાપણ પીડા ન કરવી, જેમ બને તેમ પ્રયત્નથી તેઓનો બચાવ કરવા પ્રયત્ન કરવો, તેમજ તેઓને ઉપકાર કરવા પણ નિરંતર પ્રયત્ન કરવો, સારાંશ એ છે કે સામા પ્રાણીને દુઃખ થાય, તેઓના અંતઃકરણને આઘાત પોચે તેવો પ્રયત્ન કદિપણ ન કરવો, મોટી પીડાની વાતતો દૂર ગઈ, પણ અંશ માત્ર પીડા ન કરવી,તેમજ તેઓના ભલા માટે તમારા તન મન અને ધનનો જેટલો આપવો જોઈએ તેટલો ભોગ આપવો, આજ તમારા ભાગ્યના ઉદયની નિશાનીછે.॥૧૪૮॥

**गुरवो देवता विप्रा यतयश्च तपोधनाः ॥**
**पूजनीया महात्मानः सुप्रयत्नेन चेतसा । १४९॥**

અર્થ. માતા પિતા વિગેરે વડીલો. સામાન્ય પ્રકાર વડે દેવો, બ્રાહ્મણો, યતિઓ–સાધુઓ, તથા પ્રવ્રજીત તપો-ધનો, આ બધા મહાત્માઓ છે, તેઓની શુદ્ધહૃદયથી, તેમજ બનતાપ્રયત્નથી યોગ્યતાને અનુસારે પૂજાકરવી॥૧૪૯॥

**વિવેચન.** કરવા યોગ્ય બીના પ્રથમ જણાવી ગયા છીએ. તેની સાથે બીજી પણ ખાશ કરવા યોગ્ય બીના જણાવે છે કે, જેઓ પોતાના ઘરમાં રહેલા માતા પિતા કાકા સાસુ સસરા વિગેરે પૂજય વડીલો, તેઓનો વિનય, આદર–બહુમાન વિગેરે કરે છે તેજ દેવગુરૂનું બહુ માન કરે છે, આ ખાતર પહેલવેલા વડીલોની પૂજા બતાવી,પછી દેવઅરિહંતાદિ વિગેરે–વિપ્રો–બ્રાહ્મણો–બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારા, યતય–સાધુઓ ચારિત્રને અંગિકાર કરેલા, તપો-ધના–તપરૂપીધનવાળાસંન્યાસી વિગેરે બધા માહાત્માઓની

પૂજા-યથા યોગ્ય તેઓની ભૂમિકાને અનુસારે "સુપ્રયત્નેનચેતસા" આજ્ઞા પ્રધાન શુદ્ધઅંતઃકરણથી કરવી. ॥૧૪૯॥

पापवत्स्वपि चात्यंतं स्वकर्मनिहतेष्वलम् ॥
✓/ अनुकम्पैव सत्त्वेषु न्याय्या धर्मोऽयमुत्तमः ॥१५०॥

અર્થ. પાપાત્માઓ પારધી કસાઇ વિગેરે પોતાના કર્મોથીજ મરી ગએલા છે એવા જીવો ઉપર દ્વેષ ન કરતા અત્યંત અનુકંપા--દયાચિંતવવી એ સનાતન--ઉત્તમોત્તમ ધર્મ છે. ॥ ૧૫૦ ॥

**વિવેચન.** કરવા યોગ્ય બીજી બીના જણાવેછે કે. આ જગતમાં એવા પણ ઘણા જીવો જોવામાં આવે છે કે પોતાના સ્વલ્પ સ્વાર્થ ખાતર બીજા જીવોનો નાશ કરતાં કદિપણ પાછી પાની કરતા નથી, આ બીચારા જીવો પોતાના કરેલા કર્મથીજ મરી ગયા છે, તેને મારવા માટે સત્પુરૂષો કદિ પ્રયત્ન કરતા નથી, કસાઇઓ-પારધિઓ-મચ્છીમારો-વિગેરે અજ્ઞાનિ જીવો એક પાપી પેટની ખાતર લાખો નિરાપરાધિ જીવોના ગળા ઉપર છરી મુકતા અચકાતા પણ નથી, આવા અધમ આત્માઓ પોતાના કર્મથીજ મરી ગયા છે તેને મારવા માટે વિચાર ન કરતાં, તેઓના ઉપર દ્વેષભાવ પણ ન કરતાં, માત્ર ઉપેક્ષા-અનુકંપા બુદ્ધિ ધારણ કરવી આજ ઉત્તમ ધર્મ છે. ધર્મનું કારણ છતાં ધર્મ કહેવો તે કારણમાં કાર્યનો ઉપચાર કરેલછે, શાસ્ત્રકાર મહારાજ નિરંતર મૈત્રિ,પ્રમોદ,કરૂણા અને મધ્યસ્થ ભાવના રાખવા જણાવે છે તેનું આજ કારણ છે કે વગરપ્રયોજને કર્મ બંધ આપણે ન કરવો, તેના કર્યાકર્મો તે ભોગવશે. ॥૧૫૦॥

આ વાતનો હવે ઉપસંહાર કરે છે.

कृतमत्र प्रसंगेन प्रकृतं प्रस्तुमोऽधुना ॥
तत्पुनः पंचमी तावद्योगदृष्टिर्महोदया ॥१५१॥

અર્થ. પ્રસંગ વડે કરી હવે સર્યું, પ્રસ્તુત–ચાલુ વાત હવે અમો જણાવશુ, ચાલુ બીના પાંચમી યોગદૃષ્ટિ સ્થિરા નામની મહોદયને દેનારી છે, તેને અમો જણાવશું ।।૧૫૧।।

વિવેચન. સત્યાશી શ્લોકથી માંડી એકસોને સુડતાલીશ શ્લોક સુધિ કુતર્ક વિષમગ્રહને અંગે જે જે બીના કહેવામાં આવી છે તે બધી પ્રસંગને લઈ અપ્રસ્તુત કહી છે, પસ્તુતતો પાંચમી સ્થિરાદૃષ્ટિનું વર્ણન કરવાનું હતું હવેથી પાંચમી યોગદૃષ્ટિ સ્થિરાનામની કહીશું–જે દૃષ્ટિ પ્રાપ્ત થવાથી ભાવિ મહોદય–પરમપદ મોક્ષ મલતાવાર લાગતી નથી પ્રસંગને લઈ શાસ્ત્રકાર મહારાજે જે કુતર્ક વિષમગ્રહનું વર્ણન કરેલ છે તે ખાસ લક્ષ્યમાં રાખવાજેવું છે. આ વિષમગ્રહ જ્યાં સુધી બેઠો હશે ત્યાં સુધિ સત્યવસ્તુનું જ્ઞાન કદિ થશે નહિ, તેમજ સમ્યક્ત્વ પ્રાપ્તિની આશાતો સ્વપ્ને પણ રાખવીજ નહિ, આ ખાતર ખાસ અહીં ભાર દઈને કહેવામાં આવ્યું છે કે આકુતર્ક વિષમગ્રહનો ત્યાગ કરી માહાનૂ પુરૂષો જે માર્ગે આગલ વધ્યા છે તેજ માર્ગ અંગીકાર કરવા જરૂર છે કે જેથી આત્મકલ્યાણ થતા વાર લાગે નહિ. ।। ૧૫૧ ।।

इति चतुर्थी दीप्रादृष्टि समाप्ता

## વિસ્તાર પૂર્વક ચોથી દૃષ્ટિ કહીને પાંચમી દૃષ્ટિ કહે છે.

स्थिरायां दर्शनं नित्यं प्रत्याहारवदेव च ॥
कृत्यमभ्रान्तमनघं सूक्ष्मबोधसमन्वितम् ॥१५२॥

અર્થ. પાંચમી સ્થિરા દૃષ્ટિમાં તત્વબોધ રત્નની કાંતિના જેવો હોય છે. અને જે બોધ થયો છે તે દીર્ઘકાલ સુધી બન્યો રહે છે, અપ્રતિપાતિ છે. નિત્ય છે, રત્નની કાંતિની માફક સ્થિર રહે છે. આ દૃષ્ટિ સાથે અષ્ટાંગ યોગમાંથી પાંચમું પ્રત્યાહાર નામનું યોગાંગ પ્રાપ્ત થાય છે. પ્રત્યાહાર એટલે ઇંદ્રિયોને વિષયોથી પાછી વાળવી, પણ વિષયોમાં જોડવી નહિ. કૃત્યં–કરવા યોગ્ય વંદનાદિ કૃત્યો આનંદથી અને સમજણ પૂર્વક કરે છે અભ્રાન્ત–પ્રથમ કહી આવ્યા તે આઠ દોષો પૈકી પાંચમો ભ્રાંત દોષ, તત્વજ્ઞાનમાં જે કાંઇ શંકા રહેતી–વિપરીત ભાસ થતો તે હવે અહિંયાં વીરમી જાય છે અને અભ્રાંતપણું પ્રાપ્ત થાય છે. અને આઠ ગુણો પૈકી પાંચમો ગુણ સૂક્ષ્મબોધ અહિં પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સ્થિરાદૃષ્ટિમાં ગ્રંથિભેદ થવાથી, દર્શનં–સમ્યક્ત્વ સૂક્ષ્મબોધ વડે સહિત તથા અપ્રતિપાતી અભ્રાંત તથા કરવા યોગ્ય પ્રાપ્ત થાય છે. ॥૧૫૨॥

**વિવેચન.** ચોથી દૃષ્ટિ દીપ્રા નામની છે. આમાં દીવાના પ્રકાશ જેવો બોધ છે. છતાં પણ પવન રૂપી નિમિત્ત કારણ મળતાં દીવાને બુઝાતાં વાર લાગતી નથી પરંતુ આ પાંચમી દૃષ્ટિમાં રત્નની પ્રભા–કાંતિ તેના જેવો બોધ છે આ બોધ એટલો સુંદર અને સ્થિર છે કે ગમે તેવા ખરાબમાં ખરાબ સંયોગો રૂપી કલિકાળના ઝંઝાવાતના ઝપાટામાં આવી

ગયો હોય તોપણ જેમ આ રત્નપ્રભાને પવન કાંઈ પણ કરી શકતો નથી–બુઝાવી શકતો નથી. તેવી રીતે તેના બોધને જરા પણ ઈજા આવતી નથી. તેને ચળાવવાને વ્રત, પચ્ચખ્ખાણ નિયમ તથા સમ્યકત્વથી પતિત કરવા ઇંદ્રો પણ આવે છતાં કદી પણ તે ચલાયમાન થતો નથી આ બોધ ક્ષાયિકદર્શનરૂપ છે. નિત્ય છે, આવ્યા પછી કદી પણ જતો નથી. માટે અપ્રતિપાતિ છે. તેમજ આમાં અતિચારરૂપ દોષ પણ નથી. ક્ષયોપશમ કે ઉપશમ ભાવના જે સમ્યકત્વો છે તે અતિચાર દોષવાળા છે. જેમકે કોઈ માણસના ચક્ષુના પડલનો ઉપદ્રવ સર્વથા નાશ થઇ ગયો છે, અને ચક્ષુ નિર્મળ થઇ છે. છતાં હજી વૈદ્યનો બતાવેલ ઉપાય જાણી શકતો નથી અને આને લઈ ફરી પડલ આવવા સંભવ છે. તેવી રીતે આ ક્ષયોપશમ અને ઉપશમ ભાવના સમ્યકત્વમાં પણ પતિત થવાના કારણોને લઇ અનિત્ય છે. અને અતિચારવાળાં છે. રત્નની પ્રભામાં પણ રજ–ધૂલીનો ઉપદ્રવ થાય છે. તેમ આ ક્ષયોપશમ તથા ઉપશમ સમ્યકત્વમાં પણ જાણવું. આ વીજળી લાઈટ નથી પણ ગ્યાસની બત્તી છે, પરંતુ ક્ષાયિકસમ્યકત્વ છે તે વીજળી લાઈટ છે તે કદી બુઝાતી નથી. પણ આ ગ્યાસની બત્તી બુઝાઇ જવાની છે. આટલી મલીનતા છે. છતાં બોધ સમ્યક્ પ્રકારનો,અને સૂક્ષ્મ હોવાથી અત્યારસુધી આપુર્વની પ્રવૃત્તિ ઇંદ્રિય વિષયોમાં જે આસકિત હતી અને પુદગલીક બાબતમાં જે લોલુપતા રહેતી તે અહિં ઘટી જાય છે, અને તેની દૈવિક પ્રકૃતિ પ્રબળ બનીજાયછે. અહિં પ્રત્યાહારનામનું યોગનું પાંચમું અંગ પ્રાપ્ત થાય છે. ઇંદ્રિયોને પોતાના વિષયમાં પ્રવૃત્તિ

કરતી અટકાવવી, પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો છે તેમાં ઈંદ્રિયોને ન જોડતાં સ્વચિત્ત સ્વરૂપાનુસારી તેને બનાવી દેવી તેવું નામ પ્રત્યાહાર છે. આટલી હદે જયારે આત્મા આવે છે. ત્યારે અવશ્ય ઇંદ્રિયો ઉપર કાબુ આવે છે. અને પુદ્ગલિક વસ્તુ ઉપરની આસક્તિ હઠી જાય છે. આવું આ દર્શન છે. તેમજ કૃત્યં-કરવા યોગ્ય દેવ ગુરૂવંદન, પૂજા, સત્કાર, સન્માન, સામાયિક, પોષધ, પ્રતિક્રમણ વિગેરે તમામ ધાર્મિક ક્રિયા કરવા ઉપર તેને ઘણોજ આનંદ આવે છે. તેમજ આ અનુષ્ઠાનો સમજણપૂર્વકના થતાં હોવાથી હવે આ બધા અનુષ્ઠાનો અમૃતક્રિયારૂપ બને છે. પહેલાં જે જે ધર્મના અનુષ્ઠાનો કરતો હતો તે મોટે ભાગે ઓઘદૃષ્ટિથી વગર સમજણ પૂર્વકના કરતો હતો પણ હવેના અનુષ્ઠાનો આદર. બહુમાન, અને સમજણ પૂર્વકના થાય છે. તેથી અમૃતક્રિયા બને છે. તેમજ પ્રથમના આઠ દોષો પૈકી પહેલાની ચાર દૃષ્ટિમાં ખેદ. ઉદ્વેગ, ક્ષેપ, અને ઉત્થાન નામના ચાર દોષો ચાલ્યા જવાથી આ પાંચમી દૃષ્ટિમાં અનુક્રમેભ્રાંત -ભ્રમ નામનો પાંચમો દોષ ચાલ્યો જાયછે.એટલે આ જીવને અત્યારસુધી તત્વજ્ઞાનમાં તથા સર્વજ્ઞની વિશિષ્ટતા વિગેરેમાં કાંઈકિશંકાથયા કરતી હતી તે અહિં વિરમી જાયછે,આનેલઇને અહિં બોધ સમ્યક્ પ્રકારનો અને સૂક્ષ્મ થાયછે. આ સૂક્ષ્મ-બોધને લઈ પહેલાં કહીગયાએવી રાગદ્વેષરૂપી ગાઢ કર્મનીગ્રંથિ આ જીવે અનાદિકાલની બાંધેલી છે. તેને આ દૃષ્ટિવાળો જીવ અપૂર્વકરણ-અપૂર્વ પરિણામની ધારારૂપ ખડ્ગથી તોડી નાખે છે અને અનિવૃત્તિકરણથી અનંતાનુબંધિ ક્રોધ, માન માયા અને લોભરૂપ ચાર કષાયો અને મિથ્યાત્વમોહનીય

અને મિશ્ર મોહનિય અને સમ્યક્ મોહનીય આ પ્રમાણે સાત પ્રકૃતિનો ક્ષય કરવાથી વેદ્યસંવેદ્ય પદ—ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. આ ક્ષાયિક સમ્યકત્વ સૂક્ષ્મબોધથી યુક્ત હોવાથી આમાં કોઇ પણ જાતનો અતિચાર દોષ લાગતો નથી. અને પરિણામે આજ ભવમાં ઉત્કૃષ્ટથી પરમતત્વરૂપ મોક્ષ, ક્ષપકશ્રેણી માંડે તો અપૂર્વ અધ્યવસાયથી મેળવી શકે છે. પરંતુ જો ઉપશમશ્રેણી માંડી હોય તો અનુત્તર વિમાનમાં જાય છે. સમ્યકત્વ પ્રાપ્ત થયા પહેલાં પોતાના આયુષ્યના ત્રીજે ભાગે નરકના આયુષ્યનો બંધ પડી ગયો હોય તો નરકમાં પણ જવું પડે છે. આને લઇ ક્ષાયિક દૃષ્ટિવાળા જીવને ત્રણ ભવ કરવા પડે છે. રત્ન ઉત્તમ હોય પણ રજ પડવાના કારણે જેમ સ્હેજ ઝાંખાશ માલુમ પડે તેના જેવું આ સમ્યકૃત્વ હોવાથી ત્રણ ભવ કરવા પડે છે, બાકી શુદ્ધ સ્ફટિક જેવું નિર્મળ હોય તો તેજ ભવમાં મોક્ષ મેળવી દે છે. ॥ ૧૫૨ ॥

**આ દૃષ્ટિવાળાને હવે સંસાર કેવો ભાસે છે.**

**बालधूलीगृहक्रीडातुल्यास्यां भाति धीमताम् ॥**
**तमोग्रंथिविभेदन भवचेष्टाखिलैव हि ॥१५३॥**

અર્થ. શુદ્ધ સમ્યકૃત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે આ દૃષ્ટિવાળા બુદ્ધિશાળી મનુષ્યોને અજ્ઞાનરૂપી ગ્રંથિનો નાશ થવાથી સંસાર સંબંધી તમામ ચેષ્ટાઓ બાલકોએ રમવાને માટે બનાવેલા ધૂલીના ઘરો તેના જેવી જણાય છે.॥૧૫૩॥

**વિવેચન.** જ્યાંસુધી આ જીવને સત્યવસ્તુનો બોધ થયો નથી, ત્યાંસુધી બનાવટી હીરા, માણેક, મોતીને સત્ય

કરતી અટકાવવી, પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો છે તેમાં ઇંદ્રિયોને ન જોડતાં સ્વચિત્ત સ્વરૂપાનુસારી તેને બનાવી દેવી તેવું નામ પ્રત્યાહાર છે. આટલી હદે જ્યારે આત્મા આવે છે. ત્યારે અવશ્ય ઇંદ્રિયો ઉપર કાબુ આવે છે. અને પુદ્ગલિક વસ્તુ ઉપરની આસક્તિ હઠી જાય છે. આવું આ દર્શન છે. તેમજ કૃત્યં-કરવા યોગ્ય દેવ ગુરૂવંદન, પૂજા, સત્કાર, સન્માન, સામાયિક, પોષધ, પ્રતિક્રમણ વિગેરે તમામ ધાર્મિક ક્રિયા કરવા ઉપર તેને ઘણોજ આનંદ આવે છે. તેમજ આ અનુષ્ઠાને સમજણપૂર્વકના થતાં હોવાથી હવે આ બધા અનુષ્ઠાનો અમૃતક્રિયારૂપ બને છે. પહેલાં જે જે ધર્મના અનુષ્ઠાનો કરતો હતો તે મોટે ભાગે ઓઘદૃષ્ટિથી વગર સમજણ પૂર્વકના કરતો હતો પણ હવેના અનુષ્ઠાનો આદર. બહુમાન, અને સમજણ પૂર્વકના થાય છે. તેથી અમૃતક્રિયા બને છે. તેમજ પ્રથમના આઠ દોષો પૈકી પહેલાની ચાર દૃષ્ટિમાં ખેદ. ઉદ્વેગ, ક્ષેપ, અને ઉત્થાન નામના ચાર દોષો ચાલ્યા જવાથી આ પાંચમી દૃષ્ટિમાં અનુક્રમેભ્રાંત -ભ્રમ નામનો પાંચમો દોષ ચાલ્યો જાયછે.એટલે આ જીવને અત્યારસુધી તત્વજ્ઞાનમાં તથા સર્વજ્ઞની વિશિષ્ટતા વિગેરેમાં કાંઇંકિશંકાથયા કરતી હતી તે અહિં વિરમી જાયછે,આનેલઇને અહિં બોધ સમ્યક્ પ્રકારનો અને સૂક્ષ્મ થાયછે. આ સૂક્ષ્મબોધને લઈ પહેલાંકહીગયાએવી રાગદ્વેષરૂપી ગાઢ કર્મનીગ્રંથિ આ જીવે અનાદિકાલની બાંધેલી છે. તેને આ દૃષ્ટિવાળો જીવ અપૂર્વકરણ-અપૂર્વ પરિણામની ધારારૂપ ખડ્ગથી તોડી નાખે છે અને અનિવૃત્તિકરણથી અનંતાનુબંધિ ક્રોધ, માન માયા અને લોભરૂપ ચાર કષાયો અને મિથ્યાત્વ મોહનીય

માની તેના તરફ આસક્તિ કરે છે, પણ જ્યારે સમજાયું કે આતો ખોટા છે એટલે તરત તેના તરફની જે લાગણી હતી તે તરત નીકળી જાય છે, તે પ્રમાણે આ જીવને સંસારમાં અનેક પ્રકારની પુદ્‌ગલિક વસ્તુને સત્ય માની તે મેળવવા માટે રાત અને દિવસ પ્રવૃત્તિ કરતો હતો, પણ જ્યારે સદ્‌ગુરૂનો સમાગમ થતા આવસ્તુ સત્ય નથી પણ સત્યવસ્તુ પ્રાપ્ત કરવા લાયક કોઇ જુદીજછે.આપ્રમાણે સદ્‌ગુરૂના સમાગમથી તેની અજ્ઞાનરૂપી કર્મનીગ્રંથિ તુટી જતાં સત્યવસ્તુ સમજાતાં આ બુદ્ધિમાનને પૂર્વે કરેલી તમામ સાંસારિક ચેષ્ટાઓ સ્વાભાવિક અસુંદર તથા અસ્થિરપણાને લઇ નાના બાળકો રમવા માટે જેમ ધૂળના ઘરો બનાવેછે અને ભાંગે છે તેના જેવી હવે માલુમ પડે છે.આ ચેષ્ટાઓ તો શું પણ ચક્રવર્ત્તિની રાજ્ય રિદ્ધિસિદ્ધિઓ અને તેના ભોગોનો અનુભવ આખરે અસુંદર, અને વિનશ્વર જોવાથી બાળકના ધૂલીના ઘરોના જેવા માલુમ પડે છે. આ સત્યવસ્તુના બોધનોજ પ્રતાપ છે. ॥ ૧૫૩ ॥

मायामरीचिगन्धर्वनगरस्वप्नसंनिभान् ॥
बाह्यान् पश्यति तत्त्वेन भावान्श्रुतविवेकतः ॥१५४॥

અર્થ. વળી આ દૃષ્ટિવાળો જીવ શ્રુતજ્ઞાનના વિવેકથી શરીરાદિ બાહ્ય પદાર્થોને ઉનાળામાં દૂરવી દેખાતા ઝાંઝવાના પાણી–મૃગતૃષ્ણા, ગંધર્વનગર–આકાશમાં દેખાતા જુદા જુદા વિચિત્ર દૃશ્યો અને સ્વપ્નામાં મળેલ રાજ્યાદિની પ્રાપ્તિ તેની સમાન પુદ્‌ગલિક વિષયોને જુએ છે. ॥૧૫૪॥

**વિવેચન.** સૂક્ષ્મ બોધ થયા પહેલાં આ જીવ સંસા-

રિક તમામ પદાર્થોને જુદી દૃષ્ટિથી જોતો હતો પણ હવે સૂક્ષ્મ બોધ થવા સાથે ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત થવાથી પુત્ર, સ્ત્રિ, શરીર, ઘર, હાટ, ધન, ધાન્યાદિ તમામ બાહ્યવસ્તુને હવે શ્રુતજ્ઞાનથી પ્રાપ્ત થયેલ વિવેકજ્ઞાનને લઇ મૃગતૃષ્ણિકા–ઉનાળામાં દૂરથી જોવામાં આવતા ઝાંઝવાના પાણી–ગંધર્વ-નગર–આકાશમાં સંધ્યાના સમયમાં થતા અનેક પ્રકારના દેખાવો, સ્વપ્નામાં થયેલ રાજ્યાદિની પ્રાપ્તિ, આની સમાન ઉક્ત પદાર્થોને દેખે છે. અને નીજસ્વભાવમાં રમણતા કરી શાંતિ પામે છે. ॥ ૧૫૪ ॥

## અંગિકાર કરવા યોગ્ય કર્ત્તવ્ય બતાવે છે.

अवाह्यं केवलं ज्योति–र्निराबाधमनामयम् ॥
यदत्र तत्परं तत्त्वं शेषः पुनरुपप्लवः ॥१५५॥

અર્થ. આદર કરવા લાયક,આંતરિક એકજયોતિસ્વરૂપ–જ્ઞાનસ્વરૂપ નિરાબાધ–પીડારહિત, અનામય–રોગરહિત એવું આ જગતમાં એક પરમતત્ત્વ–આત્મતત્વ અંગીકાર કરવા લાયક–જાણવા લાયક છે; બાકી તમામ ઉપપ્લવો–ઉપાધિઓ ઉપદ્રવરૂપ સમજવી. આમ સમજી આત્મસ્વરૂપમાંજ રમણતા કરવી તે યોગ્ય છે. ॥ ૧૫૫ ॥

**વિવેચન.** પ્રથમ કહી આવ્યા કે ચક્રવર્તિની રીદ્ધિ-સિદ્ધિ તમામ પાંચેઇંદ્રિયોના વિષય ભોગો વિગેરે પુદ્ગલિક વસ્તુઓ મૃગતૃષ્ણા, ગંધર્વનગર, તથા સ્વપ્નરાજ્ય સમાન છે. તો પછી જગતમાં અંગિકાર કરવા લાયક એવી કઇ વસ્તુ છે કે જેના સ્વિકારથી આત્મ કલ્યાણ થઇ શકે ? તેના ઉત્તરમાં જણાવે છે કે આંતરિક, કેવલ જયોતિ સ્વ-

રૂપ, પીડા રહિત, નિરોગી, આ જગતમાં આદર કરવા-લાયક આત્મતત્વ એજ પરમતત્વ છે. બાકીના તમામ દેખાતા બાહ્ય સ્વરૂપો એક પ્રકારના ઉપદ્રવો–રોગો છે. પુદ્‌ગલિક વસ્તુમાં જે પ્રવૃત્તિ કરવામાં આવે છે તે વસ્તુ બાહ્ય છે-જડસ્વરૂપ છે. પરિણામે દુઃખ–પીડા, તથા વ્યાધિ દેનાર છે. અને આખરે છોડવી પડે તેમ છે. પરંતુ આ આત્મતત્વ છે તેજ અંગિકાર કરવા લાયક સત્યવસ્તુછે.આત્મતત્વને છોડી બાકી તમામ વસ્તુઓ અવસ્તુ છે.–ઉપદ્રવો છે.।। ૧૫૫ ॥

एवं विवेकिनो धीराः प्रत्याहारपरास्तथा ॥
धर्मबाधापरित्याग–यत्नवन्तश्च तत्त्वतः ॥१५६॥

અર્થ. વિવેકીન જડ ચૈત્યન્યના સ્વરૂપને સમજનારા ધીરા–ચપળતા રહિત ઇંદ્રિયોના વિષયોને કાબુમાં લેનારા તથા ધર્મને બાધ આવે એવી પ્રવૃત્તિનો ત્યાગ કરવામાં પ્રયત્ન વાળા જેઓ છે તેઓજ આ વાસ્તવિક પરમતત્વના સ્વરૂપનો વિચાર કરનારા અગર પ્રાપ્ત કરનારા છે એમ જાણવું.॥૧૫૬॥

**વિવેચન.** ઉપર કહેલા એવા પરમતત્વના સ્વરૂપને પ્રાપ્ત કરવાને લાયક કોણ છે તે જણાવે છે કે, જેઓને જડ અને ચૈતન્યનું જ્ઞાન થયું છે, શરીર જડ છે, ગમે તેટલું તેનું પોષણ કરો પણ આખરે મુકીને જવાનું છે, અંદરમાંથી જે જાય છે તેજ ચૈતન્ય સ્વરૂપ આત્મા છે. શરીર ભિન્ન છે, અહિંયાં પડી રહે છે પણ આત્મા તો આ શરીરને છોડી ભવાંતરમાં બીજું શરીર અંગિકાર કરે છે માટે તે ભિન્ન છે. આ વિવેકજ્ઞાન કહેવાય. ધીરા–ચપળતા રહિત અંગિકાર કરેલ વસ્તુને પાર પાડવાવાળા, પ્રત્યાહારપરા–

પાંચે ઇંદ્રિયોના તેવીશ વિષયો તેમાંથી પાછા હઠી ગયેલા તથા તે તે પ્રકારની એવી સુંદર પ્રવૃત્તિ કરે કે ધર્મને બાધા જરાપણ ન આવે, તેમજ ધર્મવિરૂધ્ધ પ્રવૃત્તિનો ત્યાગ કરવામાંજ વાસ્તવિક પ્રયત્નશીલ રહે. આ પ્રમાણે પ્રવૃત્તિ કરનાર માણસ પરિશુધ્ધ આત્મતત્વનો લાભ વાસ્તવિક ગ્રંથિનો ભેદ થવાથી ઉત્તમ શ્રુતજ્ઞાન પ્રધાન હોવાથી તે મેળવી શકે છે અને અનંતર કહી ગયા તે પ્રમાણે આત્મસ્વરૂપનો વિચાર પણ તેઓજ કરી શકે છે. ॥૧૫૬॥

न ह्यलक्ष्मी सखी लक्ष्मीर्यथानंदाय धीमताम् ॥
तथा पापसखा लोके देहिनां भोगविस्तरः ॥१५७॥

અર્થ. અલક્ષ્મી–દરિદ્રતા તેની બ્હેનપણી લક્ષ્મી આ જેમ બુદ્ધિમાનોને આનંદ માટે થતી નથી તેવી રીતે મનુષ્યોને ભોગવિસ્તાર-પાંચે ઇંદ્રિયોના વિષયસુખો.જગતમાં પાપ મિત્રછે.તે કદાપિબુદ્ધિમાનોને આનંદ દેનારા થતાનથી.॥૧૫૭॥

**વિવેચન.** જગતમાં લક્ષ્મીની ચપલતા પ્રસિદ્ધ છે. કોઇની પાસે કાયમ માટે સ્થિરતા કરીને રહી હોય તેમ ભાગ્યેજ બને છે. આને લઈ લક્ષ્મીને દરિદ્રતાની બ્હેનપણી ગણી છે. લક્ષ્મી આવી હોય ત્યારે આનંદ થાય છે, પણ પાછી જ્યાં ચાલી જાય છે એટલે પાછું દુઃખ તેના કરતાં વધારે થાય છે. આથી શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે દરિદ્રતાની બ્હેનપણી લક્ષ્મી છે તે બુદ્ધિમાનોને આનંદ માટે થતી નથી. કારણ કે લક્ષ્મીની સાથેજ પાછી દરિદ્રતા રહેલી છે. તેમજ જેટલો જેટલો ભોગ વિસ્તાર છે તે બધો પાપની સાથે સંબંધ રાખનાર હોવાથી બુદ્ધિમાનોને આનંદ

આપનાર થતો નથી. જીવોનો નાશ કર્યા સિવાય ભોગો મળતા નથી, રહેવા માટે સુંદર મહેલો બનાવવા, બાગ બગીચા બનાવવા, સુંદર રમણીઓને પરણવી આ બધામાં પાપ થયા સિવાય ભોગો ભોગવાતાં નથી. માટે સત્યવસ્તુને સમજનારા, આત્મસ્વરૂપમાં રમણતા કરનારા બુદ્ધિમાનોને આ ભોગ સામગ્રી પાપસખા સમજાય છે. અને તેથી તેઓને તેમાં આનંદ આવતો નથી. ।।૧૫૭।।

## ધર્મજન્ય ભોગો સુંદર હશે તે શંકા દૂર કરે છે.

धर्मादपि भवन् भोगः प्रायोऽनर्थाय देहिनाम ॥
चन्दनादपि संभूता दहत्येव हुताशनः ॥१५८॥

અર્થ. સામાયિક, પ્રતિક્રમણાદિ શુભ અનુષ્ઠાનથી પુન્યબંધરૂપી ધર્મથી દેવલોકાદિ ભોગો પ્રાપ્ત થાય છે, તે પણ ઘણું કરી મનુષ્યોને અનર્થ માટે થાય છે, તો પછી બીજા ભોગો માટે શું કહેવું ? ચંદનના લાકડાથી ઉત્પન્ન થયેલો એવો પણ અગ્નિ મનુષ્યોને બાળે છે. આમ સમજી ભોગોથી પાછા હઠી જવું તેજ ઉત્તમ છે. ।।૧૫૮।।

**વિવેચન.** પ્રથમ પાપજન્ય ભોગો બુદ્ધિમાનોને આનંદ આપનાર થતા નથી આમ જણાવ્યું હતું હવે ધર્મજન્ય ભોગો પણ સારા નથી તેમ જણાવે છે. દેવગુરૂવંદન, પૂજન વ્રત, તપ, જપ, દાન, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ વિગેરે ધર્મના અનુષ્ઠાનોથી જેદેવગતિ મળેછે, મનુષ્યગતિમાં રાજ્યરિદ્ધિ, ચક્રવર્તિપણું વાસુદેવપણું વિગેરે જે ભોગો મળે છે તે પ્રાયે કરીને મનુષ્યોને અનર્થ માટે થાય છે. કારણકે આ

ભોગો મળ્યા પછી; તેમાં આસક્ત બને છે અને કરવાયોગ્ય કર્ત્તવ્યો કરવામાં પ્રમાદી બની જાય છે. મૂળમાં પ્રાય શબ્દ લેવાથી ધર્મજન્ય ભોગો દરેકને અનર્થ આપનાર છે તેમ ન સમજવું, કારણકે શુદ્ધ ધર્મથી પ્રાપ્ત થનારા ભોગો તે અનર્થને આપતા નથી. મળેલા ભોગોમાં આસક્તિ પણ નથી. તથા પ્રમાદજીવિત્વપણ નથી. પુણ્યાનુબંધી પુણ્ય હોવાથી ઉત્તરોત્તર આગળ વધતો જાય છે. અને પરિણામે અત્યંત નિર્દોષ તિર્થંકરાદિરિદ્ધિભોગફલની પ્રાપ્તિ થાય છે. આગમને આશ્રિ ધર્મ પ્રધાન શુદ્ધ અંતઃકરણની પ્રાપ્તિ થવાથી. આથી એ જણાવ્યું કે વિંશતિસ્થાનક તપનું આરાધન કરવાથી તિર્થંકર નામ ગોત્ર બાંધે છે, આ અપૂર્વ પુન્યબંધથી આવતા ત્રીજા ભવમાં સાક્ષાત્ ભાવતિર્થંકર થઈ દેવોએ બનાવેલ શાતાવેદનીય કર્મના અનુભવરૂપ સમવસરણમાં બીરાજમાન થઈ ભવ્યજીવોના હિત ખાતર ધર્મદેશના આપે છે. જઘન્યથી એક ક્રોડ દેવતાઓ પ્રભુની સેવા કરે છે. છત્ર, ચામર, ઇંદ્રધ્વજ વિગેરે અનેક ભોગના સાધનો છતાં શુદ્ધ ધર્મજન્ય ભોગો હોવાથી બંધનકર્ત્તા થતા નથી, પરંતુ સામાન્ય ધર્મજન્ય ભોગોમાં આસક્તિ હોવાથી અનર્થ માટે ગણ્યા છે. આ વાત દૃષ્ટાંત આપી સમજાવે છે કે અન્ય લાકડા કરતાં ચંદનનું લાકડું કિંમતિ છે, શીતલતાને આપનાર છે તોપણ તેનાથી ઉત્પન્ન થયેલો અગ્નિ ચોક્કસ મનુષ્યોને બાળે છે, કારણકે તેનો સ્વભાવ બાળવાનો છે. આ વાત પણ પ્રાયિક જાણવી. મંત્રીની શક્તિથી અગ્નિની દાહક શક્તિનો નાશ કરવાથી ક્યારેક નથી પણ બાળતો. આ વાત સમગ્રલોક પ્રસિદ્ધછે. સારાંશ એ છે કે શુદ્ધ ધર્મજન્ય ભોગના

સાધનો બાધક થતાં નથી પણ અશુદ્ધ ધર્મથી ઉત્પન્ન થતાં ભોગના સાધનો આસક્તિપણાને લઇ અનર્થ માટે થાય છે. માટે આસક્તિ પુદ્ગલિક વસ્તુમાં કદીપણ ન કરવી.ા૧૫૮ા

**भोगात्तदिच्छाविरतिः स्कंधभारापनुत्तये ॥**
**स्कंधान्तरसमारोपस्तत्संस्कारविधानतः ॥१५९॥**

અર્થ. સંસારિક ભોગ સુખો ભોગવવાથી ભોગની ઇચ્છા નિવૃત્તિ થાય છે, આ વાત ખભા ઉપર રહેલા ભારને ઉતારી બીજા ખભા ઉપર ભાર મુકવા જેવી છે. ઘડીભર વિસામો મળ્યો પણ પાછો તેનો તેજ ભાર તે ખભા ઉપર આવે છે. તેવી રીતે ઘડીભર ઇચ્છાની નિવૃત્તિ થઈ પણ પાછી તેવીજ ઇચ્છા પ્રગટે છે. કારણકે " તત્સંસ્કાર " ભોગના સંસ્કાર વિદ્યમાન હોવાથી ઇચ્છાની નિવૃત્તિ થતી નથી.ા૧૫૯ા

**વિવેચન.** આ પાંચમી દૃષ્ટિમાં સૂક્ષ્મબોધ થવાથી પુદ્ગલિક વસ્તુ તરફની આસક્તિ ઘણી ખરી ઓછી થઈ જાય છે. તેમજ ધર્મજન્ય ભોગો પણ અનર્થ દેનાર બને છે. તો પછી પાપજન્મ ભોગો માટે તો શું કહેવું ? આ પ્રમાણે આ દૃષ્ટિવાળો જીવ સમજે છે. તેમજ જાણે છે કે સંસારિક કામ ભોગ ભોગવવાથી કામની ઇચ્છા કદી પણ શાંત થતી નથી. ભોગ ભોગવ્યા પછી જે કામની શાંતિ દેખાય છે તે તો માત્ર કોઈ પણ એક માણસે પોતાના ખભા ઉપર લીધેલો ભાર હલકો કરવા જેમ બીજા ખભા ઉપર રાખે અને આથી થોડીવાર પેલા ખભાને જેમ શાંતિ મળી, પણ પાછી તેના તેજ ખભા ઉપર ભાર મુકવામાં આવે છે. તેવી રીતેવિવેકજ્ઞાનના અભાવે પુદ્ગલિક વસ્તુમાંસુખ માનવાથીફરી

ભોગની ઇચ્છા પ્રગટ થાયછે. કારણકે "तत्संस्कार विधानतः" તથા પ્રકારના કર્મબંધને લઇ અનિષ્ટ એવા ભોગના સંસ્કાર અનાદિ કાલના પડવાથી તેની ઇચ્છા નિવૃત્તિ પામતીજ નથી. ભોગની ઇચ્છા નિવૃત્તિ પામવા માટે સત્ગુરૂનો સમાગમ તથા અગમબોધ આ બેથીજ સત્યવસ્તુ સમજવામાં આવતાં આપોઆપ ભોગેચ્છા નિવૃત્તિ પામે છે. આ પ્રમાણે પાંચમી દૃષ્ટિ પૂર્ણ થાય છે. આ દૃષ્ટિમાં અલૌલ્યાદિ બીજા ગુણો પ્રાપ્ત થાય છે. એમ યોગાચાર્ય જણાવે છે. તેજ બતાવે છે કે આ દૃષ્ટિવાળામાં ચપલતા દોષ ચાલ્યો જાય છે. અને સ્થિરતા ગુણ પ્રગટે છે. ૧. રોગરહિત શરીર બને છે. ૨. હૃદયની કઠોરતા ચાલી જાય છે, ૩. શરીરમાં સારી સુગંધ પ્રસરે છે. ૪. શરીરના મલો–પેશાબ તથા ઝાડો અલ્પ થઈ જાય છે. ૫. ભવ્યતા સારી રીતે દેખાય છે. ૬. તેની ભવ્ય પ્રસન્નમૂર્તિ સર્વને આકર્ષક થઇ પડે છે. ૭. તેનો સ્વર સુંદર થઇ જાય છે. ૮. આ માણસની યોગમાં પ્રવૃત્તિ થયેલ છે, તેને જણાવનારા આ ગુણો પ્રથમ ચિન્હરૂપ છે. તેની દરેક જીવોના ઉપર મૈત્યાદિ ભાવના રહે છે. ૯. તેનું અંતઃકરણ પાંચે ઇંદ્રિયોના વિષયો ઉપર જતું નથી. ૧૦ તે અનેક પ્રકારે ધર્મનો પ્રભાવ કરે છે. ૧૧. પ્રારંભ કરેલા ધર્મના કાર્યોને પૂર્ણ કરવાની તેનામાં ધૈર્યતા હોય છે. ૧૨. કર્મસંયોગે પ્રાપ્ત થયેલા સુખ કે દુઃખ અગર રાગ કે દ્વેષ તેનાથી દબાઈ જતો નથી. ૧૩. અભિષ્ટ વસ્તુનો લાભ તે મેળવી શકે છે. ૧૪. મનુષ્યોને ઘણો પ્રિય થાય છે. ૧૫. તથા દોષોનો નાશ કરનાર હોય છે. ૧૬. પુદ્ગલિક દરેક બાબતમાં તૃપ્તિ સંતોષ ધારણ કરનાર તે હોય છે. ૧૭.

શાસ્ત્રાનુસારે ચોગ્ય પ્રવૃત્તિ કરવાવાળો તે હોય છે. ૧૮. વળી તેનાનાં સમભાવવૃત્તિ ઘણી વધારે હોય છે. ૧૯. તે જ્યાં જાય ત્યાં એક બીજામાં રહેલા વૈરોનો નાશ થઇ જાય છે. ઝગડાઓ ઉભા રહેતા નથી. નવા ઉત્પન્ન થતા નથી. ૨૦. તેનામાં સર્વ વ્યાપક બુદ્ધિ પ્રગટ થાય છે-વિશાળ ભાવના પ્રગટ થાય છે. મારા તારાપણું નીકળી જાય છે સર્વ વિશ્વને કુટુંબ ગણે છે. ૨૧. નિષ્પન્ન ચોગ-ચોગમાં તે નિપુણ બન્યો છે તેના આ બધા-ચિન્હો-લક્ષણો સમજવા. આ ગુણો સ્થિરાદૃષ્ટિમાં પ્રગટ થાય છે. ક્ષાયિકસમ્યકત્વની પ્રાપ્તિ થવાથી જડ ચૈતન્યનું જ્ઞાન થતા ઉપરના ગુણો પ્રાપ્ત થાય છે. અને આગળની ભૂમિ વધવામાં ઘણી ગતિ કરેછે.॥૧૫૯॥

**इति श्री पंचमी स्थिरादृष्टि समाप्ता:**

## હવે છઠ્ઠી કાંન્તા દૃષ્ટિ બતાવે છે.

**कान्तायामेतदन्येषां प्रीतये धारणा परा ॥**
**अतोऽत्र नान्यमुन्नित्यं मीमांसास्ति हितोदया ॥१६०॥**

અર્થ. કાન્તા દૃષ્ટિમાં ઉપર જે ગુણો પાંચમી દૃષ્ટિમાં કહ્યા તે બધા સંપૂર્ણ સમજવા. અહિં તારાની પ્રભા જેવો બોધ-સ્થિર હોય છે. તેમજ બીજાઓની પ્રીતિ માટે થાય છે. પણ દ્વેષ માટે થતો નથી. ચોગના આઠ અંગો પૈકી અહિં ધારણા ચોગાંગ છઠ્ઠું પ્રધાન હોય છે. કોઇ વસ્તુ ઉપર ચિત્તની એકાગ્રતા કરવી આનું નામ ધારણ છે. ચિત્તની ચપળતા ઓછી થઇ જાય છે. અને મનને વિશેષ પ્રકારે સ્થિર કરી શકે છે. આઠ દોષો પૈકી અન્યમુદ્ નામનો દોષ

અહિં આવ્યો જાય છે. એટલે પ્રસ્તુત ક્રિયા છોડી બીજી ક્રિયા કરવામાં ચિત્તની ચપળતાને લઇ જે હર્ષ થતો હતો તે અહિં મન સ્થિર થવાથી હવે હર્ષ થતો નથી. તેમજ આઠ ગુણો પૈકી છઠો ગુણ મીમાંસા નામનો પ્રગટ થાય છે, તેથી નિરંતર હિતના ઉદયવાળી સત્ વિચારશ્રેણી બહુ સારી રીતે પ્રાપ્ત થાય છે, ॥૧૬૦॥

**વિવેચન.** છઠ્ઠી કાન્તાદૃષ્ટિમાં આ જીવ જ્યારે દાખલ થાય છે ત્યારે તેનામાં પાંચમી દૃષ્ટિમાં જે જે ગુણો બતાવ્યા તે બધા આવી ગયેલા હોય છે. આ ગુણ જ્યારે આવેલા હોય છે ત્યારે નિષ્પન્નયોગ–યોગમાં નિપુણ થઇ ગયેલો હોય છે. તેનાજ આ બધાં ચિન્હો–લક્ષણો જણાવ્યા છે. યોગમાં નિપુણ થવાથી તેનામાં યોગની સિદ્ધિઓ સારી રીતે પ્રાપ્ત થઇ જાય છે. પણ તેમાં ન રાચતાં આ જીવ સારી રીતે આગળ વધે છે. આ દૃષ્ટિમાં બોધ તારાની પ્રભા જેવો સ્થિર હોય છે. રત્નની કાંતિનો પ્રકાશ રત્ન જ્યાં હોય તેટલામાંજ આપે છે, રત્ન તો તેમાં રજ પડવાથી સ્હેજ મલીન પણ થાય છે પણ તારાનો પ્રકાશ ઘણો લાંબો હોય છે તેમજ રજથી ઝાંખાશ પણ [illegible] નથી. જોકે ચંદ્ર કે સૂર્યના પ્રકાશ જેટલો પ્રકાશ તેજસ્વી તો નથી તો પણ પહેલાની પાંચ દૃષ્ટિની અપેક્ષાએ ઘણો સારો અને સ્થિર પ્રકાશ છે. આ બોધ પણ સ્થિર તથા ઘણો સુંદર તેમજ ગમે તેવા વિકટ પ્રસંગો આવે છતે પણ પોતાના વ્રત નિયમોમાં જરા પણ અતિચાર દોષ લાગવા દેતો નથી. એવો સુંદર નિત્યબોધ થાય છે. વળી બોધ બીજાની પ્રીતિ માટે થાય છે, પણ દ્વેષના માટે થતો નથી, તથા આ

દૃષ્ટિમાં અષ્ટાંગ યોગમાંથી છઠ્ઠું યોગાંગ ધારણા પર પ્રધાન પ્રાપ્ત થાય છે. ચિત્ત–મનની એકાગ્રતા દેશ થકી કોઇ વસ્તુમાં થવી તે ધારણા છે " **धारणा तु क्वचित् ध्येयेचित्तस्य स्थिर बंधनं** " કોઇ પણ ધ્યેય વસ્તુમાં ચિત્તને સ્થિર બાંધવું. અર્થાત્ ચિત્તને તે ધ્યેય વસ્તુમાં અમુક અંશે સ્થિર કરવું તે ધારણા છે. આ ધારણાથી ચિત્તની ચપળતા ઘણી ઓછી થઈ જાય છે. આને લઇ અન્યમુદ્ નામનો છઠ્ઠો દોષ છે તે પણ અહિં ચાલ્યો જાય છે. ચાલુ ધ્યાનના વિષયને છોડી બીજી બાબતમાં હવે હર્ષ કે પ્રવૃત્તિ થતી નથી. આત્મ સ્વરૂપમાં ધારણા કરવાથી હવે બીજી બાબતનો તેને પ્રતિભાસ થતો નથી. બીજા કામોમાં પ્રવૃત્તિ બંધ થઇ જવાથી તેમજ પ્રથમ દર્શાવેલા આઠ ગુણો તે પૈકી આ દૃષ્ટિમાં છઠ્ઠો ગુણ મીમાંસા નામનો પ્રાપ્ત થાય છે. આ વિચારણા નિરંતર આત્મસ્વરૂપવાળી બન્યા રહે છે. તેમજ સત્‌વિચારશ્રેણી બહુ સારી રીતે પ્રવર્તે થાય છે. અને તેથી નકામા અસ્વસ્થ વિચારો ઉપર અંકુશ આવી જાય છે, આ મીમાંસા ગુણ બહુ લાભ કરનાર થાય છે. કારણકે તત્ત્વશ્રવણને અંગે થયેલ સૂક્ષ્મબોધ કુંકુમ સાથે જ્યારે શુભ વિચારશ્રેણી સ્ફુરવા માંડે છે ત્યારે આ જીવ પ્રગતિમાં ઘણો આગળ વધે છે. અને આ મીમાંસા સમ્યક્ જ્ઞાનનું ફલ હોવાથી પરિણામે મહોદય—પરમપદને આપનાર થાયછે. ॥૧૬૦॥

**આ બીનાને સ્પષ્ટ કરે છે.**

अस्यां तु धर्ममाहात्म्यात्समाचारविशुद्धितः ॥
प्रियो भवति भूतानां धर्मैकाग्रमनास्तथा ॥१६१॥

અર્થ. આ કાંતાદૃષ્ટિમાં ધર્મના મહાત્મ્યને લઇ તથા આચારની વિશુદ્ધિથી તમામ પ્રાણીઓને પ્રિય થાય છે, તથા ધર્મમાં એકાગ્ર મનવાળો બને છે. ॥૧૬૧॥

**વિવેચન.** આ દૃષ્ટિમાં વર્તતો પ્રાણી એટલો બધો આગળ વધેલો હોય છે કે તે જ્યાં જાય છે ત્યાં તમામ પ્રાણીના વૈર વિરોધ શાંત થઇ જાય છે. તેમજ ધર્મના અનુષ્ઠાનોમાં એટલો બધો પ્રવીણ હોય છે કે તે ધર્મ-મહાત્મ્યના કારણને લઇ તથા આચારની વિશુદ્ધિને લઇ જગતના તમામ જીવોને પ્રિય થાય છે. તેમજ ધર્મમાં ઘણો એકાગ્ર ચિત્તવાળો બને છે, જે કામ કરે છે તે સમજણ-પૂર્વક અમૃતક્રિયા કરે છે, ઘણો આનંદ આવે છે અને ધર્મમાં સ્થિર થાય છે. ॥૧૫૧॥

## આજ બીના કહે છે.

**श्रुतधर्मे मनो नित्यं कायस्त्वस्यान्यचेष्टिते ॥**
**अतस्त्वाक्षेपकज्ञानान्न भोगा भवहेतवः ॥१६२॥**

અર્થ. આ દૃષ્ટિવાળા જીવનું મન નિરંતરશ્રુત ધર્મે–આગમના રહસ્યોને વિચારવામાંજ લાગેલું હોય છે. પણ આ દૃષ્ટિવાળાની કાયા છે તે તો બીજા કાર્ય કરવામાં લાગેલી હોય છે. આ “ आक्षेपज्ञानात् ” વસ્તુતત્ત્વના સ્વરૂપને વિવેચક–પ્રથક્ કરાના જ્ઞાનને લઇ ભોગો છે તે આ દૃષ્ટિ-વાળા જીવને સંસારના કારણભૂત થતા નથી. ॥૧૬૨॥

**વિવેચન.** આ છઠ્ઠી દૃષ્ટિવાળો જીવ એટલો બધો આગળ વધેલો હોય છે કે તેને પુદ્ગલીક વસ્તુ તરફ ઘણીજ

અરૂચિ થઈ ગઈ હોય છે, સંસારમાં રહીને નિર્લેપ રહેવાની ભાવના ઘણી હોય છે. આને લઈ શ્રુતધર્મ—આગમ રહસ્યોની મીમાંસા—વિચારણા મનથી નિરંતર કર્યા કરે છે. અને કાયાને બીજા સામાન્ય કામ કરવામાં જોડે છે, જડ ચૈતન્ય તથા ભોગાદિ વસ્તુનું સ્વરૂપ સમ્યક્‌પ્રકારે સ્વરૂપને વિવેચક કરનાર—પૃથક્‌ કરનાર જ્ઞાનથી એવું તો સરસ રીતે જાણેલ છે કે ઇંદ્રિય સંબંધી ભોગોમાં આસક્તિ ન હોવાથી તેને સંસારનું કારણ બીલકુલ થતા નથી—કર્મબંધનનું કારણ થતા નથી, આ વાતને દૃષ્ટાંત આપી સમજાવે છે કે કોઈ એક સ્ત્રિ પોતાના ઘરના તમામ કામકાજ કરે છે, પણ જ્યારે કામથી મુક્ત થાય છે ત્યારે તેનું મન પોતાના પ્રાણવલ્લભ પતિને મળવાનું રહ્યા કરે છે, તે પ્રમાણે આ દશામાં રહેલો પ્રાણી કદાચ સંસારિક કાર્યો કરે તોપણ તેનું મન શ્રુતનું વાંચન, શ્રવણ અને મનન તરફ સર્વદા દોરાયેલું રહે છે. આ સુંદર સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ જ્ઞાન ઉપરનો તેનો આદરભાવ અને તેને પ્રાપ્ત થયેલ મિમાંસા ગુણ છે. આને લઈ વિષયભોગો તેને સંસારનું કારણ થતા નથી. ॥૧૬૨॥

## આ વાતને દૃષ્ટાંત આપી સમજાવે છે.

मायाम्भस्तत्त्वतः पश्यन्ननुद्विग्नस्ततो द्रुतम् ॥
तन्मध्येन प्रयात्येव यथा व्याघातवर्जितः ॥१६३॥

અર્થ. આ દૃષ્ટિવાળો પ્રાણી માયાજળને વાસ્તવિક દેખી તેથી જરાપણ મુંઝાઈ ન જતાં તે પાણીની મધ્યમાં થઈને જલ્દી તરી વ્યાઘાત વગર પાર ઉતરી જાય છે. ॥૧૬૩॥

**વિવેચન.** આ દૃષ્ટિવાળો પ્રાણી વસ્તુતત્ત્વને સમ્યક્-પ્રકારે જાણતો હોવાથી પાંચે ઇંદ્રિયોના વિષયો-કામભો-ગોને "**માયાંભ**" ઇંદ્રિજાલના પાણીની માફક જોતો, અને તે પાણીના આવતા મોટા ધોધને જોઈ તેમાં જરાપણ ન મુંઝાતાં તેની મધ્યમાં થઈ શીઘ્ર તેના પારને પામિ જાય છે. યથાશબ્દઉદાહરણ ઉપન્યાસ માટે છે. "**માયાંભ**" ઇંદ્રજાલના પાણીનું વાસ્તવિક જ્ઞાનથવાથી તે પાણીમાંડુબવારૂપ વ્યાઘાત થવાનો સંભવ વિવેકજ્ઞાનને લઈ હવે થતો નથી. ॥૧૬૩॥

**भोगान्स्वरुपतः पश्यंस्तथा मायोदकोपमान् ॥**
**भुंजानोऽपि ह्यसंगः सन् प्रयात्येव परं पदम् ।१६४॥**

અર્થ. ભોગોને સ્વરૂપથી "**मायोदक**" ઇંદ્રજાલના પાણીની માફક અસાર જોતો પૂર્વકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલા ભોગોને અસંગ રીતે-અલિપ્ત રીતે ભોગવતાં છતાં પણ પર-મપદ-મોક્ષમાં ચાલ્યો જાય છે. ॥ ૧૬૪ ॥

**વિવેચન.** ઉપરની બાબતને દૃષ્ટાંતથી સમજાવે છે કે ઇંદ્રિય અને અર્થના સંબંધરૂપ ભોગોને વાસ્તવિક આરોપ વગર "**तथा**" તે પ્રકાર વડે "**मायोदक**" ઇંદ્રજાલ અગર ઝાંઝવાના પાણીની ઉપમાવાળા અસાર એવા ભોગાને-પૂર્વ-કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલાને અસંગ રીતે-આસક્તિ વગર ભોગવતાં છતાં પરમપદને પામે છે. "**अनभिष्वंगतया**" સ્વા-ધિન આવેલા ભોગોને આસક્તિ રહિતપણે ભોગવવાથી કર્મ-બંધ થતો ન હોવાથી ભરત ચક્રવર્તિની માફક કેવલજ્ઞાન સંસાર અવસ્થામાં પામી પરમપદને પામે છે. ॥ ૧૬૫ ॥

भोगतत्त्वस्य तु पुनर्न भवोदधिलंघनम् ॥
मायोदकदृढावेशस्तेन यातीह कः पथा ॥१६५॥

અર્થ. જે પ્રાણી ભોગોનેજ પરમતત્ત્વ માને છે તે પ્રાણી કદી પણ સંસારસમુદ્રને તરી શકતો નથી. દૃષ્ટાંત તરીકે જેમ કોઇ માણસ "मायोदक" ઇંદ્રજાલ અથવા ઝાંઝવાના પાણીને સાચું માની તેની અંદર દૃઢ આવેશવાળો કયે માર્ગે બહાર નીકળશે? અંદરજ ઠેકાણેપડી જવાનો॥૧૬૫॥

**વિવેચન.** આ ચાલુ દૃષ્ટિવાળો જીવ આ "मायोदक" ઇંદ્રજાલને કદી સાચી માનતોજ નથી. તેના હૃદયમાં વાસ્તવિક તત્ત્વજ્ઞાનરૂપી વીજળી લાઈટ પ્રગટ થવાથી ભોગોને ઝાંઝવાના પાણી સમાન માને છે. પણ ભવાભિનંદિ જીવ ભોગોને–વિષય સુખોનેજ પરમતત્ત્વરૂપ માની તેમાં પ્રવૃત્તિ કરે છે. તે માણસ આ સંસારસમુદ્રને કદી પણ તરી શકતો નથી. જેમ કોઇ બુદ્ધિના વિપર્યાસપણાથી–ભ્રમ થવાથી ઝાંઝવાના પાણીને સત્ય માની તેમાં દૃઢઆગ્રહવાળો માણસ તેમાંજ ઠેકાણે પડે છે. તે ઝાંઝવાના પાણીમાંથી બહાર નીકળી શકતો નથી, અને તેમાંજ આખરે ઠેકાણે પડે છે. તે પ્રમાણે ભોગોને, તત્વ માનનારો જીવ તેમાંજ ખુંચી જવાથી કદી આત્મકલ્યાણ કરી શકતો નથી. ॥ ૧૬૫ ॥

स तत्रैव भयोद्विग्नो यथा तिष्ठत्यसंशयम् ॥
मोक्षमार्गेऽपि हि तथा भोगजम्बालमोहितः ॥१६६॥

અર્થ, માયોદકમાં દૃઢઆગ્રહવાળો પ્રાણી તેમાંજ પરિણામે ભયથી ખેદપામતો જેમ સંશયરહિત પડી રહે છે.

તેવી રીતે મોક્ષમાર્ગમાં પણ પ્રવૃત્તિ કરનારા જીવો ભોગ-રૂપી કાદવમાં મોહિત બની જવાથી આખરે તેમાંજ ખુંચી જાય છે અને મોક્ષનાસુખો હારી જાય છે. ॥ ૧૬૬ ॥

**વિવેચન.** સત્સમાગમથી આ જીવ આગળ વધતાં વધતાં અગીઆરમા ગુણઠાણા સુધી પહોંચે છે. પણ અહિં મોહનીય કર્મ પ્રકૃતિને દબાવેલ છે પણ ક્ષય કરેલ નથી આથી ઉપશમશ્રેણી તથા ગુણઠાણાનો સમય પૂર્ણ થતાં મોહનો પાછો ઉછાળો મારે છે અને પાછા હતા ત્યાંથી પણ નીચે આવે છે. આ પ્રમાણે મોક્ષમાર્ગ તરફ પ્રયાણ કરતાં છતાં ભોગ જંખાલ-વિષયભોગરૂપી કાદવમાં ખુંચી જવાથી પાછા હતા ત્યાં આવે છે. જેમ માયોદકમાં દૃઢ આવેશવાળો માણસ ઝાંઝવાના પાણીમાં ભયથી ઉદ્વેગ પામતો તેમાંજ બેસી રહે છે, જળબુદ્ધિના કારણથી જેમ આ જળમાં ખુંચી જઈ તેમાંજ પડી રહે છે, તેવી રીતે ભોગનું કારણભૂત શરીરાદિ પ્રપંચમાં મોહિત થઇ જવાથી પરિણામે તેમાંજ ખુંચી જાય છે. અને આત્મકલ્યાણ માટે મોક્ષ તરફ કરાતી તેની પ્રવૃત્તિ છુટી જાય છે. અને આખરે ચાર ગતિમાં પરિઅટન કર્યા કરે છે. ॥ ૧૬૬ ॥

## સારાંશ જણાવે છેઃ-

मीमांसाभावतो नित्यं न मोहोऽस्यां यतो भवेत् ॥
अतस्तत्त्वसमावेशात्सदैव हि हितोदयः ॥१६७॥

અર્થ. આ દૃષ્ટિમાં વર્તતા જીવને નિરંતર સત્વિચાર શુદ્ધ અંતઃકરણના હોવાથી કયારે પણ મોહ થતો નથી.

આ કારણથી શુદ્ધ આત્મતત્ત્વના સમાવેશથી નિરંતર આ દૃષ્ટિમાં આત્મહિતનોજ ઉદય છે. ॥૧૬૭॥

**વિવેચન.** આ દૃષ્ટિમાં વર્તતા જીવને મીમાંસા–આત્મતત્ત્વની વિચારણા ઘણીજ હોય છે. રાત દિવસ કર્મથી મુક્ત થવાની જ ભાવના રહ્યા કરે છે. કર્મબંધ થવાના કારણો અને કર્મમુક્ત થવાના કારણોનો વિચાર કરે છે. તેમજ માયા મમતા આ જીવને સંસારમાં પાડનાર છે, ફસાવનાર છે, આમ સમજવાથી આ દૃષ્ટિવાળાને કયારેય મોહ પણ થતો નથી. તેમજ ભવઉદ્વેગ બહુ સારી રીતે થઈ જાય છે. સંસાર ઉપરનો રાગ નષ્ટપ્રાય થઈ જાય છે. અને શ્રુતધર્મમાં મન બહુ રહે છે. આ વાતને સમજાવવા હૃદયવલ્લભ સ્ત્રિનું દૃષ્ટાંત પહેલાં આપેલ છે. જેમ તે સ્ત્રિ પોતાના ઘરના તમામ કામકાજ કરે છે, પણ તે કામથી મુક્ત થતાં પાછું પોતાનું મનપોતાના પ્રાણપતિને મળવા ઉત્સુક બને છે તે પ્રમાણે આ દૃષ્ટિવાળાની બાહ્ય પ્રવૃત્તિ સમજવી. અવસરે પાછું મન આત્મજ્ઞાનની વિચારણમાંઅને તેજસાક્ષાતકાર કરવામાં પ્રવૃત્તિ કરેછે. પરિણામે આત્મતત્વ સાક્ષાત્કાર થતાં પરમપદરૂપહિતોદયઆ દૃષ્ટિમાંથતાંવાર લાગતીનથી.॥૧૬૭॥

इतिश्री षष्ठी कांता दृष्टि समाप्ता ॥

## હવે સાતમી પ્રભાદૃષ્ટિ કહે છે.

ध्यानप्रियाप्रभा येन नास्यां रुगत एव हि ॥
तत्त्वप्रतिपत्तियुता विशेषेण शमान्विता ॥१६८॥

અર્થ. સાતમી પ્રભાદૃષ્ટિમાં સૂર્યની પ્રભા જેવો બોધ

સ્થિર તથા એકસરખો પ્રકાશ આપે છે. આ દૃષ્ટિમાં અષ્ટાંગ યોગમાંથી સાતમું યોગાંગ ધ્યાન પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિ ધ્યાનપ્રિય છે. ચિત્તની એકાગ્રતા કોઈ પણ ધ્યેય વસ્તુમાં કરવી, આ દૃષ્ટિમાં રૂગ્ નામનો દોષ સાધ્યબિંદુ શૂન્યવૃત્તિ -શુભ અનુષ્ઠાનનો ઉચ્છેદ કરવો-તે લાભકારક નથી એવો નિર્ણય કરવો. આ દોષ ચાલ્યો જાય છે. અને આત્મોન્નતિકારક ધ્યાન ગુણ પ્રાપ્ત થાય છે. અત્યારસુધી આત્મજ્ઞાન સંબંધી વિચારણા હતી હવે આ ગુણ અમલમાં મુકવાની સન્મુખ થાય છે અને આત્મસ્વરૂપમાં કાંઈક રમણતા કરે છે. તેમજ વિશેષે કરી આ દૃષ્ટિમાં શમસુખ-ચિત્તમાં પરમ શાંતિ-આનંદ પ્રગટે છે. ॥૧૬૮॥

**વિવેચન.** "ध्यानप्रिया प्रभा" આ શબ્દ એ જણાવે છે કે સાતમી દૃષ્ટિ પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી ધ્યાન પ્રિય બને નહિ, યથાર્થ ધ્યાનની પ્રાપ્તિ તો અહિંજ થાય છે. આ પહેલાની દૃષ્ટિઓમાં ધ્યાન ગુણ સામાન્ય પ્રકારે વિચારણારૂપ જેવો હતો, તે અહિં હવે ખરેખર અમલમાં મુકાય છે. આ દૃષ્ટિ અપ્રમત્તયતિ કે સાધુઓને હોય છે. મિત્રા, તારા, બલા અને દીપ્રા-આ ચાર દૃષ્ટિ સુધી તો સૂક્ષ્મબોધ વેદ્યસંવેદ્યપદ-જડચૈતન્યનું જ્ઞાન ન હોવાથી શાસ્ત્રકાર મહારાજ તેને પ્રથમ ગુણઠાણું જણાવે છે. હજીસુધી તેનામાં રહેલ મિથ્યાત્વપણું ગયું નથી. જ્યારે પાંચમી સ્થિરાદૃષ્ટિમાં આ જીવ દાખલ થાય છે ત્યારે તેનામાં સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત થવા સાથે ચોથા ગુણઠાણાની પ્રાપ્તિ થાય છે. અત્યારે આ જીવના હૃદયમાં બોધરૂપી વીજળીની લાઈટ

પ્રગટ થાય છે. જડચૈતન્યનો વિવેક સારી રીતે કરી શકે છે, ભોગોના ખરા સ્વરૂપને સમજે છે, આ કર્મબંધનના કારણભૂત છે એમ બરોબર જાણે છે. છતાં હજી સુધી તે બાજુથી નિવૃત્તિ કરી શકયો નથી. છઠ્ઠી કાન્તાદૃષ્ટિમાં આ જીવ આગળ વધે છે, એટલે તેનામાં દેશ વિરતિપણું પાંચમું ગુણઠાણું, સર્વવિરતીપણું છઠ્ઠું ગુણઠાણું પ્રાપ્ત થાય છે. અહીં શ્રાવક નિર્લેપ માફક રહી ભોગો ભોગવે છે. પણ પાછો સર્વ વિરતિમાં આગળ આવે છે; સાતમી પ્રભાદૃષ્ટિ તો સર્વ વિરતી વાળાને હોય છે. તે પણ અપ્રમત્ત સાધુને સાતમા ગુણઠાણાથી આગળ વધી આઠમે ક્ષપકશ્રેણી માંડે છે ત્યારે આઠમાંથી માંડી તેરમા ગુણઠાણા સુધી હોય છે. અહીં ક્ષાયિક ભાવના જ્ઞાન દર્શન અને ચારિત્ર પ્રાપ્ત થતાં કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રગટ થાય છે. આ બધો પ્રતાપ ધ્યાનનો છે. ચૌદમા ગુણઠાણે શૈલેષી કરણ અવસ્થામાં પૂર્ણ ધ્યાન પ્રાપ્ત થતાં પરમપદ મેળવે છે. આ બીના આઠમી દૃષ્ટિમાં આવશે. આ સાતમી પ્રભાદૃષ્ટિમાં બોધ સૂર્યની પ્રભા જેમ લાંબા વખત સુધી સ્થિરપણે એકસરખો પ્રકાશ આપે છે, તેવો આ દૃષ્ટિમાં બોધ થાય છે. તે મહાલાભનું કારણ થાય છે. એ બોધ ધ્યાનનું નિમિત્ત બને છે. કારણ ધ્યાનમાં ચિત્તની એકાગ્રતા થવી જોઈએ તે આવા એક સરખા ચાલુ બોધથી થઈ શકે છે. વળી આવા તિવ્ર સ્થિર બોધથી અન્ય ધર્મના શાસ્ત્રો વાંચે તોપણ તેની વાંચનારના મન ઉપર જરા વિપરીત અસર થતી નથી. પાંચ યમોમાં એટલા બધા આગળ વધેલા હોય છે કે તેઓની પાસે ગમે તેવા

જીવોના વેર વિરોધો પણ શાંત થઈ જાય છે. આ દૃષ્ટિમાં અષ્ટાંગયોગ પૈકી સાતમું ધ્યાન નામનું યોગાંગ પ્રાપ્ત થાય છે, અંતર્મુહુર્ત સુધી એક વસ્તુ ઉપર એકાકારવૃત્તિ થવી તેને ધ્યાન કહે છે. " **धारणा तु क्वचितध्येये चित्तस्य स्थिरबंधनं ध्यानंतु विषये तस्मिन्नेक प्रत्यय संततिः** " કોઇ એક ધ્યેય-પ્રભુની મૂર્તિ, ૐકાર, હ્રૂીંકાર વિગેરે જે પોતાને ઈષ્ટ હોય તે ધ્યેય વસ્તુ સામી રાખી તેના ઉપર ધ્યાન કરવું. પ્રથમ તે વસ્તુમાં ચિત્તને સ્થિર કરવું તેનું નામ ધારણા, તે પછી તે વસ્તુમાં ચિત્તની એકાકારવૃત્તિ થવી આનું નામ ધ્યાન. અને તે પછી તે વસ્તુનું ધ્યાન કરતાં તદાકાર-તદરૂપ બની જવું આનું નામ સમાધિ, જેમ એક પાટીદારે ગુરૂના મુખથી સાંભળ્યું કે ધ્યાનથી સમાધિ બને છે અને તેથી પરમપદ મોક્ષ મળે છે. આ સાંભળીને તેને ધ્યાન કરવાની ભાવના થઈ. અને ગુરૂમહારાજને ધ્યાનની રીતિ બતાવવા આગ્રહ કર્યો, ગુરૂશ્રીએ કહ્યું કે " તારે ધ્યાન કરવું હોય તો આ ઓરડીમાં બેસી જા. અને તને જે પ્રિય હોય તેનું સ્વરૂપ તારી આંખ સન્મુખ ખડું કર." પટેલ કહે છે કે પ્રભુ મને મારી ભેંસ બહુ પ્રિય છે. તો ભલે તેને તારી આંખ સન્મુખ ખડી કર અને ધારી ધારીને જોયા કર. અને તે રૂપ બની જા. પરિણામે કેટલાક ટાઇમ ગયા પછી તદાકાર બની ગયો. ગુરૂશ્રીએ તેની પરીક્ષા કરવા કહ્યું કે ભાઈ આ ઓરડીમાંથી બહાર આવ. ત્યારે તે ઓરડીનું બારણું નાનું એટલે કેવી રીતે બ્હાર આવે ? પણ બાજુમાં વળી નીચો ઉંચો થઈ સીંગડાવાળું માથું પડખે કરીને બહાર આવ્યો. એટલે ગુરૂશ્રીએ તેને કહ્યું કે હવે તું

સુખ છે. પૂર્વે થયેલા મહાત્માઓ આનેજ ટુંકમાં સુખદુઃખનું લક્ષણ–સ્વરૂપ જણાવે છે. સારાંશ એ છે કે જે જે અંશે ઉપાધિ ઓછી તે તે અંશે સુખ સમજવું. જ્યારે સર્વ ઉપાધિમાંથી મુકત થશો એટલે સંપૂર્ણ સુખ મળતાં વાર નહિ લાગે. એક દુકાનથી આજીવિકા સારી ચાલતી હોય તો બીજી ત્રીજી દુકાનો કરી ફોગટની ઉપાધિને વધારશો નહિ. તેથી શાંતિના બદલે અશાંતિજ મળશે. સુખ મળવાની આશાએ એક છતાં બીજી સ્ત્રી કરવાની ઉપાધિ વધારશો તો કદી સુખ તો નહિ મલે, પણ દુઃખના દરીયા તમારા ઉપર આવીને પડશે તે ચોક્કસ માનજો અને આખરે બહુ પશ્ચાતાપ થશે. ॥ ૧૭૦ ॥

## આજ બીનાને સ્પષ્ટ કરે છે.

पुण्यापेक्षमपि ह्येवं सुखं परवशं स्थितम् ॥
ततश्च दुःखमेवैतत्तल्लक्षणनियोगतः ॥ १७१ ॥

અર્થ. પુન્યની અપેક્ષાવાળું પણ સુખ ઉક્તનીતિથી પરવશ રહેલું છે તેથી તે દુઃખજ છે, દુઃખના લક્ષણના સંબંધને લઈ તે દુઃખ ગણાય. ॥૧૭૧॥

**વિવેચન.** પ્રથમ સુખ તથા દુઃખના જે લક્ષણો બતાવ્યાં છે તેમાં પરવશથી દુઃખ થાય છે આમ જે વાત જણાવી તેના અંગે વાદિ શંકા કરે છે કે પરાધિન જે ભોગની સામગ્રી છે તેના દ્વારા સુખ થાય છે એમ માનવું તે તો ભ્રાંતિ છે. તેનાથી તો દુઃખ જ થાય છે. અને તે દુઃખજ છે, પણ પૂર્વે દાન, શીયલ, તપ, જપ વિગેરે કરેલ

તેના પુન્યથી જેને સુખો મળે છે તેને દુઃખો કેમ કહો છો ? શાસ્ત્રકાર ઉત્તર આપે છે કે પુણ્યની અપેક્ષાથી પ્રાપ્ત થતું જે સુખ તે પણ પ્રથમ કહી ગયા તે ન્યાયથી દુઃખજ છે. કારણ કે પુન્ય પણ કર્મ હોવાથી પરજ છે. આત્માથી જે ભિન્ન છે તે બધું પર છે. અને જ્યાં પર છે. ત્યાં દુઃખજ છે. દુઃખનું જે લક્ષણ બાંધ્યું "परवशं दुखं" તે અહિં છે. માટે પુણ્યની અપેક્ષાવાળું સુખ છે તે પણ પરવશ–પરાધિનતાવાળું હોવાથી તે દુઃખજ છે તેમ સમજવું. પરંતુ આત્મધ્યાનથી ઉત્પન્ન થયેલ સુખ તેજ તાત્વિક સુખ છે. બીજાને આધિન ન હોવાથી, તેમજ કર્મના વિયોગથી–કર્મના અભાવથી ઉત્પન્ન થયેલ હોવાથી આજ તાત્વિક સુખ છે તેમ સમજવું. ॥ ૧૭૨ ॥

ध्यानं च निर्मले वोधे सदैव हि महात्मनाम् ॥
क्षीणमायमलं हेम सदा कल्याणमेव हि ॥१७२॥

અર્થ. આ દૃષ્ટિમાં બોધ નિર્મળ હોવાથી મહાત્મા પુરૂષો–મુનીઓને નિરંતર ધ્યાન હોય છે. જેનો મળ નીકળી ગયો છે એવું સ્વર્ણ છે તે નિરંતર કલ્યાણજ કહેવાય છે.

**વિવેચન.** આ પ્રભાદૃષ્ટિમાં સૂર્યની પ્રભા જેવો સ્થિર તથા નિર્મળ ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ બોધ હોવાથી આ દૃષ્ટિવાળા મહાન્ પુરૂષોને નિરંતર ધ્યાન–સ્વસ્વરૂપમાં રમણુતા કરવા રૂપ કાયમ બની રહેછે. સત્યવસ્તુ સમજાયા પછી પરવસ્તુમાં માથું મારવાપણું કદી હોઇ શકેજ નહિ, આ વાતને દૃષ્ટાંત આપી સમજાવેછેકે જેમાંથી મલક્ષીણ પ્રાપ્તથઇ ગયો છે એવું સુવર્ણ સદા નિરંતર કલ્યાણ કહેવાય છે–પવિત્ર

ગણાયછે. તે પ્રમાણે આ મહાત્માઓ પણ ક્ષીણપ્રાય મલ થઈ જવાથી નિરંતર કલ્યાણ સ્વરૂપછે, મુકતપ્રાયછે.॥૧૭૨॥

सत्प्रवृत्तिपदं चेहाऽसंगानुष्ठानसंज्ञितम् ॥
महापथप्रयाणं यदनागामिपदावहम् ॥ १७३ ॥

અર્થ. આ દૃષ્ટિમાં અસંગાનુષ્ઠાન કોઈ પણ જાતના પુદ્‌ગલિક ફલની ઈચ્છા ન રાખવી એવું અનુષ્ઠાન પ્રાપ્ત થાય છે. આ અનુષ્ઠાન સત્ પ્રવૃત્તિપદ–સારી પ્રવૃત્તિ કરાવે છે. તેમજ મહાપથ–મોક્ષમાર્ગ તરફ પ્રયાણનો આરંભ થાય છે. અને આનાગામીપદ–સિદ્ધિપદ મેળવી આપે છે. આ બધો પ્રતાપ અસંગાનુષ્ઠાનનો છે. ॥ ૧૭૩ ॥

**વિવેચન.** આ દૃષ્ટિ ધ્યાનપ્રિય હોવાથી આ દૃષ્ટિવાળો પ્રાણિ મોટે ભાગે આત્મધ્યાનમાંજ મસ્ત રહે છે. આ જે ક્રિયા છે તેજ અસંગાનુષ્ટાન છે. કોઈ પણ જાતના પુદ્‌ગલિક ફલની ઇચ્છા વગર શાસ્ત્રમાં બતાવેલી વિધિપૂર્વક જે અનુષ્ઠાન થાય છે તે ક્રિયાને અસંગ અનુષ્ઠાન કહે છે આ અનુષ્ઠાન મોક્ષમાર્ગ તરફ પ્રયાણ કરવાને સત્ પ્રવૃત્તિ રૂપ છે, તેમજ આગામિપદ પરમપદને આપનાર છે. આ બધો પ્રતાપ અસંગાનુષ્ઠાનનો છે. શાસ્ત્રમાં વિષ, ગરલ, અનન્યહેતુ, તદ્‌હેતુ અને અમૃતાનુષ્ઠાન આ પ્રમાણે પાંચ પ્રકારના અનુષ્ઠાનો પણ બતાવેલ છે. વળી હરિભદ્રસૂરિ ષોડશ ગ્રંથમાં બીજી રીતે ચાર પ્રકારના અનુષ્ઠાનો બતાવે છે. પ્રીતિ, ભકિત; વચન અને અસંગ અનુષ્ઠાન, સ્ત્રિનું ભરણ પોષણ જેમ રાગથી કરવામાં આવે છે તેવી રીતે પ્રીતિથી રાગપૂર્વક અનુષ્ઠાનો કરવાં તે પ્રીતિ અનુષ્ઠાન

સમજવું. ૧. માતા પિતાનું ભરણ પોષણ ભકિતથી થાય છે તેવી રીતે ભકિતપૂર્વકના અનુષ્ઠાનો કરવાં તે ભકિત અનુષ્ઠાન. ૨. શાસ્ત્ર અથવા શિષ્ટ પુરૂષોની આજ્ઞા પ્રમાણે અનુષ્ઠાનો કરવાં તે વચન અનુષ્ઠાન. સ્વભાવિક રીતે શિષ્ટ વચનાનુસાર વર્તન થઈ જાય તે અસંગઅનુષ્ઠાન છે. આ ચોથા પ્રકારના અસંગ અનુષ્ઠાન પર અહિં સ્થિતિ થાય છે. આવી રીતે આઠમી દૃષ્ટિમાં અસંગ અનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે. જેમ દંડના પૂર્વપ્રયોગથી ચક્રનું ભ્રમણ થયા કરે છે, તેમ અસંગ અનુષ્ઠાનમાં સ્વભાવિક રીતે શિષ્ટવચનાનુસાર અનુષ્ઠાન થાયછે, આઅનુષ્ઠાનથી અનાગામિપદ-સિદ્ધિપદની પ્રાપ્તિ ઘણી જલદી થાય છે. ॥ ૧૭૧ ॥

## આ અસંગ અનુષ્ઠાનના નામો કહે છે.

प्रशांतवाहितासंज्ञं विसभागपरिक्षयः ॥
शिववर्त्म ध्रुवाध्वेति योगिभिर्गीयते ह्यदः ॥१७४॥

અર્થ. આ અસંગઅનુષ્ઠાનને સાંખ્યો પ્રશાંતવાહિતા કહે છે. બૌદ્ધો વિસભાગપરિક્ષયઃ કહે છે. શિવવર્ત્મ શૈવો કહે છે. અને પતંજલી યોગમતવાલા તેને ધ્રુવાધ્વા કહે છે. આ પ્રમાણે યોગીઓ આ અસંગ અનુષ્ઠાનને જુદા જુદા નામથી પોતાના દર્શનના અનુસારે કહે છે. ॥ ૧૭૪ ॥

**વિવેચન.** વસ્તુ એક છે. છતાં જુદા જુદા દર્શનોને લઇ શબ્દોમાં ભેદ પડે છે. મૂલવસ્તુતત્વમાં કદિ ભેદ પડતો નથી. પણ ક્રિયાકાંડો–શબ્દોમાં ભેદપડેછે. મોક્ષ મેળવી આપવામાં આસાધારણ કારણ આ અસંગઅનુષ્ઠાન છે આનાથી

કેવલજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે. આ અસંગઅનુષ્ઠાનને બીજાઓ જુદા જુદા નામથી બોલાવે છે તે કહે છે, 'સાંખ્યો આ અસંગઅનુષ્ઠાનને પ્રશાંતવાહિતા કહે છે. બૌદ્ધો વિસભાગ પરિક્ષય કહે છે. શૈવો **શિવવર્ત્મ** કહે છે અને પતંજલી વિગેરે યોગીઓ ધ્રુવાધ્વા–ધ્રુવમાર્ગ કહે છે, આ અસંગ અનુષ્ઠાન ક્રિયામાં મહા ઉત્કૃષ્ટ આત્મદશા ઃવર્તતી હોય છે. આ દૃષ્ટિ આત્મોન્નતિમાં બહુ વિકાસ બતાવેછે. અહિં સાધ્ય –મોક્ષ તદ્દન સ્પષ્ટ રીતે સમીપમાં દેખાય છે. અને ત્યાં પહોંચી જવા માટે એટલી દૃઢભાવના થાય છે કે તેના સુખની કલ્પના પાસે દેવલોકના અથવા અનુત્તરવિમાનના સુખપણ કિંમત વગરના લાગે છે. આ દૃષ્ટિ પરિણામે પરમપદ મેળવી આપે છે. ॥ ૧૭૪ ॥

**एतत्प्रसाधयत्याशु यद्योग्यऽस्यां व्यवस्थितः ॥**
**एतत्पदावहैषैव तत्तत्रैतद्विदां मता ॥ १७५ ॥**

અર્થ. આ દૃષ્ટિમાં રહેલો યોગી શીઘ્ર અસંગઅનુષ્ઠાનને સિદ્ધ કરે છે. આ અસંગ અનુષ્ઠાનને પ્રાપ્ત કરાવનાર આ દૃષ્ટિજ છે. આ દૃષ્ટિમાંજ આ અસંગ અનુષ્ઠાન તેના જાણકારોને ઈષ્ટ છે. ॥ ૧૭૫ ॥

**વિવેચન.** આદૃષ્ટિબહુઉન્નતદશાપ્રાપ્ત કરેલ અપ્રમત્ત યતિનેજ હોઈ શકેછે,અને આ અપ્રમત્ત યતિ ઘણોજલ્દીસાધ્ય –મોક્ષ પ્રાપ્ત કરીશકેછે,આસ્થિતિપ્રાપ્ત કરાવનાર આ અસંગ અનુષ્ઠાન છે. આગળ કહ્યા મુજબ અનાગામિપદ–પરમપદને આજ અનુષ્ઠાન મેળવી આપે છે. અને આ અસંગઅનુષ્ઠાન આ દૃષ્ટિમાં રહેલો યોગીજ મેળવી શકેછે. એમ આ અસંગ

અનુષ્ઠાનને જાણનારા જણાવેછે. સારાંશ એ છે કે આટલી હદે જ્યારે આ જીવ આગળ આવે છે ત્યારે પુદ્ગલિકભાવ તરફ તેની વૃત્તિ તદ્દન નીકળી જાય છે. અને પરમપદ મેળવવાનીજ તાલાવેલી લાગેલ હોય છે. અને આને લઈ અસંગઅનુષ્ઠાન કરે છે અને આ અસંગઅનુષ્ઠાનના પ્રતાપે પરમપદને મેળવી સત્ચિદાનંદ સ્વરૂપ આત્મામાં પરમશાંતિનો અનુભવ કરતાં મુક્ત બની જાય છે. ॥ ૧૭૫ ॥

**इतिश्री सप्तमी प्रभादृष्टि समाप्ता**

## હવે આઠમી પરાદૃષ્ટિ કહે છે.

समाधिनिष्ठा तु परा तदासंगविवर्जिता ॥
सात्मीकृतप्रवृत्तिश्च तदुत्तीर्णाशयेति च ॥१७६॥

અર્થ. આ આઠમી પરા નામની દૃષ્ટિ સમાધિનિષ્ઠા આત્મસ્વરૂપમાં રમણતા રાત દિવસ તેમાં તત્પર રહે છે. અહિ સંસાર ઉપર મમત્વ રાખવારૂપ આસંગ નામનો આઠમો દોષ ચાલ્યો જાય છે. અને આઠમો ગુણ પ્રવૃત્તિ નામનો પ્રગટ થાય છે. આ દૃષ્ટિમાં ચંદ્રની ચંદ્રિકા જેવો સૂક્ષ્મબોધ થાય છે. આ સૂક્ષ્મબોધને લઈ ચિત્તની એકાગ્રતા સારી રીતે થાય છે. આને લઈ આત્મભાવમાં સંપૂર્ણપણે પ્રવર્તન થાય છે. અને અહિં નિરાશીભાવ પ્રાપ્ત થાય છે. સંકલ્પવિકલ્પનો પણ અભાવ થાય છે. ॥૧૭૬॥

**વિવેચન.** સમાધિનિષ્ઠા પરા નામની આઠમી દૃષ્ટિ છે. યોગનું આ આઠમું અંગછે,સમાધિ કહેતાં ધ્યાન વિશેષનું ફલ તેને સમાધિ કહે છે, પતંજલી રૂપી યોગશાસ્ત્રમાં

જણાવે છે કે, ધ્યેય વસ્તુમાં એક દેશથી ચિત્તનું બંધન કરવું, તે ધારણા છે. અને તેજ ધ્યેય વસ્તુમાં ચિત્તની એકતારવૃત્તિ તેને ધ્યાન કહે છે. અને તેજ ધ્યેય વસ્તુમાં તેજ અર્થમાત્રનોનિર્ભાસથવો-તદાકારરૂપ થવું તેને સમાધિ કહે છે. જૈન દર્શનકાર પણ સમાધિ તેનેજ કહે છે. શુદ્ધઆત્મસ્વરૂપને પ્રાપ્ત થવું-પરમાત્મસ્વરૂપ બની જવું તે. અભિધાન ચિંતામણિ કોષમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજ શ્રી જણાવે છે કે.

**समाधिस्तुतदेवार्थ मात्राभासकरुपकम् ॥**
**एवं योगोयमाद्यंगैरष्टभिः संमतोऽष्टधा ॥ १ ॥**

અર્થ. ધ્યેય તરીકે જે પદાર્થ સામો રાખેલ છે. તેજ પદાર્થ માત્રનો આભાસ થવો-અર્થાત્ તે પદાર્થ સ્વરૂપ ધ્યાતા બની જાય તેનું નામ સમાધિ, બાહ્ય આલંબન છોડી પરમાત્મસ્વરૂપનું અગર તેઓશ્રીના ગુણોનું આલંબન લેતાં પરમાત્મરૂપ જે બની જવું તેનું નામ સમાધિ કહે છે. ખરી સમાધિ તો ચૌદમે ગુણઠાણે શૈલેષી કરણ અવસ્થામાં મન વચન અને કાયાના યોગોનું રૂંધન કરી પરમાત્મસ્વરૂપ ઘાતિ અને અઘાતિ કર્મક્ષય કરી જ્યારે બને છે તે ખરેખરી સમાધિ સમજવી. તેરમા ગુણ ઠાણે ઘાતિકર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય છે તે પણ એક સમાધિ છે. આત્મસ્વરૂપમાં સ્થિર થવું, કોઇપણ પ્રકારના સંકલ્પ વિકલ્પ વિચારો આવવા દેવા નહિ સ્વરૂપ મગ્ન થવું તે સમાધિ જાણવી. આ દૃષ્ટિમાં ચંદ્રની ચંદ્રિકા જેવો સૂક્ષ્મબોધ થાય છે. અને આ બોધ સતત ચાલુ રહે

છે. સૂર્યની કાંતિ પેઠે આંખને આંજી દેનાર થતો નથી. પરંતુ શાંતિ આપનાર થાય છે. અહીં આઠમો ગુણ પ્રવૃત્તિ નામનો પ્રાપ્ત થાય છે. અને આત્મગુણમાં સંપૂર્ણપણે પ્રવર્તન થાય છે. આના પહેલાંની દૃષ્ટિમાં જે પ્રતિપત્તિ તત્ત્વબોધના અંગે થઇ હતી તે પરિપૂર્ણ રીતે અમલમાં મુકાણી નહતી તે અહીં પ્રવૃતિમાં પરિપૂર્ણ રીતે મુકાય છે. અહિં આઠ દોષો પૈકી આઠમો આસંગ દોષ–સંસાર ઉપર મમત્વ-ભાવ–આસક્તિરૂપ તે અહિં ચાલ્યો જાય છે. આ દોષ જવાથી સમાધિ–આત્મ સ્વરૂપમાં પ્રવૃત્તિ કરવારૂપ પ્રાપ્ત થાય છે. ચંદન ગંધના ન્યાયથી, જેમ ચંદનનો વાસ ચારે કોર સુગંધને ફેલાવે છે, તેવી રીતે આ દૃષ્ટિમાં વર્તતા પ્રાણીના વચનનો વિલાસ તેના શરીરનો ગંધ અને તેનું સર્વ વર્તન ચંદનની વાસની જેમ સર્વત્ર સુગંધ વિસ્તા-રનાર થાય છે. એટલે તેની આજુબાજુનું વાતાવરણ પણ તેના ગુણને વિસ્તારનાર થઇ પડે છે. " **तदुत्तीणाशया** " સંકલ્પવાળા ચિત્તના અભાવને લઇ સંસાર તરફની પ્રવૃ-ત્તિથી ઉત્તીર્ણ થઇ મુક્ત થઇને નિરાશીભાવ પ્રાપ્ત થતાં પરિણામે પરમપદને પ્રાપ્ત કરે છે. ॥૧૭૬॥

निराचारपदोह्यस्यामतिचारविवर्जितः ॥
आरुढारोहणा भाव गति वत्त्वस्य चेष्टितम् ॥१७७॥

અર્થ. આ પરાદૃષ્ટિમાં રહેલ માહાત્માને કોઇ પણ પ્રકારના આચારો પ્રતિક્રમણ દેવવંદન વિગેરે હોતા નથી. કારણકે અતિચારાદિ દોષો તેઓને લાગતા નથી, તેમજ ઉપશમ કે ક્ષપકશ્રેણી ઉપર આરોહણ કરવામાં આવે છે

તે પ્રમાણે આ દૃષ્ટિમાં રહેલ પ્રાણીની ચેષ્ટા એક પ્રકારની ગુણશ્રેણી ઉપર આરોહણ જેવી હોય છે. ॥૧૭૭॥

**વિવેચન.** આ પરાદૃષ્ટિવાળો યોગી આઠમા ગુણઠાણાથી માંડી ચઉદમાં ગુણઠાણા સુધી પહોંચે છે. અને ક્ષાયિક ભાવના જ્ઞાનદર્શન ચરિત્રાદિ ગુણો પ્રગટ થાય છે. અને આત્મીય ગુણમાં પ્રવૃત્તિ કરવારૂપ ક્રિયા અહિં હોય છે. પણ બાહ્ય ક્રિયાઓનો અહિં ઉપયોગ હોતો નથી. કારણકે જ્યાં અંતરંગ પ્રવૃત્તિ થતી હોય ત્યાં બાહ્યાચારની જરૂર રહેતી નથી. તેમજ આ દશામાં માનસિક દૂષણ પણ લાગતા નથી. પ્રાપ્ત કરવા લાયક કેવલજ્ઞાન પ્રાપ્ત થવાથી હવે બાહ્ય કોઈપણ જાતનો આચાર રહ્યો નથી. તેમજ અતિચાર લાગવાનું કારણ મિથ્યાત્વાદિ પણ ન હોવાથી સૂક્ષ્મદોષો અહિં લાગતા નથી, વળી જેમ મુનીરાજ ઉપશમ કે ક્ષપકશ્રેણીરૂપ પર્વત ઉપર આરોહણ કરે છે. તે પ્રમાણે અહિં પરિણામની ધારાએ આત્માના પંડિત વીર્યના ઉલ્લાસથી ગુણશ્રેણી ઉપર આરોહણ કરેછે, તેમજ નિરાચારપદ પ્રાપ્ત થવાથી આ મહાત્માની પ્રવૃત્તિ તથા ક્રિયા વિગેરે ભવ ગતિથી ન્યારી હોય છે. ॥ ૧૭૭ ॥

## આચાર નથી તો ભિક્ષાટનઆચાર કેવી રીતે તે કહેછે.

रत्नादिशिक्षादृग्भ्योऽन्या यथादृक्तन्नियोजने ॥
तथाचारक्रियाप्यस्य सैवान्या फलभेदतः ॥१७८॥

અર્થ. રત્નાદિની પરીક્ષા કરવામાં એક નિપુણ માણસ છે. અને બીજો અનિપુણ છે, રત્નને ક્ષાર પુટાદિવડે સુંદર

બનાવેલ છે. બધા એક સરખાં દેખાય છે. છતાં જોનારની દ્રષ્ટિમાં ભિન્નતા પડે છે. જે રત્નની પરીક્ષામાં નિપુણ છે તેની દ્રષ્ટિ જુદું કામ કરશે અને જે રત્નની પરીક્ષામાં નિપુણ નથી તેની દ્રષ્ટિ રત્નને જુદી રીતે જોશે. તે પ્રમાણે:ભિક્ષાદિ આચારક્રિયામિત્રાદિદ્રષ્ટિમાં હતી તેજ અહિં છે. છતાં અહિં ફલના ભેદને લઈ જુદા રૂપે છે. ॥ ૧૭૮ ॥

**વિવેચન.** મિત્રાદિ દ્રષ્ટિમાં જે જે આહારાદિ અર્થે ક્રિયા કરવામાં આવતી હતી તેમાં અમુક અંશે આશીભાવ રહેતો હતો. હવે આ પરા દ્રષ્ટિમાં જ્યારે દાખલ થાય છે, ત્યારે તેની ક્રિયાનો દેખાવ ઉપરથી તો એક સામાન્ય સાધુના જેવો દેખાય પણ ફલમાં ઘણો ભેદ પડે છે. કારણ કે હવે આ મહાત્માનું વર્તન તદ્દન નિરાશી ભાવવાળું બની જાય છે. આત્મીય વસ્તુસ્થિતિ સમજી ક્રિયા કરનારને અને ગતાનુગતિક રીતે ક્રિયા કરનારને ફળ મળવામાં મોટું અંતર હોય છે. આ વાત દ્રષ્ટાંત આપી સમજાવે છે. રત્ન તથા અશ્વની પરીક્ષામાં નિપુણ એવો માણસ કેલવણીથી રત્ન તથા અશ્વને એક જુદાજ રૂપમાં મુકી દે છે. રત્ન તથા અશ્વોને જોનારા એક સરખી રીતે જુએ છે તોપણ તેના ગુણ દોષના અનુભવીઓ તેને જુદા રૂપમાં નીહાળે છે. અને કિંમત પણ જુદી રીતે આંકે છે. તેવી રીતે પ્રતિક્રમણ પડિલેહણાદિ આચાર આદ્રષ્ટિવાળાને હોતા નથી, તોપણ આહારાદિ ભિક્ષાનો આચાર તો રહેલ છે. છતાં આ આચાર એટલો બધો સુંદર હોય છે કે જોનારની દ્રષ્ટિએ મિત્રાદિ દ્રષ્ટિમાં રહેલા મુનીઓ આહારાદિ માટે પ્રવૃત્તિ કરે છે. અને આ પરાદ્રષ્ટિમાં રહેલામુનિઓ તે પણ આહારાદિમાટે પ્રવૃત્ત

કરે છે. આ બંનેનો દેખાવ બાહ્યદૃષ્ટિથી એકસરખો લાગશે. પણ ફલના ભેદને લઈ તેમાં ઘણો તફાવત પડે છે. બાહ્ય દૃષ્ટિવાળા તેની કિંમત એકસરખી આંકશે. પણ ગુણદોષના જાણકારો તેની કિંમત જુદાજ પ્રકારે આંકશે. અત્યાર સુધી સાંપરાયિક કર્મનો ક્ષય થતો હતો. કષાય જન્ય કર્મનો ક્ષય થાય તે સાંપરાયિક કર્મક્ષય કહેવાય છે. કેવલજ્ઞાન થયા પછી આ કર્મો રહેતાં નથી. એટલે હવે તેનો ક્ષય કરવા જરૂર રહેતી નથી. પણ હજી ભવોપગ્રાહિ કર્મ ચાર રહ્યા છે. આ ચાર કર્મ હોય ત્યાંસુધી મોક્ષ—પરમપદ મળી શકે નહિ. કર્મને આવવાના ચાર મોટા માર્ગો પૈકી મિથ્યાત્વ અવ્રત, અને કષાય આનો ક્ષય થઈ ગયો છે. હવે માત્ર મન, વચન અને કાયાના યોગ રહેલ છે. આનાથી પણ કર્મ ચાલ્યું આવે છે. પણ આ કર્મને ઇર્યાપથિક કર્મ કહે છે. આ કર્મ પ્રથમ સમયે બંધાય, બીજે સમયે ભોગવાય અને ત્રીજે સમયે ખરી જાય છે. આ ભવોપગ્રાહિ કર્મ ભિક્ષા માટે પ્રવૃત્તિ કરતાં ક્ષય થાય છે. પહેલાંની દૃષ્ટિઓમાં સાંપરાયિક કર્મ ક્ષય થતું હતું. હવે ઈર્યાપથિક—ચાલવાના અંગે લાગેલ કર્મ તેનો પણ ક્ષય અહિં થાય છે. પરિણામે ફરી વખત આ જીવને સંસારમાં આવવું ન પડે એવી રીતે કર્મને દૂર ફેંકી દે છે. જે અનુક્રમથી કર્મને ફેંકી દઈ આ જીવ આગળ વધે છે તે બીના નીચેના લોકમાં જણાવે છે. ॥ ૧૭૮ ॥

तन्नियोगात्महात्मेह कृतकृत्यो यथाभवेत् ॥
तथायं धर्मसंन्यास त्रिनियोगात्महामुनिः ॥१७९॥

અર્થ. ચિંતામણીરત્નની શોધમાં ફરતો પુણ્યવાન રત્નવણિક, રત્નની પ્રાપ્તિથી જેમ કૃતકૃત્ય થાય છે તે પ્રમાણે આ અધિકૃત મહામુની ધર્મસંન્યાસ નામના યોગની પ્રાપ્તિથી કૃતકૃત્ય થાય છે. ॥૧૭૯॥

**વિવેચન.** રત્નની પરીક્ષા કરવામાં બાહોશ થએલા વાણીયાએ પ્રતિજ્ઞા કરી કે રત્નચિંતામણી–મનમાં જે ચિંતવે તે વસ્તુ મળે. આવું રત્ન મળે તોજ લેવું, આ પ્રમાણે નિર્ણય કરી પૃથ્વીના ઘણા ખરા ભાગો ફરી વળ્યો. આખરે એક પર્વતના ભાગમાં બકરા ચારતા ભરવાડ પાસે આ રત્ન જોયું. અને પરિણામે તે રત્ન ઘણી મહેનતે તેણે તેની પાસેથી મેળવી કૃતાર્થ બન્યો. જેવી રીતે આ પુન્યશાળી રત્નવણિક રત્ન મેળવી પરમસુખી થયો તેવી રીતે આ પરા દૃષ્ટિમાં વર્તતો યોગી ધર્મસંન્યાસ નામના પરમ રત્નરૂપ યોગને પામી પરમ કૃતાર્થી થાય છે. પરમપદ હવે હાથમાં આવ્યું તેમ સમજે છે. ॥૧૭૯॥

## ધર્મસંન્યાસ યોગની પ્રાપ્તિ જણાવે છે.

द्वितियाऽपूर्वकरणे मुख्योऽयमुपजायते ॥
केवलश्रीस्ततश्चास्य निःसपत्ना सदोदया ॥१८०॥

અર્થ. આ ધર્મસંન્યાસ નામનો યોગ બીજા અપૂર્વ કરણમાં મુખ્યપણે પ્રાપ્ત થાય છે. અને આ ધર્મસંન્યાસ યોગની પ્રાપ્તિ થતાં આ મહાત્મા વિરોધ વગર નિરંતર ઉદયવાળી એવી કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીને મેળવે છે. ॥૧૮૦॥

**વિવેચન.** પ્રથમ અપૂર્વ કરણ, સમ્યકત્વની પ્રાપ્તિ

પ્રથમ થઈ ત્યારે કરવામાં આવેલ હતું. આ બીના પહેલા જણાવી ગયા છીયે, હવે અહીં આ જીવ સમ્યકત્વની પ્રાપ્તિ કરી દેશવિરતી મેળવી સર્વ વિરતીમાં જ્યારે દાખલ થાય છે, ત્યારે ધર્મસંન્યાસ નામનો યોગ છઠ્ઠે ગુણ ઠાણે પ્રાપ્ત થાય છે. અહિં ગૃહસ્થાશ્રમમાં જે જે દેવપૂજા, પૌષધ વિગેરે ક્રિયા કરતો હતો મલ સાફ કરવા રૂપ, તે અહિં સર્વ વિરતી પ્રાપ્ત થવાથી તેના ત્યાગરૂપ આ ધર્મ સંન્યાસ યોગ ગૌણ સમજવો. મુખ્ય ધર્મસંન્યાસ યોગ તો આઠમા ગુણ ઠાણે બીજું અપૂર્વકરણ પ્રાપ્ત થતાં ક્ષપકશ્રેણી માંડી ઘાતી કર્મ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચાર કર્મનો ક્ષય કરી વિરોધ વગરની નિરંતર ઉદયવાળી કેવલજ્ઞાનરૂપી લક્ષ્મી પ્રતિપાત વગરની જ્યારે આ મહાત્મા મેળવે છે ત્યારે આ મુખ્ય યોગ હોય છે. અહિં હજી મન વચન અને કાયાના યોગ તથા બીજા સામાન્ય ચાર અઘાતિ કર્મો બાકી રહે છે. આ પ્રમાણે આ દૃષ્ટિમાં જીવ આગળ વધે છે. ॥૧૮૦॥

## સિંહાવલોકન ન્યાયથી કેવલશ્રીનો નિશ્ચય કહે છે

स्थितः शीतांशुवज्जीवः प्रकृत्या भावशुद्धया ॥
चंद्रिकावच्च विज्ञानं तदावरणमभ्रवत् ॥१८१॥

અર્થ, સ્વાભાવિક ભાવશુદ્ધ પ્રકૃતિ વડે આ જીવ ચંદ્રમાની માફક નિર્મળ રહેલો છે. ચંદ્રની ચંદ્રિકા—જ્યોત્સ્ના પ્રકાશ માફક વિજ્ઞાન રહેલ છે. અને કેવલજ્ઞાનનું જે આવરણ તે વાદળાની માફક સમજવા. ॥૧૮૧॥

વિવેચન. જેમ ચંદ્રમા અનાદિ કાળથી નિર્મળ અને શુદ્ધ છે, તેવી રીતે આ જીવ પણ અનાદિકાલથી પોતાના શુદ્ધ સ્વભાવને લઇ ચંદ્રની માફક પ્રકૃત્યા–સ્વભાવિક નિર્મળ અને ભાવશુદ્ધિથી શુદ્ધ રહેલ છે. તેમજ ચંદ્રમાની જેમ ચંદ્રિકા–જ્યોત્સ્ના–પ્રકાશ આ જેમ સ્વભાવ સિદ્ધ અનાદિ કાલનો રહેલ છે તે પ્રમાણે જીવની સાથે વિજ્ઞાન વિવેક જ્ઞાન, અનાદિકાલથી શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ રહેલ છે. તેમજ જેમ ચંદ્રમાના ઉપર મેઘની વાદળી–વાદળાં આવવાથી ચંદ્રમાનું શુદ્ધસ્વરૂપ પ્રકાશરૂપ ધર્મને જેમ આચ્છાદિત કરી નાખે છે તેવી રીતે આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવલજ્ઞાનરૂપ ધર્મને આ વાદળારૂપી જ્ઞાનાવરણીયાદિ આવરણો દાબી દે છે. આત્મા નું શુદ્ધસ્વરૂપ સતચિદાનંદ રૂપ અનાદિકાલથી આત્મામાં સિદ્ધ છે, તેજ બહાર આવે છે. ઉપરનું આવરણ ખસી જતાં બાકી આત્મામાં જે ન હોય તે કદાપિ બહાર આવેજ નહિ. આથી એ જણાવ્યું કે કેવલશ્રી આત્મામાંજ છે. તેજ આવરણ ખસી જતાં બહાર આવે છે. ॥૧૮૧॥

## આ વાત ચાલુ બીનામાં ઘટાવે છે.

घातिकर्माभ्रकलपं तदुक्तयोगानिलाहतेः ॥
यदापैति तदा श्रीमान् जायते ज्ञानकेवली ॥१८२॥

અર્થ. ઘાતિ કર્મો વાદળા જેવા છે, ઉપર જણાવેલા યોગસંન્યાસરૂપ વાયુના ઉપઘાતથી ઘાતિકર્મરૂપ વાદળ જ્યારે ખસી જાય છે ત્યારે શ્રીમાન્ એવો આ આત્મા જ્ઞાન કેવલી–સર્વજ્ઞ બને છે. ॥૧૮૨॥

પ્રથમ થઈ ત્યારે કરવામાં આવેલ હતું. આ બીના પહેલા જણાવી ગયા છીયે, હવે અહીં આ જીવ સમ્યકત્વની પ્રાપ્તિ કરી દેશવિરતી મેળવી સર્વ વિરતીમાં જ્યારે દાખલ થાય છે, ત્યારે ધર્મસંન્યાસ નામનો યોગ છઠ્ઠે ગુણ ઠાણે પ્રાપ્ત થાય છે. અહિં ગૃહસ્થાશ્રમમાં જે જે દેવપૂજા, પૌષધ વિગેરે ક્રિયા કરતો હતો મલ સાફ કરવા રૂપ, તે અહિં સર્વ વિરતી પ્રાપ્ત થવાથી તેના ત્યાગરૂપ આ ધર્મ સંન્યાસ યોગ ગૌણ સમજવો. મુખ્ય ધર્મસંન્યાસ યોગ તો આઠમા ગુણ ઠાણે બીજું અપૂર્વકરણ પ્રાપ્ત થતાં ક્ષપકશ્રેણી માંડી ઘાતી કર્મ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચાર કર્મનો ક્ષય કરી વિરોધ વગરની નિરંતર ઉદયવાળી કેવલજ્ઞાનરૂપી લક્ષ્મી પ્રતિપાત વગરની જ્યારે આ મહાત્મા મેળવે છે ત્યારે આ મુખ્ય યોગ હોય છે. અહિં હજી મન વચન અને કાયાના યોગ તથા બીજા સામાન્ય ચાર અઘાતિ કર્મો બાકી રહે છે. આ પ્રમાણે આ દષ્ટિમાં જીવ આગળ વધે છે. ॥૧૮૦॥

## સિંહાવલોકન ન્યાયથી કેવલશ્રીનો નિશ્ચય કહે છે

**स्थितः शीतांशुवज्जीवः प्रकृत्या भावशुद्धया ॥**
**चंद्रिकावच्च विज्ञानं तदावरणमभ्रवत् ॥१८१॥**

અર્થ, સ્વાભાવિક ભાવશુદ્ધ પ્રકૃતિ વડે આ જીવ ચંદ્રમાની માફક નિર્મળ રહેલો છે. ચંદ્રની ચંદ્રિકા-જ્યોત્સ્ના પ્રકાશ માફક વિજ્ઞાન રહેલ છે. અને કેવલજ્ઞાનનું જે આવરણ તે વાદળાની માફક સમજવા. ॥૧૮૧॥

**વિવેચન.** જેમ ચંદ્રમા અનાદિ કાળથી નિર્મળ અને શુદ્ધ છે, તેવી રીતે આ જીવ પણ અનાદિકાલથી પોતાના શુદ્ધ સ્વભાવને લઇ ચંદ્રની માફક પ્રકૃત્યા-સ્વભાવિક નિર્મળ અને ભાવશુદ્ધિથી શુદ્ધ રહેલ છે. તેમજ ચંદ્રમાની જેમ ચંદ્રિકા-જ્યોત્સ્ના-પ્રકાશ આ જેમ સ્વભાવ સિદ્ધ અનાદિ કાલનો રહેલ છે તે પ્રમાણે જીવની સાથે વિજ્ઞાન વિવેક જ્ઞાન, અનાદિકાલથી શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ રહેલ છે. તેમજ જેમ ચંદ્રમાના ઉપર મેઘની વાદળી-વાદળાં આવવાથી ચંદ્રમાનું શુદ્ધસ્વરૂપ પ્રકાશરૂપ ધર્મને જેમ આચ્છાદિત કરી નાખે છે તેવી રીતે આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવલજ્ઞાનરૂપ ધર્મને આ વાદળારૂપી જ્ઞાનાવરણીયાદિ આવરણો ઢાળી દે છે. આત્માનું શુદ્ધસ્વરૂપ સતચિદાનંદ રૂપ અનાદિકાલથી આત્મામાં સિદ્ધ છે, તેજ બહાર આવે છે. ઉપરનું આવરણ ખસી જતાં બાકી આત્મામાં જે ન હોય તે કદાપિ બહાર આવેજ નહિ. આથી એ જણાવ્યું કે કેવલશ્રી આત્મામાંજ છે. તેજ આવરણ ખસી જતાં બહાર આવે છે. ॥૧૮૧॥

### આ વાત ચાલુ બીનામાં ઘટાવે છે.

घातिकर्माभ्रकल्पं तदुक्तयोगानिलाहतेः ॥
यदापैति तदा श्रीमान् जायते ज्ञानकेवली ॥१८२॥

અર્થ. ઘાતિ કર્મો વાદળા જેવા છે, ઉપર જણાવેલા યોગસંન્યાસરૂપ વાયુના ઉપઘાતથી ઘાતિકર્મરૂપ વાદળ જ્યારે ખસી જાય છે ત્યારે શ્રીમાન્ એવો આ આત્મા જ્ઞાન કેવલી-સર્વજ્ઞ બને છે. ॥૧૮૨॥

**વિવેચન.** પ્રથમ જે બીના જણાવી તેનો ઉપનય ઘટાવતાં જણાવે છે કે ઘાતિકર્મ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતંરાય આ ચાર ઘાતિકર્મ વાદળાં જેવા જાણવા. બીજા અપૂર્વકરણમાં પ્રથમ જણાવી ગયા એવા ધર્મસંન્યાસ નામના યોગરૂપ પવનના ઝપાટાથી જેમ વાદળાં ચાલ્યાં જાય છે, તેવી રીતે ક્ષપકશ્રેણીમાં આરૂઢ થયેલો આ મહાત્મા શ્રેણી સમાપ્ત થતા ઘાતિકર્મરૂપ વાદળાંનો નાશ કરી શ્રીમાન્ આ આત્મા આત્મિક પુરૂષાર્થના યોગથી જ્ઞાનકેવલી સર્વજ્ઞ બને છે ॥૧૮૨॥

**આજ વાતને સ્પષ્ટ કરે છે.**

क्षीणदोषोऽथ सर्वज्ञः सर्वलब्धिफलान्वितः ॥
परं परार्थं संपाद्य ततो योगान्तमश्नुते ॥१८३॥

અર્થ. રાગદ્વેષાદિ સકલ દોષો જેઓના ક્ષય થયા છે એવા, તથા સર્વલબ્ધિઓ રૂપી ફલથી યુક્ત એવા સર્વજ્ઞ પ્રભુ ભવ્ય જીવોને સમ્યકત્વની પ્રાપ્તિ કરાવવા રૂપ પર ઉપકાર કરીને પછી નિર્વાણ પામવાના સમયે યોગસંન્યાસ નામના બીજા યોગને પ્રાપ્ત કરે છે. ॥૧૮૩॥

**વિવેચન.** ઉપરના શ્લોકમાં સર્વજ્ઞ બને છે તેમ જણાવ્યું તો તે વાતને સ્પષ્ટ કરતાં જણાવે છે કે જ્યાં સુધી દાનાદિ અંતરાયો તથા હાસ્યાદિ વિગેરે સમગ્ર દોષો ક્ષય ન થાય ત્યાંસુધી કોઇ પણ જાતની લબ્ધિઓ થતી નથી. આ સકલદોષ ક્ષય થવાથી જીન, ઓહિજીન પરમોહિજીન વગેરે અનેક લબ્ધિઓ પ્રાપ્ત થતાં સર્વજ્ઞ-સર્વ

દ્રવ્ય, ગુણ, પર્યાયને જાણનારા બને છે. સર્વ જાતની ઉત્સુકતા મટી જાય છે, અને પરના ભલા ખાતર આ પૃથ્વીતલમાં વિચરતા અનેક ભવ્ય જીવોને સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવી મહાન્ ઉપકાર કરે છે, તે પછી પરમપદ પામવાની તૈયારીના સમયે યોગસંન્યાસ નામના યોગની પ્રાપ્તિ અહિં શરૂ થાય છે. આ યોગ પ્રાપ્ત થતાં હવે શું લાભ મળે છે તે જણાવે છે. ॥૧૮૩॥

तत्र द्रागेव भगवानयोगाद्योगसत्तमात् ॥
भवव्याधिक्षयं कृत्वा निर्वाणं लभते परम् ॥१८४॥

અર્થ. તત્ર યોગસંન્યાસ યોગના અંતે શૈલેશીકરણ અવસ્થામાં જલ્દી પાંચ અક્ષર ઉચ્ચારણ કાળ માત્રમાં ભગવાન શૈલેશીકરણથી ભવવ્યાધિનો ક્ષય કરી નિર્વાણપદને પામે છે. ॥ ૧૮૪ ॥

**વિવેચન.** તેરમા ગુણઠાણામાં રહી અનેક ભવ્યજીવોના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરાવીતેઓને જડચૈતન્યનું સ્વરૂપ સમજાવી મોક્ષમાર્ગના અધિકારી બનાવી તે માર્ગ તરફ લઇ જાય છે. પોતે આત્માનંદમાં મસ્ત રહી સ્વાભાવિક આનંદની પરાકાષ્ઠા અનુભવે છે. એવી ઉત્કૃષ્ટ દશામાં કેટલોક વખત પૃથ્વીતલને પાવન કરી છેવટે શૈલેશીકરણ અવસ્થામાં યોગસંન્યાસ નામનો સામર્થ્યયોગ પ્રાપ્ત થતાં મન, વચન અને કાયાના યોગ ઉપર પૂર્ણ જય મેળવી બાકીના ચાર અઘાતી કર્મો વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્યનો ક્ષય કરી અયોગિ અવસ્થા પ્રાપ્ત થતાં ભવવ્યાધિક્ષય કરી પરમશાંતિ જ્યાં છે એવું નિવૃત્તિસ્થાન પ્રાપ્ત

કરે છે અને ત્યાં સદાકાળ રહે છે, એ સ્થિતિમાંથી ફરી કર્મકલેશમય સંસારમાં આવવાનું નથી. અને સંપૂર્ણ તાત્વિક સુખના રસનો નિરંતર આસ્વાદ લેવાનો છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવી એ આપણા સર્વનું સાધ્ય છે. અને એના માટે આ સર્વ પ્રયત્ન છે. એ સ્થિતિમાં જે આનંદ છે તે વચનથી કહી શકાય તેમ નથી. ॥૧૮૫॥

## મુક્તિમાં નિવૃતાત્મા કેવા હોય છે તે કહે છે.

**व्याधिमुक्तः पुमान् लोके यादृशस्तादृशोह्ययम् ॥**
**नाभावो न च नो मुक्तो व्याधिनाऽव्याधितो न च ॥१८६॥**

અર્થ. જેવી રીતે વ્યાધિથી મુક્ત થયેલો પુરૂષ લોકમાં શાંતિનો અનુભવ કરે છે તેમ મુક્તિમાં આ નિવૃત્તાત્મા પરમ શાંતિનો અનુભવ કરે છે, પણ અભાવરૂપ નથી. તેમજ વ્યાધિથી મુક્ત નથી થયો તેમ પણ નથી. તેમજ પૂર્વે વ્યાધિ વગરનો હતો તેમ પણ નથી. વ્યાધિ જવાથી તે અભાવરૂપ બનતો નથી. પણ શાંતિનો અનુભવ કરે છે. તેવી રીતે મુક્તિમાં પરમશાંતિનો અનુભવ કરે છે. ॥૧૮૬॥

**વિવેચન.** કોઈ દર્શનકાર મુક્તિમાં ગયેલા જીવાત્માને બુઝાઈ ગયેલા દીવા સમાન અભાવરૂપ માને છે. આ મતનું ખંડન કરતાં શાસ્ત્રકાર જણાવે છે કે જેમ લોકમાં કોઇ માણસ વ્યાધિનો ક્ષય થવાથી જેવી રીતે પરમ શાંતિને પામે છે તેવી રીતે મુક્તિમાં આ જીવાત્મા પરમશાંતિને પામે છે. પણ બુઝાઇ ગયેલા દીવાના અભાવરૂપ બની જતો નથી, તેમ વ્યાધિથી મુક્ત નથી થયો તેમ પણ નથી. વ્યાધિથી

મુક્ત થયેલોજ છે. તેવી રીતે આ જીવ પણ પૂર્વે કર્મ વ્યાધિવાળો હતો તે હમણા કર્મવ્યાધિથી મુકત થઈ મુક્તિમાં પરમશાંતિનો અનુભવ કરે છે. પણ જડરૂપ બનતો નથી, આવી મુક્તિ માટે કોઈપણ બુદ્ધિમાન પ્રવૃત્તિ કરેજ નહિ. ॥૧૮૫॥

આજ અર્થને સ્પષ્ટ કરતાં કહે છે.

भव एव महाव्याधि र्जन्ममृत्युविकारवान् ॥
विचित्रमोहजननस्तीव्ररागादिवेदनः ॥१८६॥

અર્થ. સંસાર છે તેજ મહાવ્યાધિછે, અને જન્મ, જરા, મરણ આ બધા વ્યાધિનાવિકારો, અને નાના પ્રકારનામોહથી ઉત્પન્ન થતો ગાઢરાગનોઅનુભવ તે વેદના સમજવી. ॥૧૮૬॥

**વિવેચન.** ઉપરના શ્લોકમાં વ્યાધિમુકત પુરૂષ પરમ-શાંતિને પામે છે એમ જે જણાવ્યું તો અહિં પૂછવામાં આવે છે કે તે વ્યાધિ કઈ જાતની છે? આના ઉત્તરમાં જણાવે છે કે ભવ સંસાર તેજ મહા વ્યાધિ છે કે જેના બળથી આ જીવ ચારગતિની મહાવેદનાનો અનુભવ કરે છે. જેમ વ્યાધિથી શરીરમાં અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે તે પ્રમાણે આ સંસારરૂપી મહા વ્યાધિથી આજીવમાં જન્મ, જરા, મરણ, વિગેરે વિકારો ઉત્પન્ન થાય છે. જેમ વ્યાધિથી માણસ અનેક પ્રકારની વેદનાનો અનુભવ કરે છે, તેવી રીતે અહિં મિથ્યાત્વના ઉદયને લઇ સ્ત્રિસંબંધી ઉત્પન્ન થતાં નાના પ્રકારના વિકારોનો ગાઢ જે અનુભવ કરવો તે જેમાં વેદના રહેલી છે. ॥૧૮૬॥

मुख्योऽयमात्मनो ऽनादिचित्रकर्मनिदानजः ॥
तथानुभवसिद्धत्वात् सर्वप्राणभृतामिति ॥१८७॥

અર્થ. ઉપચાર વગરનો આ સંસારરૂપી વ્યાધિ જીવને અનાદિ કાળના ભિન્નભિન્ન કર્મના બળથી ઉત્પન્ન થયેલ છે અને આ બીના તમામ પ્રાણીઓને અનુભવ સિદ્ધ છે. ॥૧૮૭॥

**વિવેચન.** આ સંસારને વ્યાધિની ઉપમા જે આપી છે તે કલ્પિત નથી, પણ સત્ય છે. વળી આ સંસારરૂપી વ્યાધિ આ જીવને આજકાલની લાગેલી નથી પણ અનાદિ અનંતકાળની લાગેલી છે. અને આ વ્યાધિ દ્રવ્યકર્મ–અનુદય અવસ્થાવાળા, ભાવકર્મ ઉદય અવસ્થાવાળા ભેદથી ભિન્નભિન્ન કર્મના બળથી ઉત્પન્ન થયેલ છે અને આ બીના જન્મ,જરા, મરણાદિના અનુભવવડે તમામ પ્રાણી ગણ મનુષ્ય,તિર્યંચ,દેવ, નારકાદિ તમામ જીવોને અનુભવ સિદ્ધ વાત છે. ॥૧૮૭॥

**एतन्मुक्तश्च मुक्तोपि मुख्य एवोपपद्यते ॥**
**जन्मादिदोषविगमात्तददोषत्वसंगतेः ॥१८८॥**

અર્થ. આ ભવ વ્યાધિ વડે જે મુકાણો તેજ વાસ્તવિક મુકત થયો–પરમપદને પામ્યો જાણવો. જન્મમરણાદિ દોષ ચાલ્યા જવાથી અદોષપણાને પામે છે. ॥ ૧૮૮ ॥

**વિવેચન.** કેટલાક મતવાળા સંસારમાંજ જનક વિદેહી વિગેરેને શરીર છતાં મુકત માને છે, વળી કેટલાક દીવાના બુઝાઈ જવા જેવી મુકિત અહીં સંસારમાં માને છે. તેઓને સમજાવતાં ગુરૂશ્રી જણાવે છે કે આનું નામ મુકિત કહેવાય નહિ, પણ આ સંસારરૂપી મહાવ્યાધિ જન્મ, જરા, મરણાદિ દુઃખોને આપનાર તેનાથી જે મુક્ત થવું, ફરી આ સંસારમાં આવવાપણું ન રહે તેજ ખરેખરી વાસ્તવિક મુકિત કે મુક્ત થયો જાણવો. કારણ કે હવે આ જીવનાં જન્મ, જરા, મરણ,

ચાર ગતિમાં પરિભ્રમણ કરવું આ વિગેરે દોષો ચાલ્યા જાય છે. અને દોષરહિત બનેછે.સદોષપણું જ્યાંસુધી છે ત્યાંસુધી સંસારછે. દોષરહિતપણું જ્યાં છે ત્યાં પરમપદ–મોક્ષછે. ૧૮૮

## આ અર્થને સ્પષ્ટ કરતાં કહે છે.

तत्स्वभावोपमर्देऽपि तत्तत्स्वाभाव्ययोगतः ॥
तस्यैव हि तथाभावा त्तददोषत्वसंगतिः ॥१८९॥

અર્થ. આત્માના મૂળ સ્વભાવને કર્મના વેદ નથી ઉપ-મર્દન–ફારફેર થયા છતાં પણ તે આત્માનો જીવત્વ સ્વભાવ છે તેમાં ફારફેર પડતો નથી. “तस्य” દોષસહિત આત્માનો એવો સ્વભાવ છે કે પરિણામે દોષરહિત થાય છે,જન્માદિના ત્યાગથી દોષવાન્ આત્મા અદોષવાન્ બને છે. ॥૧૮૯॥

**વિવેચન.** ચંદ્રમાની માફક આત્માનું શુદ્ધ સ્વરૂપ છતાં પણ વાદળાથી જેમ ચંદ્રનું તેજ દબાય છે તે પ્રમાણે અનાદિકાળના લાગેલા કર્મરૂપ વાદળથી આત્માનું શુદ્ધ સ્વરૂપ દબાઈ જાય છે. અથવા ઉપમર્દન ફારફેર થાય છે. છતાં પણ જન્મ મરણાદિ ભાવ ચાલ્યા જવાથી જીવના તે તે સ્વભાવના સંબંધને લઈ જીવનું તે તે સ્વભાવપણુ–જીવત્વપણું તે કાયમ રહે છે. તેમાં ફેરફાર થતો નથી. તેજ વાત કહે છે કે, “तस्य” દોષસહિત એવા આત્માનો એવોજ સ્વભાવછે કે “सएव” તેજ આત્મા “तथा भवति” દોષરહિત થાય છે. “ततश्चतस्यैव तथा भावात्” આત્માના તથા સ્વભાવને લઈ જન્મ જરા મરણાદિ ભાવનો ત્યાગ થવાથી આત્માદોષ રહિત બનેછે.દોષવાળો હોય છે તેજ અદોષવાળો બનેછે.૧૮૯

## આ ઉપરથી આ વાત અંગીકાર કરવી તે કહે છે.

स्वभावोऽस्य स्वभावो यन्निजा सत्तैवतत्त्वतः ॥
भावावधिरयं युक्तो नान्यथाऽतिप्रसंगतः ॥१९०॥

અર્થ. આત્માનું જે સ્વરૂપ તે સ્વભાવ સમજવો. પરમાર્થથી તો પોતાની સત્તા–વિદ્યમાનતા તેજ સ્વભાવ છે. આ સ્વભાવ છે તે "ભાવાવધિ" આત્મસ્વરૂપ સુધી છે. બીજી રીતે યુકત નથી નહિ તો અતિ પ્રસંગ દોષ આવે ।।૧૯૦।।

**વિવેચન.** આ તમામ બીના ઉપરથી એ નિશ્ચય કરવામાં આવ્યો કે શુદ્ધ આત્મ સ્વરૂપે રહેવું આત્માનો જે મૂળ સ્વભાવ છે સત્ ચિદાનંદ સ્વરૂપ તે રૂપે બનવું તેનું નામ મુક્ત થયો જાણવો, તેજ વાત જણાવે છે કે આત્માનું જે મૂળસ્વરૂપ તેનું નામજ સ્વભાવ છે. પરમાર્થથી પોતાની સત્તા–વિદ્યમાનતા તેજ સ્વભાવ છે. આ સ્વભાવના અંગે ફરી પ્રશ્ન કરવામાં આવે કે સ્વભાવ શું વસ્તુ છે ! ઉત્તરમાં આત્માની સત્તા; આત્માની સત્તા એટલે શું ? ઉત્તરમાં આત્માનું શુદ્ધ સ્વરૂપ આ પ્રમાણે આ સ્વભાવ–ભાવાવધિ આત્માના શુદ્ધ સ્વરૂપ સુધી વિકલ્પો કરી શકાય છે, પછી આગળ વિકલ્પો કરી શકાતા નથી. આત્માનું શુદ્ધ સ્વરૂપ એટલે આત્માનો સ્વભાવજ કહેવો પડશે પણ બીજી રીતે કહેવું વ્યાજબી નહિ ગણાય. શા માટે ! ઉત્તરમાં કહે છે કે અતિ પ્રસંગ દોષ પ્રાપ્ત થાય. કોઇ પણ વસ્તુનું પ્રતિનિયત સ્વરૂપ પછી રહેવાપામે નહિ.જેની ઇચ્છામાં આવેતે પ્રમાણેવસ્તુનું સ્વરૂપ કલ્પી શકશે.આનુંનામ અતિ પ્રસંગદોષજાણવો.૧૯૦

આ અતિપ્રસંગ દોષ જણાવે છે.

अनन्तरक्षणाऽभूतिरात्मभूतेह यस्य तु ॥
तथाऽविरोधान्नित्योऽसौ स्यादसन्वा सदैव हि ॥१९१॥

અર્થ. દરેક પદાર્થોમાં ક્ષણે ક્ષણે ઉત્પત્તિ માનવામાં ાવે છે પણ જે વાદિ આત્મરૂપ વર્તમાનક્ષણનેજ ઉત્પત્તિ નું કારણ માની આગળપાછળના ક્ષણોમાં ઉત્પત્તિ માનતો નથી. તેના મતમાં અનંતરક્ષણની અભૂતિ–અનુત્પત્તિ સાથે વર્ત્તમાન ક્ષણભાવને વિરોધ ન હોવાથી આ વર્તમાન ક્ષણ નિત્ય બનશે.અથવાકાયમમાટેઅસન્-અવિદ્યમાનથશે.॥૧૯૧॥

**વિવેચન.** પ્રથમ કહ્યા મુજબ આત્મસ્વભાવ આત્માની સત્તા અગર આત્મસ્વરૂપ છે, આમ માનવામાં ન આવે તો અતિપ્રસંગદોષ આવશે. આ વાત અહિં બતાવે છે કે આત્માનું સ્વરૂપ કે આત્માની સત્તા દ્રવ્ય તથા પર્યાયરૂપ છે, નિત્યાનિત્ય સ્વરૂપ છે. આત્માનું સ્વરૂપ જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ છે. આ ઉપયોગો વારંવાર પલટાતા હોવાથી અનિત્ય સ્વરૂપ આત્મા છે. અને મૂળ આત્મ દ્રવ્ય તેમાં ફેરફાર થતો ન હોવાથી આત્મા નિત્ય સ્વરૂપ છે. આ પ્રમાણે આત્મ દ્રવ્યનું સત્યસ્વરૂપ છતાં આત્માને ક્ષણિક અનિત્ય કે નિત્ય એકાંતથી માનવો તે યોગ્ય ગણાય નહિ બૌધ્ધદર્શનવાળા આત્માને ક્ષણિક માને છે, અને જે ક્ષણમાં પદાર્થ ઉત્પન્ન થયો તેજ ક્ષણમાં તેની સત્તા છે પણ આગળ પાછળના ક્ષણમાં તે પદાર્થની ઉત્પત્તિ માનવામાં આવતી નથી. વર્તમાન ક્ષણરૂપ આત્મભૂતિ–સત્તા માનવામાં આવે

છે આ વર્તમાન ક્ષણરૂપ પદાર્થને અનંતર ક્ષણની અનુ-ત્પત્તિની સાથે વિરોધ ન હોવાથી તે નિત્ય બની જશે. કારણકે વર્તમાન ક્ષણની માફક સદા અનંતર ક્ષણની અભૂતિ –અનુત્પત્તિપણુ બેઠેલ છે અથવા જો વર્તમાન ક્ષણરૂપ પદાર્થ કાયમ માટે નથી તો પછી અનંતર ક્ષણની ઉત્પત્તિની વાતજ કયાં રહે છે ? અનંતર ક્ષણને વર્તમાનક્ષણ ગ્રસી લે છે–ખાઇ જાય છે વર્તમાન હોય તોજ અનંતર ક્ષણ હોય છે–પણ જ્યાં વર્તમાનક્ષણ નથીત્યાં અનંતર ક્ષણ પણ હોતો નથી. આ બૌધ્ધમતની માન્યતાવાળા પાંચ શ્લોક ખાસ વિચારવા જેવા છે. ધીમે ધીમે હૃદયમાં ઉતરશે. ॥૧૯૧॥

**બૌદ્ધની કહેલ વાતને દૂર કરતાં કહે છે.**

**स एव न भवत्येतदन्यथा भवतीतिवत् ॥**
**विरुद्धं तन्नयादेव तदुत्पत्त्यादितस्तथा ॥१९२॥**

અર્થ. બૌધ્ધદર્શનકાર કહે છે કે બીજા સમયે તે પદાર્થ નથી, અહિં શાસ્ત્રકાર તેને પુછે છે કે તે પદાર્થ નથી એટલે કયાં ગયો ? તો કહે છે કે અન્યથા થાય છે–બીજા રૂપે બને છે. અહિં ઉત્તર આપે છે કે બૌધ્ધમતનું આ કહેવું વિરૂદ્ધ છે. જો તે પદાર્થ છે તો અન્યથા કેમ થાય ? અને જો તે અન્યથા છે તોપછી તે પદાર્થ છે એમ કેમ કહેવાય ? આ વિરૂદ્ધતા સમજવી. વળી તે અભાવની ઉત્પત્તિ પણ કેમ થાય ? આ પણ વિરૂદ્ધજ છે. ॥૧૯૨॥

**વિવેચન.** બૌદ્ધદર્શનકાર પદાર્થને ક્ષણિક માને છે. અને બીજે સમયે તેનો નાશ માને છે. છતાં જોવામાં તો

તેનો તેજ આવે છે આનો ઉત્તર તેઓ એમ આપે છે કે તેના જેવો દેખાય છે. બાકી તેતો બીજે ક્ષણેજ નાશ પામી ગયો. માટે તેઓ કહે છે કે બીજે ક્ષણે " स एव न भवति " તે પદાર્થ નથી રહેતો–અભાવરૂપ બન્યો. શાસ્ત્રકાર તેને પુછે છે કે તેનું શું થયું તો કહે છે કે અન્યથા ભવતિ બીજારૂપે બન્યો. અહીં શાસ્ત્રકાર ઉત્તર આપે છે કે આ બૌદ્ધ દર્શનકારનું કહેવું પરસ્પર વિરૂદ્ધ છે. મારી મા વાંઝણી છે એના જેવું છે. "यदि सएवकथमन्यथा अन्यथा चेद् भवति कथं स જો તે પદાર્થ છે. તો અન્યથા કેમ બને? અને અન્યથા બીજી રીતે છે–અભાવરૂપે છે તો તે પદાર્થ છે એમ કેમ બને? આ બીના "स एव न भवति" તેની સમાન છે તે જ કહે છે. જો તેજ છે તો પછી કેમ ન હોય? જો નથી તો પછી તે કેવી રીતે હોઈ શકે? આ બધી બીના પરસ્પર વિરૂદ્ધ છે. આ બધાનો નિચોલ–રહસ્ય કહે છે. "तदुत्पत्त्यादितः "અભાવની ઉત્પત્તિ થતીજ નથી અને થાય તો તે વિરૂદ્ધ છે. ॥૧૯૨॥

### આજ વસ્તુને સ્પષ્ટ કરે છે.

सतोऽसत्त्वे तदुत्पाद स्ततो नाशोऽपि तस्य यत् ॥
तन्नष्टस्य पुनर्भावः सदा नाशे न तत्स्थितिः ॥१९३॥

અર્થ. વિદ્યમાન પદાર્થને અસત્ અંગિકાર કરે છતે અસતનો ઉત્પાદ થયો. તતઃ ઉત્પાદથી અસત્વનો ફરી પાછો ભાવ થશે અને કાયમ નાશ અંગીકાર કરે છતે સતત સ્થિતિ–પદાર્થની સ્થિતિ નહિ રહે. ઇચ્છિત ક્ષણે પણ તે પદાર્થ નાશ પામી જશે. ॥૧૯૩॥

**વિવેચન.** દરેક વસ્તુ અપેક્ષાવાળી છે. સ્યાદ્વાદ છે. આ સ્યાદ્વાદને છોડી એકાંતવાદ માનવામાં આવે તો લોકમાં હાંસી પાત્ર તે માણસ બને છે. દ્રવ્યથી વસ્તુ નિત્ય છે અને પર્યાયથી વસ્તુ અનિત્ય છે એમ માનવામાં આવે તો આગળ બતાવવામાં આવતા દોષો લાગવા સંભવ રહે નહિ. રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ આ વિગેરે પર્યાયો ક્ષણે ક્ષણે પલટાય છે. આ વાત અમુક અંશે ખરી છે. પણ પર્યાયોનો અમુક અંશે ફારફેર થવાથી સર્વથા પદાર્થો નાશ પામી જતા નથી. આજ વાતને અંગે કહે છે કે "स एव न भवति" આ વચનને અનુસારે વિદ્યમાન પદાર્થોનો અભાવ અંગીકાર કરે છતે "तदुत्पाद" અસત્વનો ઉત્પાદ ઉત્પતિ મનાણી 'ततोः, અસત્વના ઉત્પાદથી ફરી અસત્વનો નાશ પણ મનાયો. તેમજ જે ઉત્પત્તિવાળું હોય છે તે અનિત્ય હોય છે. આ પ્રમાણે નાશ પામતા એવા "सत्वस्य" પદાર્થનો પુનર્ભાવ થાય છે તેજ રૂપથી, નહિ તો અસત્વનો વિનાશ બની શકેજ નહિ. વાદી કહે છે કે નાશ છે તે નાશરૂપથી રહેલ છે. તેમજ આગળ અને પાછળ અવસ્થિત છે. આ પ્રમાણે આ શંકા કરે છતે તેને ઉત્તર આપે છે કે "सदा–" નિરંતર નાશ અંગીકાર કરે છતે ન તત્ સ્થિતિ–વિવક્ષિત ક્ષણે, ઇચ્છિત અવસરે નાશની "स्थिति" વિદ્યમાનતા ટકી શકવાની નથી. સ્થિતિના ટાઇમે પણ પદાર્થ નાશરૂપેજ રહેલ છે. કારણ કે પદાર્થ સ્વરૂપે સ્થિતતો નથી નાશ-રૂપે રહેલ હોવાથી. ॥૧૯૩॥

स क्षणस्थितिधर्मा चेद् द्वितोयादिक्षणे स्थितौ ॥
युज्यते ह्येतदप्यस्य तथा चोक्तानतिक्रमः ॥१९४॥

અર્થ. સઃ નાશ ક્ષણ સ્થિતિધર્મવાળો જો માનશો તો તે ભાવરૂપજ બન્યો. વિદ્યમાનતા વસ્તુની હોય છે, નાશ-અવસ્તુની વિદ્યમાનતા હોતી નથી. બીજા ત્રીજાદિ ક્ષણમાં પણ તે નાશની સ્થિતિ રહે છ તેજ ક્ષણ સ્થિતિ ધર્મતા ચાલુ પદાર્થને ઘટી શકે છે અને આ પ્રમાણે થયે છતે ઉક્ત બીનાનું ઉલ્લંઘન થતું નથી. ॥૧૯૪॥

**વિવેચન.** વાદિ બૌધ્ધ દર્શનકાર કહે છે કે દરેક પદાર્થ એક ક્ષણ સુધી રહે છે. તે પ્રમાણે નાશ પણ એક ક્ષણ ધર્મવાળો છે, અહિં ઉત્તર આપતાં શાસ્ત્રકાર કહે છે કે એક ક્ષણ સ્થિતિ ધર્મવાળો નાશ માનશો તો તે ભાવજ થયો, ધર્મ હોવાથી તે ધર્મી બન્યો. અને જે ધર્મી હોય તેજ અમુક ક્ષણ ટકી શકે છે બાકી નાશ અભાવરૂપ હોય છે તે અમુક ટાઇમ ટકતો નથી. પણ કાયમ માટે તેનો અભાવજ હોય છે. જેમ સસલાના શીંગડાં, આકાશનું પુષ્પ, વંધ્યાનો પુત્ર, આ બધા અભાવો ત્રિકાલાવચ્છિન્ન હોય છે પણ ક્ષણ સ્થિતિ ધર્માવચ્છિન્ન હોતા નથી, છતાં પણ બીજા ત્રીજા આદિ ક્ષણોમાં નાશની વિદ્યમાનતા માનશો તોજ આ ચાલુ પદાર્થને ક્ષણ સ્થિતિ ધર્મતા ઘટી શકશે. અને આ પ્રમાણે માનશો તોજ ક્ષણ સ્થિતિ ધર્મતા તમો કહી ગયા તેનું ઉલ્લંઘન થશે નહિ. સારાંશ એ છે કે પદાર્થ ક્ષણિક માનવો છે. અને બીજા ક્ષણે પદાર્થનો અભાવ માની પાછો તેનો ઉત્પાદ માનવો છે. અભાવની ઉત્પત્તિ કદી થઈ શકતી નથી, છતાં પણ બીજે ક્ષણે પદાર્થ એવોજ જોવામાં પ્રત્યક્ષ પ્રમાણથી આવતો હોવાથી તે બૌદ્ધદર્શનકારને બીજે

ક્ષણે નાશ પામેલ પદાર્થને ફરી ઉત્પન્ન થવાની પ્રત્યક્ષ વિરૂદ્ધ કલ્પના કરવી પડી. ॥૧૯૪॥

## આ કેવી રીતે તે બતાવે છે.

**क्षणस्थितौ तदैवास्य नास्थितिर्युक्त्यसंगतेः ॥**
**नपश्चादपि सेत्येवं सतोऽसत्त्वं व्यवस्थितम् ॥१९५॥**

અર્થ. પદાર્થને ક્ષણ સ્થિતિવાળો માને છતે વિવક્ષિત ક્ષણમાં આ પદાર્થની અસ્થિતિ નથી, પણ વિદ્યમાનતાજ છે. યુક્તિની અસંગતિ નથી, યુક્તિ બતાવે છે, પહેલા ક્ષણે સત્વ, બીજા ક્ષણે અસત્વ, ત્રીજા ક્ષણે અસત્વનો અભાવરૂપ સત્વપણું પ્રાપ્ત થાય છે. "**पश्चादपि**" બીજા ક્ષણમાં પણ અસ્થિતિ નથી, બીજા ક્ષણમાં પણ પદાર્થ વિદ્યમાન છે. "**सतोऽसत्वे**" વિદ્યમાન પદાર્થને અસત્ માને છતે બીજા ક્ષણમાં અસત્નો ઉત્પાદ થવાથી સત્વપણુંજ પ્રાપ્ત થાય છે આજ વાતનું અનુવર્તન થયા કરે છે. ॥૧૯૫॥

**વિવેચન.** બૌધ્ધ દર્શનકાર દરેક પદાર્થને ક્ષણસ્થિતિવાળો માને છે, બીજે ક્ષણે દરેક પદાર્થનો નાશ થાય છે અને ત્રીજે ક્ષણે ફરી પદાર્થની ઉત્પત્તિ માને છે. આ કલ્પના તેની અજ્ઞાનતાજ જણાવે છે, બીજે ક્ષણે તેનો તેજ પદાર્થ જોવામાં આવે છે, પણ નાશ પામતો કોઈ જોઈ શકતુંજ નથી. આજ વાત જણાવે છે કે પદાર્થને ક્ષણસ્થિતિવાળો માને છતે વિવાક્ષત ક્ષણે આ પદાર્થની અસ્થિતિ નથી, પણ વિદ્યમાનતાજ છે, યુક્તિની અસંગતિ નથી પણ યુક્તિથી આ વાત જણાવે છે કે ત્રીજા ક્ષણે

અસત્વના અભાવરૂપ સત્વરૂપ પદાર્થની સ્થિતિનો વિરોધ આવતો નથી. આ યુક્તિ છે, તેમજ પશ્ચાતપણ. બીજા ક્ષણમાં પણ અસ્થિતિ નથી. આ વાત અસંગત નથી પણ સંગતજ છે. ત્રીજા ક્ષણમાં અસત્વના અભાવરૂપ સત્વરૂપ પદાર્થની સ્થિતિમાં અસ્થિતિનો વિરોધ છે—આ યુક્તિ છે. સારાંશ જણાવતાં કહે છે કે બૌધ્ધ મતમાં વિદ્યમાન પદાર્થનો બીજે ક્ષણે અભાવ માનવાથી અસત્વપણું પદાર્થમાં તેના કહેવા પ્રમાણે રહે છે. 'ततश्च" આ ઉપરથી "सतोऽसत्वे तदुत्पाद" વિદ્યમાન પદાર્થનું બીજે ક્ષણે અસત્વપણું પ્રાપ્ત થતાં ત્રીજેક્ષણે પાછો અસત્વનો ઉત્પાદ થયો એટલે સત્વપણું પ્રાપ્ત થયું. વળી ચોથા ક્ષણે સત્વનું અસત્વપણું થયું. પાંચમે ક્ષણે પાછું સત્વપણું થયું.આ પ્રમાણે આવર્તન ચાલ્યા કરશે. પણ ક્ષણ ક્ષયીપણું પદાર્થમાં કદાપિ પ્રાપ્ત થવાનું નથી. વળી આત્માદિ પદાર્થોને ક્ષણિક માનવાથી અંગીકાર કરેલ, વ્રત, તપ, જપ, ધ્યાન વિગેરેનું ફળ કોને મળશે ! આ બધા નકામા થઇ જવાના, જે આત્માએ વ્રત,તપ,જપ કરેલ છે તે આત્મા તો ક્યારનો નાશ પામી ગયો, આ તો તમારા કહેવા પ્રમાણે નવીન ઉત્પન્ન થયો, હવે આ આત્માએ વ્રતાદિ નહિ કર્યો છતાં ફળ આને ભોગવવાનું રહ્યું, અને જે આત્માએ વ્રતાદિ કરેલ છે તેને ફળ મળવાનું નથી. તેતો તરત મરી ગયો છે. આથી આ [illegible] [illegible] ઉપર कृत नाशः—सकृताभ्यागम વિગેરે અનેક દોષ. આત્માને નિત્યાનિત્ય નહિ માનવાથી દોષ [illegible] છે. [illegible] કથંચિત પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે [illegible] [illegible] [illegible] આત્મા નિત્ય છે, પણ એકાંત [illegible] [illegible] આત્મ [illegible]

અભાવરૂપ અનેક દોષો લાગુ પડે છે. હવે સાંખ્યાદિ જે દર્શનકારો આત્માને એકાંતથી નિત્ય માને છે તેને પણ હિતશિક્ષા આપતાં શાસ્ત્રકાર મહારાજ જણાવે છે. ॥૧૯૫॥

## નિત્ય પક્ષને આશ્રિ કહે છે.

**भवभावाऽनिवृत्तावप्ययुक्ता मुक्तकल्पना ॥**
**एकान्तैकस्वभावस्य न ह्यवस्थाद्वयं क्वचित् ॥१९६॥**

અર્થ. સંસારિક અવસ્થાની નિવૃત્તિ થયા વગર આ આત્માની મુકત કલ્પના કરવી તે તદ્દન અયુકત છે, કારણ આત્માનો એકાંતથી એક સ્વભાવ માનેલ હોવાથી આત્માની બે અવસ્થા કયારે પણ થઇ શકે નહિ. ॥૧૯૬॥

**વિવેચન.** જેવી રીતે બૌદ્ધ દર્શનકાર એકાંતથી આત્માને અનિત્ય માને છે, તેવી રીતે સાંખ્યદર્શનકાર એકાંતથી આત્માને નિત્ય માને છે, જેવી રીતે આત્માને અનિત્ય માનવાથી આત્મા પરમપદ–મુકિત મેળવી શકતો નથી, તેવી રીતે આત્માને નિત્ય સર્વવ્યાપક માનવાથી આત્મા પરમપદ–મુકિતને કદી મેળવી શકતો નથી. આજ વાત જણાવે છે, સાંખ્યમતમાં આત્માને એકાંતમાં નિત્ય, અકર્તા, ભોકતા અને સર્વવ્યાપક માને છે, તેમજ "**अप्रच्युतानुत्पन्न स्थिरैकस्वभावं नित्यं**" નિત્યતાનું લક્ષણ બાંધતાં કહે છે કે જેમાંથી કાંઇપણ ઓછું થતું ન હોય, વળી ઉત્પન્ન થયેલ ન હોય તેમજ સ્થિર એક સ્વભાવવાળું હોય તેને નિત્ય કહે છે. હવે અહિં નિત્ય, સ્થિર જેને ફારફેર વગરના એક સ્વભાવવાળા આ સંસારી આત્માને સાંખ્ય મતવાળા માને છે.

અહીં શાસ્ત્રકાર તેને પુછે છે કે આત્માને એકાંત નિ[illegible]
છતે આ જીવની સંસારિક અવસ્થાની નિવૃત્તિ [illegible]
થશે ? અને કર્મજન્ય સુખ દુઃખાદિકનું ભોક્[illegible]
વાપણું પણ કેવી રીતે બનશે ? સ્વરૂપમાં [illegible]
સિવાય કર્મનું ભોગવવાપણું બનેજ નહિ. અને [illegible]
થાય તો અનિત્ય આત્મા બની જાય. સ્વ[illegible]
થવો એનું નામજ અનિત્યતા છે. તેમજ પૂ[illegible]
છોડયા વગર આત્માને મુકતપદની કલ્પના [illegible]
અયુકત છે. એકાંત સ્વભાવવાળા આત્મા[illegible]
સંસારી અવસ્થા, તથા મુકત અવસ્થા [illegible]
શકશે નહિ. અને બે અવસ્થા અંગીકાર [illegible]
તો એકાંત એકસ્વભાવ આત્માનો કલ્પ[illegible]
ઉપર પાણી ફરી વળે છે. ॥૧૯૬॥

तदभावे च संसारी मुक्तश्चेति निर[illegible]
तत्स्वभावोपमर्दोऽस्य नीत्या तात्त्वि[illegible] ॥१९७॥

અર્થ. અવસ્થા બેનો અભાવ [illegible]
તિર્યચાદિ ભવવાળો, આ ભવપ્રપંચ[illegible]
વિભાગ જે પડે છે તે નકામો થ[illegible]
સંસારિક સ્વભાવના ઉપમર્દનથી—[illegible]
ન્યાયથી—પારમાર્થિક રીતીથી મુ[illegible]

**વિવેચન.** ચાર ગતિમાં [illegible]
મનુષ્ય, દેવ, નારક, તિર્યંચ સં[illegible]
અને સંસારિક ભવપ્રપંચ ઉપા[illegible]
બીજી મુક્ત અવસ્થા આ બે [illegible]

જીવ અષ્ટકર્મ ક્ષય કરી પરમાનંદને પામ્યો, અને આ જીવ ચાર ગતિમાં રજળ્યો. આ કથન શબ્દ માત્ર નિરર્થક થશે. કારણકે આ શબ્દોનો અર્થ છેજ નહિ. "तत्तथास्वभावोपमर्दः" મુકત સ્વભાવ વડે સંસારિક સ્વભાવનું ઉપમર્દન થાય છે. અર્થાત્ સંસારિક સ્વભાવના ચાલ્યા જવાથીજ મુકત સ્વભાવ પ્રાપ્ત થાય છે, એમ માનવુંજ પડશે. આ પ્રમાણે આત્માની ન્યાયથી સંસારિક અવસ્થાના ત્યાગથી મુકત સ્વભાવતા પારમાર્થિક અંગીકાર કરો, અવસ્થાભેદ માનવામાં ન આવે તો પછી કાયમ માટે સંસારિક જીવને મુકત થયો છે તેમ માની લેવો. અને તેમ માનવામાં આવે તો વ્રત-તપ-જપ ધ્યાન આ વિગેરે કરાતા ધાર્મિક અનુષ્ઠાનો મુકિતપદ માટે નકામા થવાના, કારણ કે તમારી માન્યતા પ્રમાણે આત્મા કાયમનો મુકત થઈ ગયેલ હોવાથી, ઉકત દોષટાળવા ખાતર અવશ્ય બે અવસ્થા માનવી. ॥ ૧૯૭ ॥

दिद्दक्षाद्यात्मभूतं तत्मुख्यमस्य निवर्तते ॥
प्रधानादिनते हेतु स्तदभावान्न तन्नतिः ॥१९८॥

અર્થ. દિદિક્ષા-દષ્ટુંઈચ્છા-જોવાની ઈચ્છા, અવિદ્યા-અજ્ઞાન મલ-કર્મ, ભવાધિકાર-સંસારમાં મળેલ કોઈ પણ જાતનો અધિકારાદિ આત્મભૂત સ્વાભાવિક વસ્તુ છે, તે મુખ્યત્વે કરી આત્મમાંથી ચાલ્યા જાય છે. આદિદક્ષાદિ છે તે, પ્રધાનાદિ નાપરિણામભૂત આ સંસાર છે તેનું કારણ છે. અને આ દિદક્ષાદિ મળોનો અભાવ થવાથી પછી પ્રધાનાદિપરિણુતી મુકતાત્માને હોતી નથી. પરિણુતિની ભિન્નતા તેજ અવસ્થાનો ભેદ સમજવો. ॥૧૯૮॥

**વિવેચન.** સાંખ્ય દર્શનકાર પચીશ તત્ત્વને માને છે તેમાં ચોવીશને પ્રધાનરૂપ માને છે. અને પચીસમો આત્મ-તત્ત્વ છે. સત્વ, રજસ અને તમો આ ત્રણગુણની સરખી અવસ્થા થવી તેને પ્રકૃતિ કહે છે. આને અવ્યકત તથા પ્રધાન પણ કહે છે. આ પ્રધાનથી બુદ્ધિ ઊત્પન્ન થાય છે. આને મહાન્ પણ કહે છે. આ મહાન્થી અહંકાર ઉત્પન્ન થાય છે. અને અહંકારથી સોલ પ્રકૃતિ ઉત્પન્ન થાય છે. તેજ બતાવે છે, સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર,આ પાંચ જ્ઞાનઇંદ્રિયો, ગુદા, લીંગ, વાણી, હાથ અને પગ એ પાંચ કર્મઇંદ્રિયો છે. અગીયારમું મન પાંચતન્માત્રા રૂપ રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ. આ પ્રમાણે સોલનો ગણ છે પાંચ ભૂત, પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાંચ ભૂત મળી એકવીશ તત્ત્વ થયા બીજી ત્રણ પ્રકૃતિ બુદ્ધિ અને અહંકાર મળી ચોવીશ તત્ત્વ પ્રધાનરૂપ જાણવા. પચી-શમો તત્ત્વ આત્મા છે. આ ચોવીશ તત્ત્વરૂપ પ્રકૃતિનો વિયોગ થવો તેનું નામ મોક્ષ માને છે. " वध्यते मुच्यते बंधप्रकृतिः पुरुषोनतु." આ પચીશ તત્ત્વમાં ચોવીશ તો જડ-સ્વરૂપ છે. આત્મા ચૈતન્ય સ્વરૂપ છે, છતાં જડસ્વરૂપ એવી પ્રકૃતિ કર્મથી બંધાય છે. અને કર્મથી છુટે પણ છે. પણ આત્મા કર્મથી બંધાતો પણ નથી તેમ છુટતો પણ નથી. જે બંધાયેલ હોય છે તેજ છુટી શકે છે. તો પછી બંધા-યેલ કોણ છે? ઉત્તરમાં જડસ્વરૂપ એવી પ્રકૃતિ આત્માના સહવાસથી પ્રકૃતિમાં આત્માનું પ્રતિબિંબ પડવાથી ચૈતન્ય-રૂપ બની તમામ કામકાજ કરે છે અને કર્મથી પણ બંધાય છે. અહિં કહેવામાં આવે છે કે આત્મા તો નિર્લેપ

જ્ઞાનસ્વરૂપ છે તો પછી આત્માને પ્રકૃતિનો સહવાસ ક્યારે થયો? શા કારણે થયો! સતચિદાનંદ સ્વરૂપ છતાં પાછળથી જડસ્વરૂપ પ્રકૃતિનો સહવાસ શા માટે આત્માને કરવો પડયો? પ્રતિબિંબ પડવાથી જડવસ્તુ કદી ચૈતન્ય સ્વરૂપ બનેજ નહિ; તેમ આત્માનું કર્તવ્ય કર્મબંધન તથા મુક્ત થવાનું તે જડસ્વરૂપ પ્રકૃતિમાં કદી બનેજ નહિ, અને પ્રકૃતિમાં કદી બને તોપણ તેથી આત્મા કર્મમુક્ત થતો નથી. આ વિગેરે અનેક દોષો આત્માને નિત્ય એકસ્વરૂપ માનવાથી આવે છે. તેમજ આત્માની ભિન્ન અવસ્થા સિવાય મુક્ત પણ થતો નથી. આનો ઉત્તર સાંખ્ય દર્શનકાર આપે છે કે, જ્યાંસુધી પ્રધાનાદિની પરિણુતિજન્ય આ સંસારનું કારણ વસ્તુને જોવાની ઇચ્છારૂપ દિદક્ષા, અજ્ઞાનતારૂપ અવિદ્યા, સંસારમાં રજળાવનાર કર્મમલ, અને સંસારમાં મલતા અનેક જાતના અધિકાર વિગેરે આત્મભૂત સ્વાભાવિક વસ્તુ વિગેરે મુખ્યત્વે કરી આત્મામાંથી ચાલ્યા જાય છે અને જ્યારે આ દિદક્ષાદિ ભળો ચાલ્યા જાય છે ત્યારે મુક્તાત્માને પછી પ્રધાનાદિજન્ય સંસારપરિણુતિ હોતીજ નથી. ઉત્તર. આ કથન અનુસારે પણ અવસ્થાભેદ સ્પષ્ટ માલુમ પડે છે. ॥૧૯૮॥

अन्यथा स्यादियं नित्यमेषा च भव उच्यते ॥
एवं च भवनित्यत्वे कथं मुक्तस्य संभवः ॥१९९॥

અર્થ. ઉપર જણાવેલ બીના અંગીકાર કરવામાં ન આવે તો આ પ્રધાનાદિ પરિણુતિ નિત્ય બનશે અને આ પ્રધાનાદિ પરિણુતિ તેનેજ સંસાર કહેવામાં આવે છે અને આ પ્રમાણે સંસાર જીવને માટે નિત્ય થયે છતે મુક્તતાનો સંભવે પછી કેવી રીતે થશે? ॥ ૧૯૯ ॥

**વિવેચન.** ઉપરના શ્લોકમાં દિદક્ષાદિમળના અભાવે પ્રધાનાદિ પરિણતિજન્ય સંસાર પણ ચાલ્યો જાય છે. આ કથનના અનુસારે અવસ્થા ભેદ અંગીકાર કરવામાં નહિ આવે તો "**स्थाद्वियंनित्यं**" આ પ્રધાનાદિ પરિણતિ નિરંતર રહેશે. "**तत्तःकिं**" તેથી શું વાંધો આવે છે? વાંધો તો ઘણો આવે છે. "**पषा च भवं**" આ પ્રધાનાદિ પરિણુતિ છે તેનેજ સંસાર કહે છે, પ્રધાનાદિ પરિણુતિ મહદાદિરૂપ છે. આ પ્રમાણે ઉકત નીતિથી દરેક જીવ માત્રમાં પ્રધાનાદિ પરિણત્તિ નિરંતર રહેવાથી સંસાર નિત્ય બને છતે કેવી રીતે મુકતતાનો સંભવ બને? કારણકે અવસ્થા એકજ હોવાથી. કદી પણ મુકત થઇ શકાય નહિ. ॥ ૧૯૯ ॥

**अवस्था तत्त्वतो नो चेन्ननु तत्प्रत्ययः कथम् ॥**
**भ्रान्तोऽयं किमनेनेति मानमत्र न विद्यते ॥२००॥**

અર્થ. અવસ્થા પરમાર્થથી પૂર્વાપર ભાવથી ભિન્ન નથી. તો પછી નનુ નિશ્ચે કરી અવસ્થાની પ્રતીતિ કેમ થાય છે? વાદિ ઉત્તર આપે છે કે આ પ્રતીતિ ભ્રાંત છે, ખોટી છે, આથી શું? શાસ્ત્રકાર કહે છે કે આ બાબતમાં પ્રમાણ છેજ નહિ કે આ પ્રતીતિ ખોટી છે. ॥ ૨૦૦ ॥

**વિવેચન.** પ્રથમ જણાવી ગયેલ સંસારી અવસ્થા તથા મુક્ત અવસ્થા આ પ્રમાણે અવસ્થાભેદ જો વાસ્તવિક નજ હોય તો આ સંસારમાં રહેલા તમામ જીવો મુક્ત સ્વરૂપ બની જવા જોઇએ. અગર તમામ જીવો સંસારી અવસ્થાવાળા કાયમ રહેવા જોઇએ. અને તેમ થાય તો પછી વ્રત, તપ, જપ, ધ્યાન વિગેરે કરવાનું કાંઇપણ કારણ

રહેશે નહિ. પણ તેમ તો નથી. દરેક જીવો ધર્મના અનુ-ષ્ઠાનો કરે છે. આથી એ નિશ્ચય થાય છે કે કોઈ એક અપૂર્વ વસ્તુ છે કે જેને મેળવવા આ જીવ પ્રયત્ન કરે છે અને તેને મેળવી આ જીવ મુકત થાય છે. આથી અવસ્થા વાસ્તવીક ભિન્નછે, જો તેમ માનવામાં ન આવે તો અવસ્થાવાળી વસ્તુ ન હોવાથી ભિન્નતાની પ્રતીતિ કેમ થાય છે? ઉત્તર અવસ્થા બેની પ્રતીતિ થાય છે તે ભ્રમીતછે—ખોટી છે, માટે આ પ્રત્યય વડે શું? શાસ્ત્રકાર જણાવે છે કે આ પ્રત્યય છે તે ભ્રમિત છે, તેમાં પ્રમાણ છેજ નહિ, પ્રમાણ હોય તો જણાવો, આ પ્રત્યય અવસ્થા બેને અંગે થાય છે, તે સત્ય છે, તેમાં શંકા છેજનહિ. તેમજ પ્રમાણ વગર વાત મનાય પણનહિ.૨૦૦

**योगिज्ञानं तु मानं चेत्तदवस्थान्तरं तु तत् ॥**
**ततः किं भ्रान्तमेतत्स्यादन्यथा सिद्धसाध्यता ॥२०१॥**

અર્થ. યોગી પુરૂષોનું જ્ઞાન છે તે પ્રમાણ છે, તેથી આ પ્રત્યય ભ્રાંત છે એમ ખાત્રી થાય છે. શાસ્ત્રકાર કહે છે કે તે યોગીજ્ઞાન ભિન્ન અવસ્થાવાળું છે. વાદી તેથી શું કહેવા માગો છો? શાસ્ત્રકાર તે જ્ઞાન ભ્રાંત છે, અન્યથા અભ્રાંત માને છતે સિદ્ધસાધ્યતા છે, અવસ્થા ભેદ સિદ્ધ થાય છે. ૨૦૧

**વિવેચન.** યોગી મહાત્માઓ સંસારી જીવો કરતાં એક જુદી અવસ્થા અનુભવે છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન, દૂર આસન્ન વિગેરેને જાણતા હોવાથી, તેઓ સંસારી જીવો કરતાં એક મુકતપ્રાય અવસ્થા અનુભવે છે, આ યોગીજ્ઞાનને પ્રમાણભૂત માનતા હો તો, તે યોગીજ્ઞાન તો અવસ્થાંતરરૂપ છે. કારણ કે યોગીનું પ્રથમ જ્ઞાન હતું તે તો ચાલ્યું

ગયું છે, આ જ્ઞાન તો અવસ્થાંતરરૂપ બીજું છે. "ततः किं" તેથી શું? આથી એ કે આ જ્ઞાન પણ તમારા હીસાબે ભ્રાંત થશે અને આ જ્ઞાનને ભ્રાંત નહિ માને તો સિદ્ધ-સાધ્યતા, અમારે જે સાધવાનું હતું તે સિદ્ધ થાય છે–અવસ્થાભેદ પ્રાપ્ત થાય છે, ગૃહસ્થાશ્રમ ત્યાગ કરી સંન્યાસાશ્રમ સેવે છે, આ સંન્યાસ આશ્રમમાં પ્રથમ કરતાં ત્રિકાલાવસ્થાયિ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ બધી અવસ્થાઓ નહિ તો પછી શું કહેવાય? આ અવસ્થા સિદ્ધ થાય તો મુક્તતા સિદ્ધ થાય છે, અને વ્રત, તપ, જપ, ધ્યાન બધાં સાર્થક બને છે. આ પ્રમાણે આત્મા સંસારિક વ્યાધિથી મુક્ત થઈ પરમશાંતિરૂપ નિર્વાણ પદને પામે છે, પણ એકાંત અનિત્યવાદિ તેમજ એકાંત નિત્યવાદિનામતમાં આ પરમશાંતિરૂપ નિર્વાણ ઘટે જ નહિ, આ બીના પ્રસંગને લઈ જણાવી, પણ હવે પ્રસ્તુત કહીએ છીએ. જગતમાં મુક્તિને વ્યાધિમુક્ત માણસ મેળવે છે, આ બીના જણાવેલ છે, આના અંગે હવે જણાવે છે. ॥ ૨૦૧ ॥

व्याधितस्तदभावो वा तदन्यो वा यथैवहि ॥
व्याधिमुक्तो न सन्नीत्या कदाचिदुपपद्यते ॥२०२॥

અર્થ. એક વ્યાધિવાળો માણસ, બીજો વ્યાધિના અભાવવાળો તથા ત્રીજો તેનાથી જુદો વ્યાધિવાળાના પુત્રાદિ, આ જેમ ન્યાયથી વ્યાધિમુક્ત કદાપી પણ ઘટી શકતા નથી. આ દૃષ્ટાંત જાણવો. હવે તેનો ઉપનય ઘટાવે છે. ॥૨૦૨॥

**વિવેચન.** વાસ્તવિક વ્યાધિમુક્ત કોણ કહી શકાય? તે વાત દૃષ્ટાંત આપી સમજાવે છે કે, જ્યાંસુધી એક માણસ

પ્રધાનાદિ પરિણતિવાળો જીવ કયારે પણ વ્યાધિમુકત થઈ શકતો નથી, આ બીના શાસ્ત્રોને વિષે અનેક સ્થળે જણાવેલ છે કે ભવરોગનો ક્ષય થતાં આ જીવ પરમશાંતિરૂપ સત્ ચિદાનંદ સ્વરૂપનો પરમતત્ત્વમાં–મુક્તિમાં અનુભવ કરતો અનાદિઅનંત કાલ શાશ્વતપણે કાયમ રહે છે, પછી ફરી આ સંસારમાં આવવાપણું રહેતું નથી. બીજ બળી ગયા પછી ફરી અંકુરો ઉત્પન્ન થતો નથી, તેવી રીતે કર્મબીજરૂપ અંકુરો બળી જવાથી ફરી સંસારમાં આવવાપણું રહેતું નથી.॥૨૦૪॥

**પ્રસ્તુત બીના કહી, હવે સર્વ ઉપસંહાર કરે છે.**

**अनेक योगशास्त्रेभ्यः संक्षेपेण समुध्धृतः ॥**
**दृष्टिभेदेन योगोऽयमात्मानुस्मृतये परः ॥२०५॥**

અર્થ. પતંજલી વિગેરે રૂષીઓના બનાવેલ અનેક યોગશાસ્ત્રો થકી સંક્ષેપવડે ઉધ્ધાર કરી દૃષ્ટિના ભેદો વડે આ પ્રધાનયોગ પોતાની સ્મૃતિ ખાતર અહીં કહેલ છે,॥૨૦૫॥

**વિવેચન.** શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ યોગદૃષ્ટિ ગ્રંથનો ઉપસંહાર કરતાં જણાવે છે કે આ યોગદૃષ્ટિ ગ્રંથ પૂર્વના પતંજલી વિગેરે ઋષીઓએ બનાવેલા અનેક યોગશાસ્ત્રો થકી ટુંકામાં " **समुध्धृतः** " તેના થકી જુદો કર્યો છે. દુધ થકી જેમ માખણને જુદું કરવામાં આવે છે, તેવી રીતે, દુધ સમાન અનેક યોગશાસ્ત્રો તેના થકી આ યોગદૃષ્ટિ ગ્રંથ માખણ સમાન દૃષ્ટિના ભેદવડે જુદો તારવ્યો છે. જેનું સ્વરૂપ પ્રથમ કહેવાઈ ગયું છે એવો આ યોગ અહીં " **अधिकृत आत्मानुस्मृत्यर्थं** " આત્માના પોતાના સ્મરણ ખાતર ભુલી ન જવાય તે ખાતર આ

યોગદષ્ટિ "परः" પ્રધાન યોગ ગ્રંથને ઉધ્ધારકરેલ છે।।૨૦૫।।

## બીજું પ્રયોજન જણાવે છે.

**कुलादियोगिभेदेन चतुर्धायोगिनो यतः ॥**
**अतः परोपकारोऽपि लेशतो न विरुध्यते ॥२०६॥**

અર્થ કુલાદિ યોગિઓના ભેદો વડે ચાર પ્રકારના યોગીએ સામાન્ય પ્રકારે કહેલ છે "अतः" આ યોગીઓને પરોપકાર આ ગ્રંથથી લેશમાત્ર થવો વિરૂધ્ધ નથી।।૨૦૬।।

**વિવેચન.** આ ગ્રંથ બનાવવાનું કારણ પ્રથમ આત્માની સ્મૃતિ ખાતર જણાવેલ છે. ફરી અહિં બીજું કારણ જણાવે છે કે ગોત્રયોગિ, કુલયોગિ, પ્રવૃત ચક્રયોગિ અને નિષ્પન્ન-યોગિ લક્ષણવડે ચાર પ્રકારના યોગિઓ સામાન્ય પ્રકારે કહેલ છે. "अतः" કહેતાં આ કારણથી તથા પ્રકારના કુ-લાદિ યોગિઓની અપેક્ષાએ તેઓને લેશથી પરોપકાર કરવો તે વિરૂધ્ધ નથી. યોગિઓ પોતાના સાધર્મિક ભાઈઓ છે તેઓને યોગની પ્રાપ્તિ થાય અને આત્મ કલ્યાણને માર્ગ અંગીકાર કરી આગળ વધી પરમપદ મોક્ષ પરંપરાએ પ્રાપ્ત કરે. આ એક મહાન્ પરોપકાર છે. આ કારણે આ ગ્રંથ ની રચના પણ સાફલ્યતાવાળી છે. ।।૨૦૬।।

**कुलप्रवृत्तचक्रा ये त एवास्याधिकारिणः ॥**
**योगिनो न तु सर्वेऽपि तथाऽसिद्ध्यादिभावतः ॥२०७॥**

અર્થ. જે કુલયોગીઓ તથા પ્રવૃતચક્ર યોગીઓ છે તેજ આ યોગગ્રંથના અધિકારી લાયક યોગીએ જાણવા. સામાન્યથી બધા નહિ, "असिध्ध्यादि भावतः" ગોત્ર યોગી-એ મોક્ષને લાયક નથી. અને નિષ્પન્ન યોગીઓ મોક્ષને

લાયક છે. પણ તેઓ કૃત કૃત્ય થઈ જવાના કારણથી બે યોગીઓ આ ગ્રંથને લાયક નથી. ॥૨૦૭॥

**વિવેચન.** પ્રથમ ચાર પ્રકારના યોગીઓ બતાવ્યા છે. તે પૈકીના કુલયોગીઓ અને પ્રવૃત્ત ચક્રયોગીઓ આ બે યોગીઓની જાત છે. તેજ આ યોગ સંબંધી શાસ્ત્રના અધિકારીઓ ગણ્યા છે, પણ ગોત્રયોગીઓ જે હજી યમાદિ નિયમ પાળવાને અસમર્થ હોવાથી સિદ્ધિપદ–મુક્તિપદને યોગ્ય તેઓ ન હોવાથી આ ગ્રંથના પણ અધિકારી–લાયક તેઓને ગણ્યા નથી. તેમજ નિષ્પન્ન યોગીઓ–યોગમાં પૂર્ણ થવાથી સિદ્ધિપદ–પરમપદની નિકટ પહોંચવાથી તેઓને આ ગ્રંથની જરૂરીયાત નથી. આ ગ્રંથના અધિકારીઓ ચારજાતના યોગીઓ પૈકીબેને લાયક ગણ્યાછે.અને બે જાતનાઅનધિકારી ગણ્યા છે. આ યોગીઓનું સ્વરૂપ હવે બતાવે છે. ॥૨૦૭॥

## યોગીઓના વિશેષ લક્ષણ બતાવે છે.

**ये योगिनां कुले जातास्तद्धर्मानुगताश्च ये ॥**
**कुलयोगिन उच्यन्ते गोत्रवन्तोऽपि नापरे ॥२०८॥**

અર્થ. જેઓના જન્મ યોગીઓના કુળમાં થયો છે, તેમજ તેઓના ધર્મને જેણે અંગીકાર કરેલ છે તેઓ–કુલયોગીઓ કહેવાય છે. તથા બીજાઓ જેના ઘરમાં ધર્મની ભાવના હોય તે, તેમજ યોગીઓના ગોત્રમાં જન્મ્યા હોય તે ગોત્રયોગીઓ, સામાન્યપણે પુન્યપ્રકૃતિવાળા, પણ બીજા નહિ, ધર્માનુરાગ ન હોય તે લેવા નહિ. ॥ ૨૦૮ ॥

**વિવેચન.** જે યોગીના કુલમાં ઉત્પન્ન થયા હોય અને તેના કુલધર્મને અનુસરતા હોય તેને કુલયોગી કહે-

વામાં આવે છે, આ લક્ષણ દ્રવ્યથી સમજવું. ભાવથી કર્મ-
ભૂમિમાં ઉત્પન્ન થયેલા ભવ્ય જીવોનો આ વ્યાખ્યામાં
સમાવેશ થઈ શકે છે. જેના વારસામાં ધર્મ કરવાની ભાવના
દેવ, ગુરૂ, ધર્મ પ્રત્યે બહુમાન, પૂજા, સત્કાર, સન્માન
કરનારા છે, આ બધા કુલયોગીઓમાં આવી જાય છે. યોગી-
ઓના ગોત્રમાં. જન્મેલા પુન્ય પ્રકૃતિવાળા હજી અહિં-
સાદિ યમોમાં દાખલ થયા નથી તે કુલયોગીઓ કરતાં
ઉતરતા ગોત્રયોગીઓ સમજવા. પણ જેઓ ધર્મના અનુ-
રાગીનથી એવા કુલયોગીઓ અહિં લેવા નહિ. ॥ ૨૦૮ ॥

## કુલયોગીઓનું વિશેષ લક્ષણ કહે છે.

सर्वत्राद्वेपिणश्चैते गुरुदेवद्विजप्रियाः ॥
दयालवो विनीताश्च बोधवन्तो यतेन्द्रियाः ॥२०९॥

અર્થ. સર્વ જગ્યાએ દ્વેષ વગરના, દેવ, ગુરૂ અને બ્રાહ્મણ
બ્રહ્મચર્યને પાળનારા આ જેને પ્રિય છે, સ્વાભાવિક દયાળુ
અને વિનયવંત, તેમજ ગ્રંથિનો ભેદ કરવાવડે બોધવાળા
તથા ઇંદ્રિયોને દમન કરનારા કુલયોગિઓ હોય છે. ॥૨૦૯॥

**વિવેચન.** જે તમામ જીવો ઉપર દ્વેષભાવ ન કરે
પણ મૈત્રીભાવના ચિંતવે, દેવ ગુરૂ અને બ્રહ્મચર્યવ્રતને ધારણ
કરનાર એવા બ્રાહ્મણો ઉપર હૃદયથી શુદ્ધ લાગણી રાખ-
નારા તેમજ ક્લિષ્ટ પાપના અભાવથી સ્વભાવીક તમામ
પ્રાણી ઉપર દયાની લાગણી ધારણ કરનારા દેવ ગુરૂનો
વિનય કરનારા, સુંદર અનુબંધને લઈ પુન્યની વૃદ્ધિ કર-
નારા શુદ્ધ અંતઃકરણની લાગણીને લઈ તથા ગ્રંથિના ભેદને
લઇ જડચૈતન્યના વિવેકજ્ઞાનવાળા, તેમજ ચારિત્રની ભાવ-

નાને લઈ ઇંદ્રિયોને દમન કરનારા, આવા ગુણવાળા પ્રાણીઓ–કુલયોગીઓ કહેવાય છે, અને તેઓજ યોગમાં આગળ વધનારા સમજવા. ॥ ૨૦૯ ॥

### પ્રવૃત્ત ચક્ર યોગિઓનું સ્વરૂપ જણાવે છે.

**प्रवृत्तचक्रास्तु पुनर्यमद्वयसमाश्रयाः ॥**
**शेषद्वयार्थिनोऽत्यन्तं शुश्रूषादिगुणान्विताः ॥२१०॥**

અર્થ. ચાર યમો પૈકી પ્રથમના બે યમો જેણે અંગીકાર કરેલ છે અને બાકીના બે યમો પ્રાપ્ત કરવાના અર્થિ હોય છે, તેમજ અત્યંત સુશ્રૂષાદિ ગુણો વડે યુક્ત જેઓ હોય તેને પ્રવૃત્તચક્ર નામના યોગીઓ કહે છે. ॥૨૧૦॥

**વિવેચન.** યમ ચાર પ્રકારના છે. ઇચ્છાયમ, પ્રવૃત્તિ યમ, સ્થિરયમ અને સિદ્ધિયમ. આ ચાર યમો પૈકી પ્રથમના બે યમો જેને પ્રાપ્ત થયા હોય અને બાકીના બે યમો પ્રાપ્ત કરવાની જેમને ઇચ્છા હોય અને જેનામાં સુશ્રુષા વિગેરે ગુણો હોય તેને પ્રવૃત્તચક્રયોગિ કહેવામાં આવે છે. જે પ્રાણીઓએ અહિંસાદિરૂપ યમ કરેલો હોય તેની કથા સાંભળવામાં આનંદ આવે, અને તેવા યમ કરવાની ઇચ્છા થાય તેને ઇચ્છાયમ કહેવામાં આવે છે, ઉપશમ ભાવપૂર્વક યમનું પાલન કરવું તે બીજો પ્રવૃત્તિયમ કહેવાય છે. ઇચ્છાથી આગળ વધીને અહીં પ્રવૃત્તિ થાય છે. ક્ષયોપશમ ભાવથી અતિચારની ચિંતારહિતપણે જે યમનું પાલન કરવામાં આવે તેને બીજો સ્થિરયમ કહેવામાં આવે છે. અહીં ઉપશમભાવને બદલે ક્ષયોપશમભાવ પ્રાપ્ત થાય છે આ સ્થિરયમવાળો પ્રાણી જે યોગની ક્રિયા કરે છે તે સ્વભાવિક રીતે

અતિચારરહિત થાયછે. શુદ્ધ અંતરઆત્મામાં ઉત્કૃષ્ટસિદ્ધિ-સાધક યોગથી અચિંત્ય વીર્યોલ્લાસપૂર્વક પ્રક્રિયા કરવામાં આવે છે તેને ચોથો સિદ્ધિયમ કહેવામાં આવે છે. આ આ સિદ્ધિયમમાં એટલી બધી ઉત્કૃષ્ટ યમની પ્રાપ્તિ થાય છે કે તેની સાથેજ વૈર ત્યાગ થઈ જાય છે. આ પ્રમાણે ચાર યમની વ્યાખ્યા જાણવી. હવે સુશ્રૂષાદિ ગુણો બતાવે છે. સુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, વિજ્ઞાન, ઈહા, અપોહ, અને તત્ત્વજ્ઞાનમાં આગ્રહ આ મુજબ આઠ ગુણો યુક્ત હોય છે. આ પ્રમાણે પ્રવૃત્તચક્રયોગીનું સ્વરૂપ બતાવીને હવે યોગાવંચક ત્રણનું સ્વરૂપ બતાવે છે. ॥૨૧૦॥

आद्यावंचकयोगाप्त्या तदन्यद्वयलाभिनः ॥
एतेऽधिकारिणो योगप्रयोगस्येति तद्विदः ॥२११॥

અર્થ. ત્રણ પ્રકારના અવંચકમાંથી પ્રથમ યોગાવંચ-કને પ્રાપ્ત થયેલા હોય છે અને બીજા બે ક્રિયાવંચક તથા ફલાવંચકને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પ્રવૃત્તચક્ર યોગીઓ છે. તે આ અધિકૃત યોગના અધિકારીઓ છે. એમ યોગના જાણકારો જણાવે છે. ॥૨૧૧॥

**વિવેચન.** ત્રણ પ્રકારના અવંચકો કહેલા છે. અહિં તેનું સ્વરૂપ બતાવે છે. જેઓના દર્શન માત્રની પવિત્રતા થાય એવા પુન્યવાનૂ મહાત્માઓની સાથે યોગ–સંબંધ થવો તેને યોગાવંચક કહે છે. ઘણાખરા પ્રાણીઓને તો આવા મહાત્માઓનો સંબંધજ થવો અશક્ય છે. અને ગુણવાન સાથે મેળાપ થાય તોપણ તેઓને તેવા ગુણવાન તરીકે

ઓળખવા તે પણ બહુ મુશ્કેલ છે. તેથી આદ્યઅવંચક-
ભાવ તરીકે ગુણવાન મહાત્માઓની ગુણવાન તરીકે ઓળ-
ખાણપૂર્વક તેઓ સાથે જે સંબંધ થવો તેને યોગાવંચક
કહે છે. સત્સંગની કેટલી જરૂરીયાત છે તે આ ઉપરથી
જણાશે. જ્યાંસુધી આવા મહાત્માઓ સાથે યોગ થતો નથી
ત્યાંસુધી વસ્તુ સ્વરૂપનો યથાસ્થિત બોધ થતો નથી. ૧.
આવા મહાત્મા પુરૂષોને યથાયોગ્ય પ્રણામ, નમસ્કારાદિ
કરવા અને તે માટે અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ રાખવી એ
બીજો ક્રિયાવંચકભાવ કહેવાય છે. વસ્તુસ્વરૂપનો બોધ
થયા પછી જે ક્રિયા થાય છે તે અતિ આલ્હાદજનક અને
સ્વરૂપદર્શક હોવાથી તેથી બહુ લાભ થાય છે. મહાઅનિષ્ટ
કર્મનો નાશ કરનાર બને છે અને સિદ્ધિ તરફ પ્રયાણ કરા-
વનાર થાય છે. યોગાવંચક પ્રાપ્ત થયા પછી જે ક્રિયાવં-
ચકત્વ પ્રાપ્ત થાય તોજ તે લાભ થવા સંભવ છે. ૨. આ
યોગાવંચક અને ક્રિયાવંચકપણાથી શુભ અનુબંધરૂપ ફળની
પ્રાપ્તિ થાય તેને ફલાવંચકભાવ કહે છે. મહાત્માઓની સાથે
સંયોગ થવાથી તેઓએ આપેલ ઉપદેશને અનુસારે જે ક્રિયા
કરવામાં આવે તેના પરિણામ તરીકે મહા ઉત્તમ ફલની
પ્રાપ્તિ થાય તે આ ત્રીજો ફલાવંચક ભાવ છે. ૩. આ પ્રમાણે
અવંચક ત્રણમાંથી પ્રથમ યોગાવંચક પ્રાપ્ત થાય છે. અને
બીજા બે અવંચકની ઇચ્છાવાળા પ્રવૃત્તચક્રયોગીઓ અવંધ્ય
કારણભૂત છે. શા કારણથી ? તો કહે છે કે આ યોગીઓ
છે તેજ ચાલુ યોગ પ્રયોગ–અધિકૃત યોગદષ્ટિરૂપ યોગના
અધિકારી છે એમ યોગના સ્વરૂપને જાણકાર કહે છે. ૨૧૧

ઉપર જણાવેલ યમનું સ્વરૂપ કહે છે.

इहाहिंसादयः पंच सुप्रसिद्धा यमाः सताम् ॥
अपरिग्रहपर्यन्तास्तथेच्छादिचतुर्विधाः ॥२१२॥

અર્થ. આ લોકમાં અહિંસાદિ પાંચ ધર્મો સર્વ દર્શનને વિષે અપરિગ્રહ પર્યંતના સુપ્રસિદ્ધ છે. "सतां" મુનીઓને સર્વથા હોય છે. ગૃહસ્થોને દેશથકી હોય છે તથા ઇચ્છાદિ ચાર પ્રકારના પણ યમો કહેલ છે. ॥૨૧૨॥

**વિવેચન.** દરેક દર્શનવાળા પાંચ યમને માને છે. અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય અપરિગ્રહણ આ પાંચ યમો સર્વથી મહાવ્રતને ધારણ કરનારા સાધુઓને હોય છે. પણ ગૃહસ્થોને સ્થુલથી હોય છે. સર્વ દર્શનોમાં સાધારણ તરીકે માનેલા આ યમો છે. યમા–ઉપરમા–હિંસાદિથી પાછું હઠવું તેનું નામ યમો છે. અપરિગ્રહ પર્યંત પાંચ છે. પતંજલી ઋષી યોગશાસ્ત્રમાં પણ કહે છે કે "अहिंसा सत्यास्तेयं ब्रह्मचर्यापरिग्रहायमाः" (૨–૩૦.) આ પાંચ યમો છે તેમજ આ પાંચના અંગે ઇચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થિરયમ, અને સિદ્ધિયમ આ પ્રમાણે બીજા ચાર યમો પણ કહેલા છે. આ જણાવેલા પાંચ યમોને સર્વથા કે દેશથકી પાળવા ઇચ્છા થવી તથા તેમાં પ્રવૃત્તિ કરવી આ બે યમોવાળા પ્રવૃત્તચક્રયોગીઓ હોય છે. ॥ ૨૧૨ ॥

ચાર યમોનું વિશેષ લક્ષણ બતાવે છે.

तद्वत्कथाप्रीतियुता तथाऽविपरिणामिनी ।
यमेष्विच्छावसेयेह प्रथमो यम एव तु ॥२१३॥

અર્થ. જે પ્રાણીઓએ અહિંસાદિયમો કરેલ છે તેની કથા સાંભળવામાં આનંદ આવે તથા યમને વિષે પરિણામની ધારામાં ફારફેર સિવાય, તે ભાવમાં સ્થિરપણે રહી યમોને કરવાની જે ઇચ્છા થવી તેને ઇચ્છાયમ નામનો પ્રથમ ભેદ કહે છે. ॥ ૨૧૩ ॥

**વિવેચન.** જે મહાનુભાવે પાંચ વ્રતોરૂપીયમો પાળે છે, તેવા ઉત્તમ જીવોની કથા સાંભળતાં આનંદ થાય અને પરિણામની ચડતી ધારા સાથે યમોના સ્વરૂપને જાણી અને તેમાં સ્થિર રહેવા અગર તે વસ્તુ અંગીકાર કરવા જે ઇચ્છા થવી તેને ચાર યમો પૈકી પ્રથમ ઇચ્છાયમ કહે છે. આગળ જેનું સ્વરૂપ જણાવી ગયા છીયે એવા પાંચ મહાવ્રતોને સર્વથા કે સ્થુલથી કરવાની જે ભાવના થાય તેનું નામ ઇચ્છાયમ છે. ॥૨૧૩॥

### હવે બીજા યમનું લક્ષણ બતાવે છે.

**सर्वत्र शमसारं तु यमपालनमेव यत् ॥**
**प्रवृत्तिरिह विज्ञेया द्वितियो यम एव तत् ॥२१४॥**

અર્થ. સર્વ જગ્યાએ સામાન્ય પ્રકારે ઉપશમભાવ પૂર્વક જે યમનું પાલન કરવું તેને પ્રવૃત્તિયમ તરીકે બીજો ભેદ કહે છે. ॥૨૧૪॥

**વિવેચન.** પ્રથમ યમમાં અહિંસાદિ વ્રતો પાળનારની કથા સાંભળતાં આનંદ આવતો હતો પછી તે કરવા ઇચ્છા થઈ. હવે અહીં સર્વ પ્રાણીઓ ઉપર સામાન્ય પ્રકારે ઉપશમભાવ ધારણ કરતો અને ઉપશમભાવ પૂર્વક અહિંસાદિ વ્રતોને પાળવા પ્રવૃત્તિ કરવી તેનું નામ યમોમાં આ

બીજો પ્રવૃત્તિયમ જાણવો. ઈચ્છાથી આગળ વધીને અહિં પ્રવૃત્તિ થાય છે. ાા૨૧૪ાા

विपक्ष चिन्तारहितं यम पालनमेव यत् ॥
तत्स्थैर्यमिह विज्ञेयं तृतियो यम एव हि ॥२१५॥

અર્થ. અતિચારની ચિંતા વગર જે યમનું પાળવું તેને ત્રીજો સ્થિરયમ કહે છે. ાા૨૧૫ાા

**વિવેચન.** જે મહાનુભાવે પાંચ વ્રતો સર્વથા લીધાં છે. અગર સ્થુલથી લીધાં છે, પહેલામાં સર્વ વિરતિપણું અને બીજામાં દેશવિરતીપણું છે આ બંને વિરતિવાળા મહાત્માઓ વ્રતને પાળતા છતાં તેમાં કોઈ પણ જાતના અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચાર–આ ત્રણે પ્રકારના અતિચારો જેમાં લાગવા દેતા નથી એવી રીતે જે યમનું ક્ષયોપશમભાવથી સ્થિરતાપૂર્વક જેઓ પાલન કરે છે તેને ચાર યમો પૈકી ત્રીજો આ સ્થિર યમ કહે છે. ાા૨૧૫ાા

परार्थसाधकं त्वेतत्सिद्धिः शुद्धान्तरात्मनः ॥
अचिन्त्यशक्तियोगेन चतुर्थो यम एव तु ॥२१६॥

અર્થ. અહિંસાદિ વ્રતનું પાલન જ્યારે "परार्थ" પરમપદને યોગ્યસાધક બને છે ત્યારે તેને સિદ્ધિ કહે છે. આ સિદ્ધિ જેનો અંતરાત્મા પરમશુદ્ધ બન્યો હોય છે તેનેજ પ્રાપ્ત થાય છે; બીજાને નહિ. અચિંત્યશક્તિના યોગવડે આ ચોથો સિદ્ધિયમ પ્રાપ્ત થાય છે. ાા૨૧૬ાા

**વિવેચન.** જ્યારે અહિંસાદિ પાંચ મહાવ્રતો ઉત્કૃષ્ટ હદે પળાય છે ત્યારે તેની સમીપમાં આજન્મથી માંડી જાતિ વૈરસ્વભાવવાળા જીવોના વૈર પણ શાંત થઈ જાય

છે, અને એક બીજાઓ પરસ્પર આનંદથી રમે છે. આ બધો પ્રતાપ અહિંસાદિ વ્રતો પરાકાષ્ટાએ પાળેલાં હોય છે તેની આ બધી નિશાનીઓ છે. આનું નામજ પરાર્થસાધક છે ઉત્કૃષ્ટ અર્થને સિદ્ધ કરે છે અથવા પરાર્થ–પરમપદને સિદ્ધ કરનાર આ મહાવ્રતોનું પાલન છે તેને સિદ્ધિયમ કહે છે. આ સિદ્ધિ આત્માની અચિંત્યશક્તિના યોગને લઇ જેનો અંતરઆત્મા પરમપવિત્ર બન્યો છે તેનેજ મળે છે. આ પ્રમાણે ચાર પ્રકારના યમોની અંદર આ ચોથો સિદ્ધિયમ છે એમ જાણવું. ॥૨૧૬॥

**અવંચક ત્રણનું સ્વરૂપ બતાવે છે,**

**सद्भिः कल्याणसंपन्नै र्दर्शनादपि पावनैः ॥**
**तथादर्शनतो योग आद्यावंचक उच्यते ॥२१७॥**

અર્થ. ઉત્તમ પુણ્યવડે કરી યુક્ત, જેઓના દર્શનથી પણ પવિત્ર થવાય, તથા યથાર્થ પણે દર્શન થવું, તેઓની સાથે જે સંબંધ થવો આનું નામ આદ્યઅવંચક–યોગાવંચક કહે છે. ॥૨૧૭॥

**વિવેચન,** અવંચક ત્રણનું સ્વરૂપ બતાવતા પ્રથમ યોગાવંચક જણાવે છે. શુદ્ધ હૃદયથી સદ્ગુરૂનો સમાગમ થવો આનું નામ યોગાવંચક છે. સદ્ગુરૂનું સ્વરૂપ બતાવે છે. ઉત્તમ પુણ્યશાલી–જેઓના દર્શન માત્રથી–અવલોકન માત્રથી પવિત્ર થવાય "तथा" તે પ્રકારવડે ગુણવાનપણાથી અવિપરિતપણે જે દર્શન થવું તેનું નામ તથાદર્શન કહીયે, "ततः तेन यो योगःसंबंधः " તે પવિત્ર પુરૂષની સાથે જે સંબંધ થવો તેનું નામ આદ્યઅવંચક–યોગાવંચક છે. ॥૨૧૭॥

तेषामेवप्रणामादिक्रियानियम इत्यलम् ॥
क्रियावंचकयोगः स्या न्महापापक्षयोदयः ॥२१८॥

અર્થ. ઉપર જણાવ્યા મુજબના સદ્ગુરૂને પ્રણામાદિ ક્રિયા કરવાનો જે અત્યંત નિયમ કરવો તે મહાપાપનો ક્ષય કરનાર ક્રિયાવંચકયોગ કહેવાય છે. ॥૨૧૮॥

**વિવેચન.** સદ્ગુરૂઓને તમારા નમસ્કારાદિથી જરા પણ લાભ નથી. લાભ તો નમસ્કાર કરનારને છે, જેમ કે શ્રીકૃષ્ણવાસુદેવ અઢાર હજાર સાધુઓને વાંદ્યા, આમાં હૃદયની શુદ્ધ ભાવનાથી વંદના કરવાથી શ્રી કૃષ્ણવાસુદેવને સાતનારકીના બાંધેલાં કર્મદળીયાને ત્રણમાં લાવીને મુકયાં ચાર નારકીના કર્મદલીયાં તુટી ગયાં આમ સમજી હૃદયની લાગણીપૂર્વક મહાત્માઓને વંદન, નમસ્કાર, કરવાનો નિયમ ખાસ કરવો આનું નામ ક્રિયાઅવંચકયોગ કહેવાય છે. આ યોગ છે તે પૂર્વે નીચકર્મ બાંધ્યા હોય છે તેનો ક્ષય કરે છે અને ભવિષ્યમાં ફરી નીચકુળમાં જન્મ લેવો પડતો નથી. વળી સત્ય વસ્તુનો બોધ તથા જ્ઞાનની પ્રાપ્તિ વિનય કરવાથીજ થાય છે. આમ સમજી સદ્ગુરૂને વંદનાદિ નિરંતર કરવાંનો નિયમ કરવો. ॥ ૨૧૮ ॥

## ફલાઅવંચકનું સ્વરૂપ બતાવે છે.

फलावंचकयोगस्तु सद्भ्यः एव नियोगतः ॥
सानुबन्धफलावाप्ति धर्मसिद्धौ सतां सता ॥२१९॥

અર્થ. સદ્ગુરૂના સમાગમથી તથા તેઓને વંદનાદિ ક્રિયા કરવાથી અવશ્યે કરી પરંપરાએ ગુણની વૃદ્ધિરૂપ

ફળની પ્રાપ્તિ થાય છે; તથા ઉપદેશથી ધર્મની સિદ્ધિ થયે છતે સજજનોએ આને ફલાવંચક યોગ કહેલ છે. ॥ ૨૧૯॥

**વિવેચન.** જે મહાત્માઓના દર્શનથી આત્મા પવિત્ર થાય છે અને જડ ચૈતન્યનું જ્ઞાન કરી આત્માનું સત્ય સ્વરૂપ સમજી તેઓશ્રીના આલંબનથી અવશ્યે કરી આગળ વધે છે. અને "सानुबन्धफलावाप्ति" પરંપરાએ મહાન્ ગુણની વૃદ્ધિ થવારૂપ ફળની પ્રાપ્તિ થાય છે. અને તેઓ-શ્રીની આત્મજાગૃતિરૂપ ધર્મ દેશના સાંભળવાથી આત્મ-તત્ત્વમાં સ્થિરતા થતાં પરંમપરાએ પરમપદરૂપ મોક્ષનું ફળ મેળવે છે, તેને ફલાઅવંચક નામનો ચરમ છેલ્લો યોગો-ત્તમ કહે છે. ॥ ૨૧૯ ॥

**અવંચક ત્રણનું સ્વરૂપ કહી ચાલુ વાત કહે છે.**

**कुलादियोगिनामस्मा न्मत्तोऽपि जडधीमताम् ॥**
**श्रवणात्पक्षपातादेरुपकारोऽस्ति लेशतः ॥२२०॥**

અર્થ. મારા કરતાં પણ જે કુલયોગીઓ જડ બુદ્ધિ-વાળા છે તેઓના ઉપકાર ખાતર આ "યોગદૃષ્ટિ સમુચ્ચય" નામનો ગ્રંથ બનાવવામાં આવ્યો છે, આ ગ્રંથના સાંભ-ળવાથી તેઓના હૃદયમાં શુદ્ધ લાગણીરૂપ પક્ષપાત-શુભ ઈચ્છા થવાથી તેઓને લેશ થકી પણ ઉપકાર આ ગ્રંથથી થવાનો છે. ॥ ૨૨૦ ॥

**વિવેચન.** શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ આ ગ્રંથની સમાપ્તિ કરતાં જણાવે છે કે આ "યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથ" બનાવવાનો મારો પ્રયત્ન મારા કરતાં પણ જેઓ જડબુદ્ધિવાળા છે, તેમજ યોગની લાગણીવાળા કુલયોગીઓ

તથા પ્રવૃત્તચક્રયોગીઓ છે તેઓના ઉપકાર ખાતર મારો આ પ્રયત્ન છે. તે યોગીઓ આ ગ્રંથને મનનપૂર્વક સાંભળશે, અર્થથી વિચારશે અને તે પ્રમાણે વર્તન કરશે તો અવશ્ય "पक्षपाताद्" ગ્રંથના પ્રત્યે પક્ષપાતદ્વારા શુભ ઇચ્છાદિ-પુણ્યબંધદ્વારા મહાન્ લાભને પ્રાપ્ત કરવારૂપ ઉપકાર લેશત-અંશથી પણ અવશ્ય ઉપકાર થશે, તથા અંતરગત યોગના બીજની પુષ્ટી પણ અવશ્ય થશે. ॥ ૨૨૦ ॥

## શુભ લાગણીરૂપ પક્ષપાતથી ઉપકાર શું ? આ શંકા દૂર કરતાં કહે છે.

तात्त्विकः पक्षपातश्च भावशून्या च या क्रिया ॥
अनयोरन्तरं ज्ञेयं भानु खद्योतयोरिव ॥२२१॥

અર્થ. વાસ્તવિક પક્ષપાત શું છે તે બતાવે છે કે જે જે ક્રિયા કરવી તે ભાવપૂર્વકની થાય તો અપૂર્વ લાભ મળે પણ જે ક્રિયા ભાવશૂન્ય થાય તેનું ફળ ઘણું જુજ મળે છે. આ બંને ક્રિયામાં કેટલું આંતરૂં છે ? તો કહે છે કે ભાનુ અને ખજવાના પ્રકાશમાં જેટલું આંતરૂં છે તેટલું અંતર ભાવસહિત અને ભાવરહિત ક્રિયામાં સમજવું. ॥ ૨૨૧ ॥

**વિવેચન.** અહિં વાદિ શંકા કરે છે કે પક્ષપાત માત્રથી ઉપકાર કઇ જાતનો ? તેનો ઉત્તર આપે છે કે જેનું સ્વરૂપ પ્રથમ કહી આવ્યા છીએ એવા કુલાદિયોગીઓ કે જેનામાં યોગના બીજો દાખલ થઈ ગયાં છે અને મોક્ષના માર્ગ તરફ જેઓનું પ્રયાણ થઇ ચુકયું છે તેઓના પ્રત્યે મને વાસ્તવિક પક્ષપાત-ધર્મની લાગણી છે; અને તે લાગણીને લઈ આ ગ્રંથ બનાવેલ છે. આ ગ્રંથના શ્રવણ, વાંચન,

મનન અને નિદિધ્યાસનથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજી તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી જે જે ક્રિયા કરશે તે સમજણ પૂર્વકની અને આદર–બહુમાનથી કરશે. એક માણસ ભાવ-શૂન્યક્રિયા તત્ત્વના રહસ્યને જાણ્યા વગર ક્રિયા કરે છે, જ્યારે બીજો માણસ તત્ત્વના રહસ્યને સમજી હૃદયના શુદ્ધ અંતઃકરણથી ક્રિયા કરવામાં પ્રવૃત્તિ કરે છે. આ બંનેની ક્રિયામાં કેટલો અંતર–ફલનો ભેદ છે ? તો કહે છે કે ભાનુ અને ખદ્યોતના જેટલું મહાન્ અંતર છે. ભાવશૂન્યક્રિયાનું ફલ ચારગતિ છે, અને ભાવપૂર્વક તત્ત્વના રહસ્યવાળી ભાવ-ક્રિયાનું ફલ મોક્ષ છે. આ મોક્ષરૂપી ફલ આ ગ્રંથના શ્રવણ-મનન અને નિદિધ્યાસનથી કુલાદિયોગીઓ મેળવે છે. આ પક્ષપાતથી–લાગણીથીજ પરઉપકાર થાયછે, કુલાદિ યોગીઓ પરમપદ–પરંપરાએ મેળવે આ કાંઇ જેવો તેવો ઉપકાર ન સમજવો, આ પરમપદનો લાભ યોગીઓ આ ગ્રંથદ્વારા મેળવે છે. ॥ ૧૨૧ ॥

આજ વાતને જણાવે છે.

खद्योतकस्य य त्तेज स्तदल्पं च विनाशि च ॥
विपरीतमिदं भानोरिति भाव्यमिदं बुधैः ॥२२२॥

અર્થ. ખજવાનું જે તેજ છે તે અલ્પ છે અને વિનાશી છે. પણ સૂર્યનું જે તેજ છે તે તેના કરતાં મહાન્ છે, અને અવિનાશીછે,આ વાતપંડિતોએ બરાબરલક્ષ્યમાં રાખવી.૨૨૨

**વિવેચન.** ભાવશૂન્યક્રિયાઅને તત્ત્વના રહસ્યને સમજી કરાતી ક્રિયા આ બે પ્રકારની ક્રિયામાં જે તફાવત છે તે દૃષ્ટાંત આપી સમજાવે છે કે ખદ્યોત–એક જાતનો જીવડો

છે કે જે રાત્રિના સમયે આકાશમાં ઉડતા દીવાના જેવો જરાક પ્રકાશ તગતગે છે. આને ખજવો કહે છે, આનું જે તેજ છે તે અલ્પ છે અને વિનશ્વર છે, પણ ભાનુ–સૂર્ય તેનું તેજ ખજવા કરતાં ઘણું છે અને અવિનાશી છે, આ વાત તત્ત્વના જાણકાર એવા પંડિતોએ લાગણીવાળી ક્રિયાદિકના પ્રત્યે સમજી લેવી. સારાંશ એ છે કે ભાવશૂન્ય–લાગણી વગરની જે ક્રિયા છે તે ખજવા જેવી છે, અલ્પ સત્વવાળી તેમજ વિનશ્વરવાળી છે, જેનું ફળ અલ્પ છે તે પણ ચાર ગતિને દેનાર છે, પણ ભાવવાળી–તત્ત્વના રહસ્યને સમજી બહુ લાગણીવાળી જે ક્રિયા છે તે મહાન્ સત્વવાળી, તેમજ અવિનશ્વર પરંપરાએ મોક્ષરૂપ ફળ દેનાર છે તેમ સમજવું. ॥ ૨૨૨ ॥

### આ ગ્રંથ શ્રવણના માટે જણાવે છે.

**श्रवणे प्रार्थनीयाः स्पुर्न हि योग्याः कदाचन ॥**
**यत्नः कल्याणसत्त्वानां महारत्ने स्थितो यतः ॥२२३॥**

અર્થ. આ ગ્રંથ સાંભળવા માટે યોગ્ય જીવોની પ્રાર્થના ક્યારે પણ કરવા જરૂર નથી, કારણ કે પુણ્યવાન જીવોનો પ્રયત્ન મહારત્ન મેળવવાને માટે સ્વભાવિક હોય જ છે. ॥૨૨૩॥

**વિવેચન.** શ્રીમાન્ હરીભદ્રસૂરીશ્વરજી મહારાજ યોગ્ય પુરૂષોને આ ગ્રંથનું શ્રવણ મનન નિદિધ્યાસન કરવા સારૂ પ્રાર્થના કરતા નથી, કારણ કે તે મહાનુભાવોનો શુશ્રુષાદિ ગુણભાવને લઇ પોતાની મેળેજ પ્રવૃત્તિ કરી રહ્યા છે, તેજ વાત કહે છે કે "यत्नः कल्याण सत्त्वानां" પુણ્યશાળી જીવાત્માઓનો પ્રયત્ન "महारत्ने" ચિંતામણ્યાદિ વિષયે "स्थितोयतः"

તથા પ્રકારની ઔચિત્યતાને લઇ ચિંતામણીરત્નને વિષે લાગણીથી પ્રવૃત્તિ કરે છે, અને જન્માંતરમાં બોધિબીજ–સમ્યક્ત્વની પ્રાપ્તિ કરે છે. આ ઉપરથી એ જણાવ્યું કે યોગ્ય જીવો છે તેજ આ ગ્રંથના અધિકારી છે અને તેઓજ આ ગ્રંથરૂપ મહારત્નને મેળવી ઇચ્છીત સ્થાનને પ્રાપ્ત કરે છે. ॥૨૨૩॥

**અયોગ્ય જીવને ગ્રંથનું દાન ન કરવા કહે છે.**

**नैतद्विदस्त्वयोगेभ्यो ददत्येनं तथापि तु ॥**
**हरिभद्र इदं प्राह नैतेभ्यो देय आदरात् ॥२२४॥**

અર્થ. આ વસ્તુને જાણનારા આચાર્યો અયોગ્ય જીવોને આ ગ્રંથનું દાન આપતા નથી આ વાત ચોક્કસ છે, તોપણ આ ગ્રંથના કર્ત્તા શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી આચાર્યોને આ "યોગદૃષ્ટિ સમુચ્ચય" નામનો ગ્રંથ અયોગ્યોને ન આપવો આ પ્રમાણે આદરપૂર્વક તેઓશ્રી જણાવે છે. ॥૨૨૪॥

**વિવેચન.** યોગ્યાયોગ્ય સ્વરૂપને સારી પેઠે જાણનારા આચાર્યો અયોગ્ય–કુશિષ્ય ને આ યોગદૃષ્ટિ સમુચ્ચય ગ્રંથ આપતા નથી. "**तथापितु**" આ વાત જો કે ચોક્કસ છે, તો પણ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી આ ગ્રંથના કર્ત્તા આ પ્રમાણે જણાવે છે કે આ યોગ દૃષ્ટિ સમુચ્ચય નામનો મહાન્ ગ્રંથ અયોગ્ય જીવને કદી પણ આપવો નહિ. આ ગ્રંથ અયોગ્ય જીવને આપવાથી ગ્રંથનો તથા તે પાત્રનો બંનેનો વિનાશ થવાનો છે. અનાજ તથા રસાયણ શરીરને પુષ્ટી કર્ત્તા છે તોપણ બાળકને તથા રોગી શરીરવાળાને વિનાશ કરનાર થાય છે. કારણ કે તે વસ્તુને લાયક તેઓ હજી બન્યા નથી. આ દૃષ્ટાંતે અયોગ્ય જીવ આ ગ્રંથને

લાયક નથી. આ પ્રમાણે આદરપૂર્વક આચાર્યોને શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જણાવે છે. ॥૨૨૪॥

**આ પ્રમાણે કહેવાનું કારણ શું તે કહે છે.**

**अवज्ञेह कृताल्पापि यदनर्थाय जायते ॥**
**अतस्तत्परिहारार्थं न पुनर्भावदोषतः ॥२२५॥**

અર્થ. આ યોગદૃષ્ટિ સમુચ્ચય ગ્રંથને વિષે થોડીપણ અવજ્ઞા આશાતના કરે છતે અનર્થને માટે થાય છે. આ કારણથી તે જીવોને થનારો મહા અનર્થ, તેને દૂર કરવા ખાતર આ પ્રમાણે કહેવામાં આવે છે. "नपुनर्भाव दोषत." તેઓના પ્રતે દ્વેષભાવ છે તેમ ન સમજવું.દરેક જીવોના પ્રત્યે પૂર્ણપ્રેમ છે પણ તે અજ્ઞજીવો આશાતના કરી દુર્ગતિના કારણભૂત ન થાય, આ ખાતર જણાવેલ છે. ॥૨૨૫॥

**વિવેચન.**ઉપરના શ્લોકમાં શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ અયોગ્ય જીવોને આ "યોગદૃષ્ટિ સમુચ્ચય" નામનો ગ્રંથ આપવા ના પાડે છે તેનું કારણ એમ ન સમજવું કે તેઓશ્રીને તેના પ્રત્યે દ્વેષભાવ છે, તેઓશ્રી તો મહાદયાળુ છે અને તમામ જીવો પરમપદને પામો એજ ઇચ્છાવાળા છે, પણ સામું પાત્ર અયોગ્ય હોવાથી તેને આ ગ્રંથથી જરાપણ લાભ થવાનો ન હોવાથી, તે વસ્તુ તેઓનો નાશ કરે છે આથી તેઓને ન આપવી એજ ગુણ છે. તે પ્રમાણે આ ગ્રંથ જીવોના કલ્યાણને કરનાર છે પણ તેના પ્રત્યે આદર, બહુમાન, સત્કાર અને સન્માન રાખવામાં આવે તોજ, પણ જો આ ગ્રંથની અવજ્ઞા-આશાતના થોડી પણ કરવામાં આવે તો આ અવજ્ઞાથી-આશાતનાથી મહા અનર્થ-

ચાર ગતિમાં પરિભ્રમણ કરવા રૂપ થાય છે. કારણ કે આ ગ્રંથ પ્રશસ્ત વિષયવાળો છે–ઘણોજ ઉત્તમ વિષયવાળો છે–માટે તે અનર્થને દૂર કરવા સારૂ આ ગ્રંથ અયોગ્યને આપવા ના પાડી છે. બાકી તેઓના પ્રત્યે દ્વેષભાવ નથી. તેમજ ક્ષુદ્રતા–તુચ્છતા પણ નથી. આ પ્રમાણે શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જણાવે છે. ॥ ૨૨૫ ॥

**આથીએ નિશ્ચય થયો કે યોગ્યજીવનેગ્રંથદેવો તેકહેછે.**

**योग्येभ्यस्तु प्रयत्नेन देयोऽयंविधिनान्वितैः ॥**
**मात्सर्यविरहेणोच्चैः श्रेयोविघ्नप्रशान्तये ॥२२६॥**

અર્થ. યોગ્ય જીવોને આ ગ્રંથ આદરપૂર્વક વિધિ સાથે આપવો. માત્સર્ય–ઇર્ષ્યા રહિતપણે અંગીકાર કરતાં ઉંચે પ્રકારે કલ્યાણ–મોક્ષ મળે છે, અને તે વિઘ્નોની શાંતિ માટે થાય છે. ॥૨૨૬॥

**વિવેચન.** શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ગ્રંથને પૂર્ણ કરતાં જણાવે છે કે આ ગ્રંથ યોગ્ય જીવો--શ્રોતાઓને પ્રયત્નેન આદરપૂર્વક વિધિ સાથે આપવો. વિધિ એ છે કે જ્યારે આ ગ્રંથ સાંભળવાનો હોય ત્યારે પ્રથમ ત્રણ ખમાસમણા આપી ઇચ્છકાર સુખશાતા પૂછી અબ્ભૂટ્ઠિયાનો પાઠ બોલી ખમાસમણ આપી “ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્! વાયણા સંદિસાહું ?” ફરી ખમાસમણ આપી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ વાયણા લેશું ! ફરી ખમાસમણ આપી ઇચ્છકારી ભગવન પસાય કરી વાયણા પસાય કરશોજી આ પ્રમાણે વિધિ કરી આ ગ્રંથ બહુ આદરપૂર્વક શ્રોતાઓને સંભળાવવો. જો તે પ્રમાણે કરવામાં ન આવે તો, प्रत्यवाय

संभवात्" વિઘ્નો આવવાનો સંભવ છે. અગર કષ્ટો. દુઃખો આવવાનો સંભવ છે, માટે વિધિપૂર્વક શ્રોતાએ આ ગ્રથ સાંભળવો અને વક્તાએ સંભળાવવો એમ આચાર્યશ્રી જણાવે છે. વળી આ ગ્રંથ ઇર્ષ્યાનો પરિહાર કરી-ત્યાગ કરીને ઉચ્ચૈ પ્રકારે સાંભળે તો શ્રેય-આત્મકલ્યાણ થતાં વાર લાગતી નથી. તેમજ વિઘ્નની શાંતિના માટે થાય છે. જે જે પવિત્ર કાર્યોનો આરંભ કરવામાં આવે તે તમામ કાર્યો વિઘ્નવગર પૂર્ણ થાય છે. અહીં માત્સર્ય વિરહેણ આ પદ ગ્રંથની પૂર્ણાહુતીમાં આવેલ છે, અહીં વિરહ શબ્દ છે તે શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજશ્રીના ગ્રંથોની નિશાની છે. તેઓશ્રીના તમામ ગ્રંથોને અંતે વિરહ શબ્દ જોડેલો છે. દૃષ્ટાંત તરીકે " **भवविरहवरं** " આ શબ્દ 'સંસાર દાવાનલ માં છે. આ ગ્રંથમાં માત્સર્ય વિરહેણ શબ્દ છે, આ શબ્દ મુકવાનો તેઓશ્રીનો આશય એવો જણાય છે કે જગતના તમામ જીવો ઇર્ષ્યા-અભિમાનને જો છોડી દે તો સંસારના દુઃખથી રહિત થતાં વાર લાગે નહિ. આ ગ્રંથમાં જણાવેલ યોગના બીજને જાણી જેઓ અમલમાં મુકે છે તેમજ કહ્યા પ્રમાણે કરવા જેઓ પ્રવૃત્તિ કરે છે તે જીવો આ યોગને પ્રાપ્ત કરી થોડા ટાઇમમાં પરમપદના ભોક્તા બને છે.

**इति श्री परादृष्टिः समाप्ता.**

कृतांतोऽयं मनोहारि योगदृष्टिः समुच्चयः ॥
भाषान्तर विनिर्मीता जयताद् देवत्राचकः ॥ १ ॥

ते श्री सूरिपुरंदरयाकिनीमहत्तरासुतुः श्रीमद् हरिभद्र सूरीश्वर
वेरचितयोगदृष्टिसमुच्चयनामाऽयं ग्रंथ समाप्तः तत्समाप्तौ च
श्री तपगच्छीय गच्छाधिपति श्रीमन्मुक्ति विजयगणिनां शिष्य
श्री श्रीमदाचार्यमहाराज बालब्रह्मचारि परमशांतमूर्ति श्री
विजयकमल सूरीश्वराणां पूज्यपादाना मंतेवासिशिष्यरत्न
योगनिष्ठ शांतमूर्त्तिश्रीमदाचार्य महाराजश्री विजयकेशर
सुरीश्वराणां कनियसा भ्रात्रा महोपाध्याय श्रीदेवविजय
गणिना श्रीयोगदृष्टयाख्यस्य, शुद्धात्म स्वरुप प्रबोध-
कस्य, आत्मोन्नति सिद्ध्यर्थं मूलभूतस्य, अपूर्व ग्रंथस्य
टीका संवलिता मूलग्रन्थस्य संक्षेपेण गुर्जर भाषया
कृतोऽनुवादो विक्रमीय शताब्दी १९९१ वर्षे
भाद्रशुक्लपक्षे पंचमी तिथौ भौमवासरे स्तंभन
तिर्थे श्रेष्ठिरत्न श्रीमत्पानाचन्द्रात्मजाम्बा
लालनिर्मापित धर्मशालायां कृत चातु-
र्मास्यायां समाप्तिमगमत्॥ समाप्तोऽयं
ग्रंथ. श्रीमद् गुरुवर्य श्री विजयकमल
सूरीश्वर प्रसादात्.

ॐ शांति, ॐ शांति, ॐ शांति, ॐ शांति, ॐ शांति.



અવારનવાર વ્યાધિથી પટકાય છે ત્યાંસુધી તે વ્યાધિમુક્ત ગણી શકાતો નથી. તેમ બીજો માણસ વ્યાધિના અભાવવાળો છે અને તે મરીને બીજી ગતિમાં ગયો છે તે પણ વ્યાધિમુક્ત ગણી શકાતો નથી, ત્રીજો માણસ વ્યાધિવાળાથી અન્ય છે એટલે તેના પુત્ર, પુત્રી વિગેરે છે. આ પણ વ્યાધિમુક્ત ગણી શકાય નહિ. વાસ્તવિક રીતે આ ત્રણેમાંથી એક પણ સન્ન્યાયથી ક્યારે પણ વ્યાધિમુક્ત કહી શકાય નહિ. ॥ ૨૦૨ ॥

### ઉપનયની યોજના કરે છે:

संसारी तद्भावो वा तदन्यो वा तथैव हि ॥
मुक्तोऽपि हन्त नो मुक्तो मुख्यवृत्त्येति तद्विदः ॥२०३॥

અર્થ. સંસારી પુરૂષ તદ્દભાવો વા પુરૂષનો અભાવ માત્ર, તદન્યોવા એકાંત લક્ષણ નિત્ય અનિત્યવાં આત્મા, તથૈવહિ શબ્દ યથાઅર્થમાં, યથાદૃષ્ટાંતમાં, આ આત્માને કોઈ સાંખ્યદર્શન જેવા મુક્ત થયેલ માને છે, તો તેને જણાવે છે કે તે મુખ્યત્વે કરી મુક્ત થયોજ નથી. એમ તેના જાણકારો કહે છે. ॥૨૦૩॥

**વિવેચન.** પ્રથમ શ્લોકમાં જણાવેલ બીનાને ચાલુ વાતમાં ઘટાવે છે. જેમ વ્યાધિગ્રસ્ત જીવ તેમ અહિં સંસારી પુરૂષ સમજવો. જેમ ત્યાં વ્યાધિવાળાનો અભાવ મરણ પામેલ જીવ લીધો તેમ અહિં સંસારી પુરૂષોનો અભાવ માત્ર એટલે ઘટપટાદિ જડ વસ્તુ લેવી, જેમ ત્યાં વ્યાધિવાળાથી અન્ય પુત્ર પુત્રી વિગેરે લીધા તેમ અહિં એકાંત લક્ષણ નિત્ય આત્મા અગર અનિત્ય આત્મા લેવો, તથૈવ

શબ્દ યથા દષ્ટાંતમાં છે, જેવી રીતે આ સંસારી ત્રણે પ્રકારના પુરૂષો સાંખ્યમતના અનુસારે મુકત પદને પામેલાજણાવે છે, સ્વરૂપમાં ફેરફાર ન થવાથી, તેના અંગે શાસ્ત્રકાર જણાવે છે કે મુખ્યવૃત્યા તેઓ મુકત પદને પામેલાજ નથી. કારણ કે તે ત્રણે જણમાં મુકત શબ્દની પ્રવૃત્તિનું કારણજ નથી. આ પ્રમાણે મુકત શબ્દના સ્વરૂપને જાણનારા જણાવે છે. જ્યાંસુધી સંસારમાં વ્યાધિગ્રસ્તનું સ્વરૂપ–રહસ્ય જાણવામાં આવશે નહિ ત્યાંસુધી મુકતપદ કદી મળશે નહિ. ॥૨૦૩॥

**તો પછી મુકત વ્યવસ્થા કેવી રીતે, તે કહે છે.**

**क्षीणव्याधिर्यथा लोके व्याधिमुक्त इति स्थितः ॥**
**भवरोग्येव तु तथा मुक्तस्तंत्रेषु तत्क्षयात् ॥२०४॥**

અર્થ. જેનો વ્યાધિ ક્ષય થઇ ગયો છે તે માણસ લોકમાં વ્યાધિ મુકત છે. "इतिस्थितः" એ પ્રમાણે કહેવાય છે, તેવી રીતે શાસ્ત્રમાં ભવરોગનો ક્ષય થવાથી ભવરોગી છે, તેજ વ્યાધિમુકત થયો તેમ કહી શકાયછે. જ્યાંસુધી ભવવ્યાધિ છે ત્યાંસુધી મુકત કહેવાતો નથી. ॥૨૦૪॥

**વિવેચન.** જગતની અંદર જે માણસને હવે ફરી કયારે પણ વ્યાધિ આવવાનો નથી અને જે હતો તે પણ સર્વથા ક્ષય થઈ ગયો છે તેજ માણસ વ્યાધિમુકત વાસ્તવિક કહી શકાય છે. પણ ફરી વ્યાધિ જો આવવાની હોય તો તે વ્યાધિમુકત કહી શકાતો નથી, વ્યાધિના અભાવ વડે તે સ્થિત છે, પણ સ્થાપવા લાયક નથી. તેવી રીતે ભવરોગી છે તેજ "तथा मुक्त" મુખ્યત્વે કરી સર્વ વ્યાધિથી મુકત થાય છે તેમ સમજવું, પણ દિદક્ષાદિ મળવાળો અથવા